# નિવેદન

સન ૧૯૫૮ માં ગુજરાત વિદ્યાસભાએ 'પ્રેમાનંદ : એક અધ્યયન' પુસ્તક શ્રી. સોરાબજી જમશેદજી જીજીભાઈ ગ્રંથમાળાના પુ ૩૪ તરીકે પ્રગટ કરેલુ પુસ્તક છપાતું હતુ તે દરમિયાન એના છપાયેલા ફર્મા પૈકી કેટલાક ફર્માને નુકસાની આવી એટલે જેટલા ફર્મા સારા રહ્યા તેનુ સળંગ પુસ્તક તૈયાર કરી વધારાના ફર્મા ઉત્તરાર્ધ તરીકે પ્રગટ કરેલા. સળંગ પુસ્તક વિદ્યાસભાના આજીવન સભાસદો તથા નોંધાયેલા પુસ્તકાલયોને ભેટ તરીકે આપવાનુ ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિએ ઠરાવેલુ હોવાથી ઉત્તરાર્ધમાં આવે છે તે સિવાયના ભાગની અલગ નકલો કઢાવી પ્રગટ કરી છે.

નવેમ્બર ૧૪, ૧૯૬૪
અમદાવાદ

જેઠાલાલ જી. ગાંધી
સહાયક મંત્રી, ગુ વિદ્યાસભા

## પ્રસ્તાવના

'કવિચરિત'ના ભાગ ૧–૨ ની પહેલી આવૃત્તિ છપાયા પછી ૩ જો ભાગ પ્રસિદ્ધ કરવાની વિચારણા હતી એ માટે પ્રેમાનંદ સિવાયના એના સમકાલીન મોટા ભાગના કવિઓનુ ચરિત લખાઈ ગયેલુ હતુ. પ્રેમાનંદનુ લખવાનુ બાકી હતુ તે માટે વાચન શરૂ કર્યું, દરમ્યાન 'પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'ના અંકો અને ગ્રંથો જોવાનુ પણ 'ગુજરાત સાહિત્ય સભા'ના એક ભાષણ માટે આવશ્યક બન્યું પાછલા ભાષણના લખાણમા નરસિંહ પ્રેમાનંદ રત્નેશ્વર વીરજી હરિદાસ દ્વારકાદાસ વલ્લભ વગેરેને નામે ચડેલી અનેક કૃતિઓના વિષયમા પણ વિચારણા રજૂ થઈ અને એ ભાષણ 'ગુજરાત સાહિત્ય સભા'ની સ ૧૯૪૨–૪૩ની કાર્યવહીમાં પણ છપાયુ ને વિદ્વાનોનો સમાદર પામ્યુ. એ ઉત્સાહે 'પ્રેમાનંદ' ઉપર સ્વતંત્ર અધ્યયન આપવાનો મનોભાવ થયો ને એ રીતે આ 'અધ્યયન' લખાતું ગયું ને છપાતું ગયું એના ૧૪ ફર્મા જેટલો ભાગ છપાયા પછી કામ બંધ રહ્યું.

પ્રેસ બંધ થતાં એ ૧૪ ફર્મા ગેરવલ્લે પડયા ને એની ખોજ લગભગ નિરાશામાં પરિણમી. દરમ્યાન પછીનો ભાગ પણ લખાયો અને એ પણ છપાઈ ગયો. ગુમ થયેલા ફર્માઓની ખોજ આમ છતાં ચાલુ હતી. નિયમ મુજબ તા. ૨૨–૧૧–૫૭ ને શુક્રવારે કરી 'મનોરથ પ્રિન્ટરી'માં ડૉ. છોટુભાઈ ર. નાયક સાથે ખોજને માટે જવાનું થયું. જવાબ નિરાશામાં હતો, છતાં ડૂબતો તરણાને પકડે તેમ મેં જૂના ફર્માઓની થપ્પીઓ ક્યાંય હોય તો નજર નીચે નખાવા દેવાની વિનંતિ કરી. પરિણામ શુભ આવ્યું. એક અભરાઈ ઉપર નિરાધારની માફક ખડકાયેલા ફર્માઓની કેટલીક બાંધેલી થપ્પીઓ જોવામાં આવી. મારી દસ વર્ષની મહેનત આમ સફળતા પામી એનો આનંદ નવનીત-પુત્ર-દર્શન જેવો થયો. અને આજે હવે આ આખું અધ્યયન હું એના અભ્યાસકોની સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું.

ગુજ. યુનિ.ના એમ એ. ના ગુજરાતીના અભ્યાસક્રમમાં ૧૯૫૮–૫૯નાં બે વર્ષ માટે 'પ્રેમાનંદ' નિશ્ચિત થયેલો છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપક મિત્રોની તો માંગ સતત ચાલુ જ છે. એવે ટાંકણે આ 'પ્રેમાનંદ : એક અધ્યયન' આઠ-દસ વર્ષના લાંબા ગાળા પછી પ્રસિદ્ધ કરવાનું સૌભાગ્ય મળે છે એનો આનંદ અનુભવું છું. 'પ્રેમાનંદ' વિશેનાં પ્રાપ્ય સમગ્ર સાધનો ઉપરથી આ અધ્યયન લખાયેલું હોઈ એના વિશેના મોટા ભાગના પ્રશ્નોનું નિરાકરણ એ કરી આપે છે.

હવે 'હરિચરિત' ભાગ ૩-૪ની સામગ્રી લગભગ તૈયાર છે. એક પુનરાવર્તન તેમજ નવા જ ગ્રંથમાં આવેલા, અને ન ચપાયેલા શામળ-દયારામના સંક્ષિપ્ત ચરિતાલેખનથી એ કાર્ય જાગતા આપી શકાશે. એ પણ એકાદ વર્ષમાં જ આ વિષયના અભ્યાસીઓ સમક્ષ રજૂ કરવાનો મનોભાવ છે.

ગુજરાત વિદ્યાસભાએ આવા અધ્યયન કરવાનો યોગ સાધી આપ્યો છે એ મારું પરમ ભાગ્ય સમજું છું. એ રીતે 'નરસિંહ મહેતો : એક અધ્યયન' પણ લખાયું છે અને ઘણોખરો ભાગ છપાઈ ગયો છે. થોડા સમયમાં એ પણ પ્રસિદ્ધ થશે. એ જ રીતે ભવાના આગલા વર્ષે ગુજ.

સુનિ ના એમ એ ના વિદ્યાર્થીઓને 'ભાલણ' ભણાવવાનું મને સદ્ભાગ્ય મળ્યું હતું અને 'ભાલણ : એક અધ્યયન' સિદ્ધ થયું જે પણ થોડા જ સમયમાં પ્રસિદ્ધ થશે

'કવિચરિત' લખાવવાનો વિચાર સ્વ હીરાલાલ ત્રિ પારેખ ( એ સમયના સહાયક મંત્રી )ને આવ્યો ને મને વિદ્યાસભામાં બેસી એ કામ સાધી આપવાનું ફરમાન થયું એ ફરમાનના શુભ પરિણામ તે 'કવિચરિત' અને 'આપણા કવિઓ' છે, અને એ જ ફરમાનનાં વિશિષ્ટ ફલ તે ઉપરના ત્રણ અધ્યયન છે આનું બધું શ્રેય સ્વ હીરાલાલ ત્રિ પારેખને, અને મને અભ્યાસની તક સદા આપનારા, જો જે વિદ્યાભવનના અધ્યક્ષ પ્રો રસિકલાલ છો. પરીખને છે આ બંને વિદ્વાનોના આશીર્વાદ સાથે આ મારી નવીન રચના એના રસિયા અભ્યાસીઓ સમક્ષ રજૂ કરું છું એનો એઓ યથાયોગ્ય ઉપયોગ કરે એટલાથી આ મારા પ્રયત્નની કૃતકૃત્યતા છે

અને આ કૃતિ ગુ વિદ્યાસભાના પ્રકાશન લેખે સ્વીકારવા બદલ હું વિદ્યાસભાના સંચાલક મંડળનો પણ ઋણી છું, અને મારી પૂર્વની અહીંની કૃતિઓની પરંપરામાં આ કૃતિને પણ ઉમેરી કૃતાર્થતા અનુભવું છું

ગુ વિદ્યાસભા, ભદ્ર,
અમદાવાદ તા ૧૦–૪–'૫૮

કે. કા શાસ્ત્રી
( ક્યુરેટર )

*

## શોધપત્ર

### પૂર્વાર્ધ

પૃ. ૩૦ : પ્રેમાનંદની ૧૭ + ૧૪ = ૩૧ કૃતિઓ એની જ હોવાનું પૃ. ૩૦ ઉપર નોંધાયું છે, તેમાં "નાનો દશમસ્કંધ (તૃ.)"નો સમાવેશ કર્યો છે એમાંનાં ભ્રમરગીતાનાં પદો સિવાય ક્યાંય 'પ્રેમાનંદ'ની છાપ નથી, અને એ સ્કંધ જાણીતો પણ નથી, તેથી વધુ સમર્થ પુરાવો ન મળે ત્યાં સુધી એ "નાનો દશમસ્કંધ" પ્રેમાનંદનો જ છે એમ કહી શકાય નહિ

પૃ. ૧૨-૧૩, ૨૦૧-૨૦૨ અને ૨૧૨ : ભાલણે દશમસ્કંધમાં શરૂઆત પદોથી કરી અને પછી કડવાં જેવી કથાત્મક રચના થઈ એ મતલબનું વિધાન થયું છે. તેમાં હવે એટલો સુધારો કરવાનો છે કે 'શરૂમાં નાનાં કડવાં રચેલાં, પણ એ આગળ જતાં લાંબાં પણ રચાયાં. એનાં ઊર્મિથી ભરેલાં પદ તો એની સ્વતંત્ર રચના છે અને પાછળથી પોતાને કે નકલના કોઈ સંપાદકને હાથે 'દશમસ્કંધ'માં ઉમેરાયાં છે, જેઓને કાઢી લેવામાં આવે તો મૂળ રચનામાં કાંઈ ઊણપ વરતાતી નથી.' આ નવા પ્રકાશમાં એ પાન વાંચવાં.

પૃ. ૧૨૯-૧૩૦ : રત્નેશ્વરના 'દશમસ્કંધ'ને અંતે 'પરમાનંદ' ગુરુ છે તે તો શ્રીમદ્ભાગવતની ભાવાર્થદીપિકા ટીકાના કર્તા પ્રસિદ્ધ શ્રીધરસ્વામીના ઇષ્ટનું નામ છે, નહિ કે રત્નેશ્વરના. શ્રીધરે દ્વાદશસ્કંધને અંતે જણાવ્યું છે તે જુઓ :

> સ્વબાલચપલાલાપૈઃ સ્વલીલાપરિનર્તિતઃ ।
> શ્રીયતાં પરમાનન્દનન્દહારઃ સદ્ગુરુઃ સ્વયમ્ ॥ ૨ ॥

એટલે આ 'પરમાનંદ'થી 'પ્રેમાનંદ' એવો અર્થ લેવાની કોઈ પણ શક્યતા નથી.

પૃ. ૧૮૬ : આ પૃષ્ઠ ઉપર 'ચોવીસા બ્રાહ્મણો નાંદોરામાંથી' નહિ, પણ 'મેવાડાનો સંબંધ પ્રાચીન હોવાથી ચોવીશા મેવાડાની શાખા જેવા છે' એમ બતાવવામાં આવ્યું છે. આ વિષયમાં મારા ચોવીશા મિત્ર શ્રી પન્નાલાલ જયશંકર પંડ્યા (વડોદરાવાળા)ને પણ મારા તરફથી પૂછવામાં આવ્યું હતું. એઓ તો ચોવીશાની ઉત્પત્તિ નાંદોરામાંથી જ માને છે. ડુંગરપુર-વાંસવાડા તેમજ રતલામના પ્રદેશોમાં ચોવીશા બ્રાહ્મણોની વસ્તી છે અને એ ત્યાં મેવાડાના સાહચર્યમાં મુખ્યત્વે છે, ત્યાં નાંદોરાનો સંબંધ નથી. આ સ્થિતિમાં એમાંથી કયું મંતવ્ય સ્વીકારવું એ પ્રશ્ન છે. તેથી જ અત્યાર સુધીમાં આ વિષયમાં જે કાંઈ મળ્યું છે તે સર્વ કહી આપવાનો આ પ્રયત્ન છે. અત્યારના સંયોગોમાં ચોક્કસ નિર્ણય કરી આપવું હજી શક્ય નથી બન્યું.

# અનુક્રમણિકા

પૃ. ૧૨-૧૩, ૨૦૧-૨૦૨ અને ૨૧૨ ભાલણે દશમસ્કંધમા શરૂઆત પહેલેથી કરી અને પછી કડવા જેવી કથાત્મક રચના થઈ એ મતતમનુ વિધાન થયું છે તેમાં હવે એટલો સુધારો કરવાનો છે કે 'શરૂમા નાના કડવાં એશે રચેલાં, પણ એ આગળ જતાં લાંબાં પણ રચાતા એના ઊર્મિથી ભરેલાં પદ તો એની સ્વતંત્ર રચના છે અને પાછળથી પોતાને કે નજીકના કોઈ સંપાદકને હાથે 'દશમસ્કંધ'મા ઉમેરાયા છે, જેઓને કાઢી લેવામા આવે તો મૂળ રચનામા કાઈ ઉણપ વરતાતી નથી' આ નવા પ્રકાશમા આ પાન વાંચવા

પૃ. ૧૨૯ ૧૩૦ 'રત્નેશ્વરના 'દશમસ્કંધ'ને અંતે પરમાનંદ' ગુરુ છે તે તો શ્રીમદ્ભાગવતની ભાવાર્થદીપિકા ટીકાના કર્તા પ્રાચીન શ્રીધરસ્વામીના ઇષ્ટનુ નામ છે નહિ કે રત્નેશ્વરના શ્રીધરે દ્વાદશસ્કંધને અંતે જણાવ્યું છે તે જુઓ

સ્વવાલ્યપલાલાપૈ સ્વલીલાપરિનર્તિતૈ ।

પ્રીયતા પરમાનન્દસ્તદ્દ્વારા સદ્ગુરુ સ્વયમ્ ॥ ૨ ॥

એટલે આ 'પરમાનંદ'થી 'પ્રેમાનંદ' એવો અર્થ નીકળવાની લેશ પણ શક્યતા નથી

પૃ. ૧૯૬ આ પૃષ્ઠ ઉપર 'ચોવીસા બ્રાહ્મણો નાંદોદમાંથી' નહિ પણ 'મેવાડાનો સબંધ પ્રાચીન હોવાથી ચોવીશા મેવાડાની શાખા જેવા છે' એમ બતાવવામાં આવ્યું છે આ વિષયમા મારા ચોવીશા મિત્ર શ્રી પન્નાલાલ જયશંકર પડ્યા (વડોદરાવાળા)ને પણ મારા તરફથી પૂછવામાં આવ્યું હતું એઓ તો ચોવીશાની ઉત્પત્તિ નાંદોદમાથી જ માને છે ડુંગરપુર-વાંસવાડા તેમજ રતલામના પ્રદેશોમાં ચોવીશા બ્રાહ્મણોની સારી વસ્તી છે અને એ ત્યાં મેવાડાના સાહચર્યમા મુખ્યત્વે છે ત્યા નાંદોદએ નો સબધ નથી આ સ્થિતિમા બેમાથી કયું મતવ્ય સ્વીકારવુ એ મુશ્કેલ છે તેથી જ અત્યાર સુધીમાં આ વિષયમાં જે કાંઈ મળ્યું છે તે સર્વ કાંઈ આપવાનો આ પ્રયત્ન છે અત્યારના સંયોગોમાં ચોક્કસ નિર્ણય ઉપર આવવુ હજી શક્ય નથી બન્યું

# ૧. પ્રેમાનંદ ભટ્ટની પૂર્વે

## રાસસાહિત્યનો વિકાસ

વિક્રમની ૧૮મી સદીની પહેલી પચાશીના છેલ્લા પાંચેક વર્ષોમાં જેના કવનકાળનો આરંભ થાય છે તે મહાકવિપદપાત્ર વડોદરાનો વિપ્રકવિ પ્રેમાનંદ ભટ્ટ અનેક આખ્યાન લખી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવાનું પ્રશસ્ય કાર્ય કરી ગયો છે. એ ૬૦-૬૫ વર્ષના પોતાના કવનકાળમાં લખેલાં ઉત્તમ આખ્યાનકાવ્ય અને દશમસ્કંધાદિમાં આપેલાં શ્રેષ્ઠ ઊર્મિગીત લખી પોતાના પૂર્વના અને પછીના ગુજરાતી કવિઓમાં અગ્રસ્થાન લેવા ભાગ્યશાળી થયો છે, એ તથ્યનો આજે કોઈથી પણ વિરોધ કરી શકાય એમ નથી. નરસિંહ મહેતાએ જેના બીજ રોપ્યાં, ભાલણ-કેશવ-નાકર-કાશીસુત-હરિદાસ વાળંદ [uncertain] - વિષ્ણુદાસ - શિવદાસ વગેરેએ જેને સિંચન કર્યું, તે આખ્યાનવૃક્ષને અનેકવિધ શાખાપ્રશાખાઓથી નવપલ્લવિત અને પુષ્ટ બનાવી એના પિતા થવાનું — પાલક થવાનું — અહોભાગ્ય એના સિવાય આજે બીજો કોઈ પણ કવિ લઈ શકવાને પાત્ર નથી. નરસિંહ મહેતાએ જે નહોતું તેવા પ્રકારનું આપ્યું, એટલે કે ઊર્મિપ્રકારનાં પદ આપવામાં એણે ખંગ વાળ્યો, ભાલણે ઊર્મિપ્રકારની કવિતા-પદો લખવાનો આરંભ કરી આખ્યાન-કવિતામાં પગરો લીધો; જ્યારે પ્રેમાનંદે આખ્યાન-કવિતાને એના શિખર ઉપર સમૃદ્ધિમય દશામાં પહોંચાડી ઊર્મિપ્રકારની કવિતાનો નવેસરથી આરંભ કરી બતાવ્યો, જેના પરિણામે પછીથી રામકૃષ્ણ, રાજે, રઘુનાથ, સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓ બ્રહ્માનંદ મુક્તાનંદ નિષ્કુળાનંદ પ્રેમાનંદ સખી વગેરે, અને શિવરામ દયારામ વગેરેએ ભાગ લીધો, અને દયારામે એ ઊર્મિપ્રકારની કવિતાને જૂના યુગના અસ્તમાનમાં એના શિખર પર પહોંચાડી. મધ્યકાલની દૃષ્ટિએ જોઈએ તો પ્રેમાનંદયુગ પૂર્વેના રાસયુગ નરસિંહયુગ અને નાકરયુગ સુધીમાં નીચે પ્રમાણે ત્રણ દિશામાં કવિતા-પ્રવાહ ચાલુ હતો:

૧. ધાર્મિક કથાનકો આપતાં કાવ્ય ને પછી કેટલાંક હોય, ખંડાત્મક હોય, સળંગ બંધનાં હોય કે નાનાં પદોના ગુચ્છરૂપે હોય તેવાં પ્રધાનતઃ કથનાત્મક (narrative) કાવ્ય: આખ્યાન-કાવ્યો.

૨ જેમા ધાર્મિકતાને પ્રાધાન્ય ન હોય તેવા ઉપર ૧ લા પ્રકારમા આવતા પદ્યબંધવાળા લોકવાર્તાને વિષય તરીકે લઈ રચાયેલા કથાત્મક (narrative) લોકકથા-કાવ્ય, અને

૩ નાના નાનાં પદોના એકમમાં રચાયેલો ઊર્મિજન્ય (lyrical) પદ-પ્રકાર• ભજનો, કીર્તનો, પદો પદોના ઝૂમખાથી એક સમગ્ર કાવ્યરૂપે ન હોય તેવાં છૂટક પદો – દુહાઓ – મુક્તકોશા – તે આ ત્રીજા પ્રકારમા આવે છે આગલા પ્રકારનાં આવા ઊર્મિગીત કથાત્મક કાવ્યોમા અત્ર તત્ર આવે છતા પણ સ્વતંત્ર રીતે પોતાનું સ્થાન ટકાવી રાખે છે એ આ પ્રકારની વિશિષ્ટતા છે

આ ત્રણે પ્રકારોમા કવિતાનો આપણે ત્યા કેમ વિકાસ થયો છે એ જોઈએ

હૈમયુગ (વિક્રમનું ૧૨ મું શતક) પૂર્વેનાં અપભ્રંશ કાવ્યોમા કાલિદાસના "વિક્રમોર્વશીય" ના ચોથા અંકની અપભ્રંશ-ધ્રુવાઓ, જોઇંદુના પરમાત્મપ્રકાશ, યોગસાર, સાવયધમ્મદોહા, પાહુડદોહા, પદેશામા દોહરા ચરણાકુલ-પ્લવંગમ જેવા અક્ષરમેળ છંદ તો પાછળાઓમા માત્ર દોહરા, એ બધા છૂટા મુક્તકો-રૂપે મળે છે ઊર્મિકવિતા જેમ જ ઉપદેશપ્રધાન કવિતાનો આ આરંભ દશમા શતકથી આ બાજુનો તો નથી અને લોકમા છૂટું છવાયું આ પ્રકારનું સાહિત્ય, લોકસાહિત્ય તરીકે આજે જેને સ્વીકારવામા આવે છે તેનું મુક્તકોશા દોહરાઓના રૂપનું સાહિત્ય વગેરે, લોકમાં ભોજ હેમચંદ્ર અને મેરુતુંગ સુધીમા તો સારી રીતે પ્રચલિત પણ થઈ ચૂક્યું હતું

એ જ રીતે કથાત્મક કવિતા પણ હૈમયુગ પૂર્વે જ અપભ્રંશ ભાષામા રચાતી હતી આ પ્રકારની કવિતા શાસ્ત્રનો વિષય પણ થઈ ચૂકી હતી એનું લક્ષણ બાંધવામા આવ્યુ છે. આ હેમચંદ્રે મહાકાવ્યની વ્યાખ્યા આપતાં ભિન્ન ભિન્ન ભાષાઓમાં "મહાકાવ્યો" ના સર્ગાદિ ક્યા નામથી ઓળખાતા હતાં એ નિર્દેશ કર્યું છે કે—

"६०१ पद्यं प्रायः संस्कृतप्राकृतापभ्रंशग्राम्यभाषानिबद्धभिन्नान्त्यवृत्तसर्गाश्वास संध्यवस्कन्धकबन्धं सत्संधि शब्दार्थवैचित्र्योपेतं महाकाव्यम् ॥६॥"[1]

"સંસ્કૃત તે સર્ગોમા, પ્રાકૃત તે આશ્વાસોમા, અપભ્રંશ તે સંધિઓમાં, ગ્રામ્ય તે સ્કંધકમાં આવું મુખ પ્રતિમુખાદિ સંધિઓવાળુ (અહીં કે સંધ્યાંગમાં મહાકાવ્યનું જે લક્ષણ સ્વીકાર્યું છે તેવું) હતું અને શબ્દની વિચિત્રતાવાળુ તે મહાકાવ્ય"

---

1 કાવ્યાનુશાસન (પ્રો. ર છો પરીખ સંપાદિત), પૃ ૪૪૯

આ. હેમચન્દ્રે ત્યાં અબ્ધિમથન નામનું એવું અપભ્રંશ કાવ્ય નોંધ્યું છે, પણ એ હાલ અપ્રાપ્ય છે; પણ દિગંબર કવિઓએ અને પછી શ્વેતાંબર જૈન કવિઓએ સંધિઓવાળાં સખ્યાબંધ અપભ્રંશ કાવ્ય રચ્યાં હતાં; નવમા-દસમા શતકના ચતુર્મુખ-ત્રિભુવન સ્વયંભૂ એ પિતાપુત્રનાં "હરિવંશ" "પઉમચરિઉ", અગિયારમા શતકના આરંભના પુષ્પદંતના "મહાપુરાણુ"-"ણાયકુમારચરિઉ"-"જસહરચરિઉ", લગભગ આ સમયના ધનપાલની "ભવિસ્સદત્તકહા", એના સમકાલીન ધવલનું "હરિવંશપુરાણુ", મૂળરાજ પહેલાના સમયના શ્રીચંદ્રમુનિનો "કથાકોશ", એના ઉત્તરકાલીન સાગરદત્તનું "જમ્બુસામિચરિઉ" અને પદ્મકીર્તિનું "પાર્શ્વપુરાણુ", ભોજદેવના સમકાલીન નયનંદીનું "સુદર્શનચરિત", એના સમકાલીન કનકામરનું "કરકંડુચરિઉ", એ બધાં જ અપભ્રંશ કથાત્મક કાવ્ય સંધિબંધનાં મહાકાવ્ય છે. સંધિઓ અનેક નાના નાના કડવકોમાં વિભક્ત થયેલાં હોય છે અને આપણને તુલસીકૃત રામાયણના દોહા-ચોપાઈનો ખ્યાલ આપે છે. દરેક કડવું દસ-બાર સુધીની સંખ્યાનાં ચરણાકુળનાં અર્ધ અને પછી ઘત્તા એ મથાળે આવતા એક છંદના બે અર્ધનું હોય છે :

'पुणु हिमसयपत्तसारसधवलि थिरमंथरपवाहपहधवलि ।
किन्नरगीयगेयगंभीरिं न्हाविउ जिणिंदु सुरहिवरखीरिं ।
पुणु कुंदुज्जलकेलिवयंसि रिद्धि समिद्ध मणोहरवंसि ।
जिणु अहिसिंचिउ सुरसम्महिए दडवड रवड पडंति दहिए ।
पुणु गंधोवएण सुपवित्तिं घणघुसिणुज्जलकंतिविचित्तिं ।
पुणु सयलद्धएण आमोए पुणु पक्खालिउ निम्मलतोए ।
पुणु मणिकंचणकंतिकयग्घहिं निम्मलपुज्जावित्तवसग्घहिं ।
जलकलसिहिं अहिसित्तु नरिंदिं न वज्जागसालि अमरिंदिं ।
पुणु तणु लुहिवि पोत्तसुचारिं लइउ समलहु घुसिणपगसारिं ।
बहुपरिमलकुसुमइं ओमालिवि झुणि आरत्त सिरिण संचालिवि ।
घुमुघुमंतभमरमहुरमइंदहिं बहलकुंदयचउदत्तउंदहिं ।
घत्ता—अहिसिंचिवि जगनाहु राणु भत्तइ नरवइ जाम ।
मुणिवरचारण बिन्नि सं-पाइय जिणहर ताम ॥ ४ ॥"[1]

---

૧. ભવિસ્સદત્તકહા, પૃ. ૧૧૪-૧૧૫.

આ એક કડવક છે. આવાં સખ્યાબંધ કડવકોનો એક સંધિ, અને એવા અનેક સંધિઓનું એક કાવ્ય બને. આ કડવકોમાં વચ્ચે ક્વચિત્ માત્રામેળ છંદ પણ પ્રયોજવામાં આવતા, ક્વચિત્ ચરણાકુળને સ્થાને પદ્ધડી જેવા છંદ પણ પ્રયોજાતા. એ રીતે ઘત્તા દોહરામાં તેમજ ક્વચિત્ ઉલ્લાલના બે ચરણોમાં પણ પ્રયોજાતી. શ્રીચંદ્રમુનિએ ચરણાકુળને સ્થાને પદ્ધડી અને કનકામરે ઘત્તાને સ્થાને ઉલ્લાલનાં બે ચરણ પણ પ્રયોજેલા મળે છે.

હેમયુગમાં અને પછીથી પણ મોટા કાવ્ય રચાયા છે, પણ એમાં ઉપરના જેવું વિશિષ્ટ બંધન ન જળવાતાં ખૂબ છંદોવૈવિધ્ય દેખાય છે. આ. હેમચંદ્રના ગુરુ દેવચંદ્રનું "શાંતિનાથચરિત", ધાહિલનું "પઉમસિરિચરિઉ", હરિભદ્રસૂરિનું "નેમિનાહચરિઉ", વરદત્તનું "વૈરસામિચરિઉ", રતિપ્રભનું "અંતરંગ-સંધિ," અમરકીર્તિનું "છક્કમ્મુવએસો," એ વગેરે મોટા કાવ્ય છે, તો મહેશ્વરસૂરિનું "સંજમમંજરી," અભયદેવસૂરિનું "જયતિહુઅણ" જિનદત્ત-સૂરિની કૃતિઓ, પલ્હની "પટ્ટાવલી," વાદિદેવસૂરિનું "ગુરુસ્તવન," દેવસેનસૂરિનો "શ્રાવકાચાર," જયદેવગણીનું "ભાવનાસંધિપ્રકરણ," પ્રિયમલ-સૂરિનો "મહાવીરજન્માભિષેક," સુપ્રસિદ્ધ જિનપ્રભસૂરિની અનેક કૃતિઓ, આ વગેરે કાવ્ય નાના અને વિવિધ છંદોમાં પ્રયોજાયેલા છે. આમ બંધની દૃષ્ટિએ હેમયુગમાં વિવિધતા મળે છે.

બંધની દૃષ્ટિએ ઉભય પ્રકારના કાવ્ય કથાત્મક યા ઊર્મિમય એમ વિષય પરત્વે પણ બે પ્રકારના હોય છે. સ્તવનરૂપે આવતા કાવ્ય ઊર્મિમય હોય છે તો ધાર્મિક કથાનકરૂપે આવેલા કથાત્મક હોય છે.

હેમયુગના અનુસંધાનમાં ઊભો થતો રાસયુગ વિશિષ્ટ રીતે અલગ તરી આવે છે. રાસ એ મથાળે એક કાવ્યપ્રકાર પ્રસિદ્ધિમાં આ પૂર્વે જ આવ્યો હતો એ જિનદત્તસૂરિ (સં. ૧૧૩૨-૧૨૦૦ નિશ્ચિત)નો "ઉપદેશરસાયનરાસ" જેનાથી જાણવામાં આવે છે પદ્ધડી છંદ (ચરણાકુળમાં જ અંતર્ગત થનાર રૂપવાળા)ની ૮૦ કડીઓનું આ ઉપદેશાત્મક કાવ્ય છે. એમના સમયમાં ગેય ચર્ચરી અને રાસકો ચાલતાં હતા. જિનદત્તસૂરિએ રચેલાં ત્રણ કાવ્યોમાં એક "ચર્ચરી," બીજો "ઉપદેશરસાયનરાસ" અને ત્રીજું 'કાલસ્વરૂપ કુલક" છે, પ્રથમનું કાવ્ય કુંદ છંદમાં અને પછીનાં બે પદ્ધડી છંદમાં છે. "ઉપદેશરસાયનરાસ"ને વિશે ટીકાકાર જિનપાલોપાધ્યાય કહે છે કે—

"अत्र पद्धटिकाबन्धे मात्रा षोडश पादगाः ।
अथ सर्वेषु रागेषु गीयते गीतकोविदैः ॥ ४ ॥"
(અપ. કા. ત્રયી, પૃષ્ઠ ૨૯)

બધા રાગોમા ગાઈ શકાય એવો "ઉપદેશરસાયનરાસ" હોય તો રાસ એ ગેયકાવ્યપ્રકાર છે એમ આનાથી સમજી શકાય છે. કાવ્યશાસ્ત્રના ગ્રંથોમા ગેય કાવ્યોના પ્રકારમા ગેયરૂપક તરીકે પણ એક રાસકને આપણે મેળવી શકિયે છિયે. વાગ્ભટને અનુસરી આ. હેમચદ્રે ગણાવેલા ગેયકાવ્યોમા રાસક છે, જેમકે—

"गेय डोम्बिका-भाण-प्रस्थान-शिङ्गक-भाणिका-प्रेरण-रामाक्रीड-हल्लीसक-रासक-गोष्ठी-श्रीगदित-रागकाव्यादि ।"[1]

આમ ગેયકાવ્યમા આપણને રાસક મળે છે. એ ગેયકાવ્ય નૃત્યમા ઉપયોગી હતું, એ વસ્તુ એ પછી ધ્યાન ખેચે છે :

"अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतु षष्टियुगलाद्रासक मसृणोद्धतं ॥"[2]

આ રાસનૃત્ય ૬૪ જોડાથી માડી વિશેષ જોડા—અનેક નર્તકીઓવાળાથી વિચિત્ર તાલ અને લયમા થતુ હતું.

આ પ્રકારની વિવિધ વ્યાખ્યાથી રાસ એ નૃત્યોપયોગી ગેયકાવ્યપ્રકાર હતો એમ આપણે જાણી શકિયે છિયે અને ખરેખર આ રાસકાવ્ય નૃત્યખેલમા ઉપયોગી હતાં એવુ "રેવતગિરિરાસુ" (સ. ૧૨૮૮ લગભગ)માના એક નિર્દેશથી જાણવું સુલભ છે :

"રંગિહિ એ રમઇ જો રાસુ સિરિવિજયસેણસૂરિનિમ્મવિઉ એ ।
નેમિજિણુ તૂસઇ તાસુ અંબિક પૂરઇ મણિ રલી એ ॥"
(પ્રા. ગૂ કા સ. પૃ. ૭)

આ રાસ સમૂહનૃત્યમા તાળીથી અને દાંડિયાથી ગાવાના ઉપયોગમા આવતા હતા એવું પણ જાણવામાં આવે છે. "સપ્તક્ષેત્રીરાસુ" મા

"તીછે તાલારસ પડઇ બહુ ભાટ પઢંતા,
અનઇ લકુટારસ જોઈઇ ખેલ નાચતા."
(પ્રા. ગૂ કા. સ. પૃ. ૫૨)

---

૧. કાવ્યાનુશાસન (શ્રી. ર. છો. પરીખ સંપાદિત), પૃ. ૪૪૫-૪૬.

લક્ષ્મણગણીના ( સં. ૧૧૯૯ માં ) જણાવ્યા પ્રમાણે के वि उत्तालतालाकुलं रासयं-થી રાસ સમૂહનૃત્યમાં કેટલા જામતા હતા, એનો પણ ખ્યાલ આવી શકે છે.

શાર્ઙ્ગધર ( સં. ૧૨૫૦ આસપાસ )ના જણાવ્યા પ્રમાણે સૌરાષ્ટ્રની નારીઓમાં રાસનૃત્યનો બહોળો પ્રચાર હતો, એ જોતાં આ આખો કાવ્યપ્રકાર કેમ વિકસ્યો હતો એની કલ્પના આવી શકશે, પણ નાનાં નાનાં પદો કે ગીતોને સ્થાને કથાત્મક ઊર્મિમય કે ઉપદેશાત્મક કાવ્યો જ રાસ-મથાળે પ્રચારમાં પણ એ જ યુગમાં આવી ગયાં હતાં, એ ઉપર જિનદત્તસૂરિના "ઉપદેશરસાયનરાસ"થી તેમજ સં. ૧૨૪૧ ના "ભરતેશ્વરબાહુબલિરાસ–બુદ્ધિરાસ" વગેરેથી સમજાય છે.

બંધની દૃષ્ટિએ વિચારતાંયે રાસ-કાવ્યો વિશિષ્ટ બની રહે છે. "ઉપદેશ-રસાયનરાસ"માં આપણને એક પદ્ધડી છંદ જ મળે છે, પણ "ભરતેશ્વરબાહુ-બલિરાસ"માં દોહરા, સોરઠા, ચરણાકુલ–ચોપાઈ, રોળા, હરિગીત વગેરે છંદો-માંથી થયેલી દેશીઓ જોવામાં આવે છે. આરંભે દેશીઓમાં વૈવિધ્ય જાળવનાર આ રાસ આપણને પ્રાપ્ત થયેલા રાસોમાં જૂનામાં જૂનો છે. અહીંથી શરૂ થતા રાસોમાં એ જ બંધોમાં વિવિધતા મળતી આવે છે. સાંકળીવાળાં સરસ્વતી-ધઉલ પણ પ્રચલિત બને છે. સં. ૧૩૩૧ માં સોમમૂર્તિના "જિનેશ્વરસૂરિ-વિવાહલઉ"માં "ધ્રુવણા" પણ પ્રયોજાય છે, તો સં. ૧૩૬૦ લગભગના "પેથડરાસ"માં દોહરાની દેશીઓમાં વિશેષ વૈવિધ્ય મળે છે;

(૧) "દીઠઉ ડૂંગર દૂરિ થયાં ચડીય સરોવરપાલે,
સંઘપતિ દઇ વધામણી હરખીઉ એ
હરખીઉ એ હરખીઉ નયણિ નિહાલે ॥ ૪૨ ॥"

(૨) "દિઉ પીયાણું વેગિ તહીં હરિયાલા સૂડા રે,
સૂરવાડે સપત્ત મનીલા સૂડા રે ॥"

( પ્રા. ગૂ. કા. સ. પરિશિષ્ટ, પૃ. ૩૦ )

સં. ૧૩૭૧ આસપાસના "સમરારાસુ"માં આ દેશીઓ વધુ ચોક્કસ રૂપ ધારણ કરે છે અને ઉત્તરોત્તર રાસયુગની કૃતિઓમાં કાવ્યના વાહન તરીકે રૂઢ બની જાય છે. એનો સારામાં સારો નમૂનો સં. ૧૪૮૫નો હીરાણંદસૂરિનો "વિદ્યાવિલાસ પવાડુ" છે. એમાં સવૈયાની દેશી, અને દોહરા ચોપાઇની દેશીઓ મળે છે. રાગ દેશાખ નીચે એક સવૈયાની દેશી "જિન ચઉવીસમું નઉ દાઇ"

એ મથાળે અપાયેલી છે. હીરાણંદે પ્રત્યેક દેશીનું ગીત પૂરું થતાં પોતાની છાપ મારી છે એ ધ્યાન ખેંચે છે:

> "ઓષધ દીજઇ દુખ-હરઇ રે કુણહિ દીજઇ દોસ ।
> હીરાણંદ ઇમ ઉચ્ચરઇ રે કીજઇ મનિ સંતોસ ॥
> સુણિ૦ ॥ ૧૨૨ ॥"

નરસિંહયુગની સંધિમાં આમ દેશીઓનો પૂર્ણ પ્રચાર આપણને મળે છે. એનો વિકાસ જૈન સાધુઓની કૃતિઓમાં જેટલી ઝડપથી મળે છે તેટલી જ ઝડપથી નરસિંહ ભાલણ ભીમ કેશવદાસ કર્મણ વીરસિંહ જનાર્દન વગેરે નરસિંહયુગના કવિઓમાં મળે છે. જનાર્દનના "ઉષાહરણ"ના નાના નાના દેશીબંધની વિવિધતાવાળા પદ ધ્યાન ખેંચે એવા છે.

નરસિંહયુગ પૂર્વેની કવિતામાં જૈન કવિઓએ ધાર્મિક કથાનકો સાચવતા સંખ્યાબંધ દેશી-બંધના રાસ રચી આપ્યા છે, તો લોકકથાને સાચવતા હંસ-વચ્છ ચઉપઇ, હંસાઉલિ, સદયવત્સકથા વગેરે લોકકાવ્યો, પ્રબંધ-પવાડા પણ જૈન-જૈનેતર લેખકોને હાથે મળ્યા છે, એ પછી નાના નાના ભાસ-ઠવણી-કડવકોના રૂપમાં કે સળંગ એક યા અનેક જુદા જુદા દેશીબંધ-પવાડા વગેરેના રૂપમાં હોય. એ રીતે જોતાં "ભરતેશ્વરબાહુબલિરાસ" ઠવણીમાં, "રૈવતગિરિરાસુ" કડવકમાં, "સમરારાસુ" ભાસમાં, "હંસાઉલિ" દોહા ચોપાઇમાં પણ આખા કાવ્યના ચાર ખંડ પડ્યા હોય એ રીતે, તો સદયવત્સકથા એવી જ પણ ખંડ પાડ્યા વિના, રાસયુગના અંતમાંના શાલિસૂરિના અક્ષરમેળ છંદોમાં રચાયેલા સળંગ કથાત્મક "વિરાટપર્વ" જેવા અપવાદ પણ છે, માત્ર બંધ પૂરતા, પણ નહિ તો દેશીબંધ જ વ્યાપક હતા આ દેશીબંધોનો વિકાસ નાના કડવકો-ભાસોમાંથી થતાં થતાં સળંગ બંધ પ્રબંધ-પવાડામાં પરિણમ્યો હતો, તો એ સળંગ બંધના કાવ્યોમાં પણ પ્રસંગોપાત્ત નાના નાના પદો-ગીતો ધ્રુવોનો આદર પણ થયો હતો "હંસાઉલિ"માં આવતાં ત્રણ વિરહગીત, સદયવત્સકથામાં આવતાં ક્વચિત્ પદ, સં ૧૫૧૨ના "કાન્હડદે પ્રબંધ"માં આવતાં ગીત વગેરે આના નમૂના છે પણ નરસિંહ મહેતા જેવાએ તો પદોનો એકમ જ સ્વીકારી કાવ્ય લખ્યાં. મુખ્યત્વે એણે "ઝૂલણા"નો બંધ સ્વીકાર્યો, પણ એ ઉપરાંત હરિગીત અને સવૈયાની દેશીઓમાં, તેમ ક્વચિત્ ચોપાઇ અને દોહરાના દેશીબંધોમાં પણ સંખ્યાબંધ પદ લખ્યાં ભાલણે આરંભ તો પદોમાં જ કર્યો "દશમસ્કંધ"-માં એણે નાના નાના પદોમાં જ શરૂઆત કરી, પણ પછી તો એ પદ મોટાં

મોટા થતા આરંભમાં ધ્રુવાની કરી ને પછી ઢાળથી દેશીબંધમાં એને હાથે પ્રયોજાયા એણે "નળાખ્યાન," "ધ્રુવાખ્યાન," 'સસરાની" વગેરે આખ્યાનો અને "મહભરી"નું લોકકથાનક કડવા મથાળે પેલા એના વિકસિત પદના ધ્રુવાની રચી કરી અને પછી ઢાળની કડીઓથી સવૈયા અને હરિગીતની તેમ જ દોહરા-ચોપાઈના દેશીબંધમાં આપ્યા

આ જ યુગમાં કર્મણ અને વીરસિંહ જેવાઓએ સળંગ બંધ પણ ચાલુ રાખ્યા હતા જૈન સાધુઓએ કરવાનો સમાદર કરેલો જોવામાં નથી આવતો તો એઓએ ઢાળનો ખૂબ વિકાસ સાધ્યો છે ખંડબદ્ધ કે સળંગ ઢાળોથી દેશીઓ બદલાતી આવે એ રીતે રચાયેલા સંખ્યાબંધ રાસ ઠેઠ ૧૮મી સદી સુધી અત્યંત વિપુલ પ્રમાણમાં એઓને હાથે ગુજરાતી ભાષાને સમર્પિત થયા છે જૈન સાધુઓએ ધાર્મિક કથાનકો તેમજ લોકકથાઓ પણ બાંધી છે બીજી બાજુ જૈનેતર કવિઓએ અને કથાકારોએ પ્રાય મહાભારત રામાયણ ભાગવત હરિવંશ વગેરે પુરાણ ગ્રંથોમાંથી ઉપાખ્યાનો વસ્તુ તરીકે લઈ આખ્યાન લખ્યા છે ક્વચિત્ લોકકથાઓ પણ રચવામાં આવી છે આવા આખ્યાનોમાં પ્રાય કડવાબદ્ધ દોહરા ચોપાઈઓ આપવામાં આવી હોય છે આ જ પદ્ધતિએ વૈષ્ણ० જેવાઓએ ક્વચિત્ આખ્યાન પણ લખ્યા છે, એટલે માત્ર બંધની દૃષ્ટિએ આખ્યાનો અને લોકકથાઓને જુદા તારવી શકાય એમ નથી એ તો માત્ર વિષય તરીકે જ જુદા પડે છે

રાસ એ જૈનયુગમાં સર્વસામાન્ય નામ હતું ધાર્મિક કથાનકો એ મુખ્યત્વે એનો વિષય હતો જૈનેતર કવિઓએ પણ રાસ નામ ક્વચિત્ સ્વીકારેલું મળી આવે છે નાકર "નળાખ્યાન"ને અંતે—

"અભસુતા મિ કીધો રાસ કહિ નાકર હૂં હરિનો દાસ ॥ ૨૫ ॥'

તો વિષ્ણુદાસ "રુકમાંગદપુરી'ને અંતે—

'રામકૃપાએ કીધો રાસ કર જોડી કહે વિષ્ણુદાસ ॥ ૧૬ ॥"

એમ રાસ કહે છે રાસ મથાળે નાના પદ જૈનેતર કવિઓએ પણ યોજ્યા હતા. વિક્રમના ૧૭મા શતકના પૂર્વાર્ધનો એક પં. ધનરાજ નામનો કવિ સંખ્યાબંધ રાસ રચી આપે છે સં. ૧૬૫૦ની એના કાવ્યાની હાથપ્રતમાં મળતા પદોમાં—

"એક-મના થૈ ગાઈ રાસ તે પુગે મનરસ કટ પાસ'

'વૈષ્ણવ ભક્તિ મુક્તિ ફલ કાજિ રાસ કીધું પંડિત ધનરાજિ"

એમ રાસ તરીકે "અહનિશિ રાસ", 'ચતુરવદનનુ રાસ" વગેરે પદો

મળી આવે છે પ્રેમાનંદયુગની સંધિના ભાલણદાસે સંખ્યાબંધ ગરબી ગરબા રચ્યા છે તેમાં રમાતા રાસનું એ સૂચન કરે છે

' ગગન-મંડલની ગાગરી ગુણ ગરબી રે ।
તેણી રમિ ભવાની રાન ગાઉ ગુણ ગરબી રે ॥"

અને "ત્યાહાં અહોતર સુવાસણી મલી રંગભરિ રેલિ રાસ !"

અને સ્વરૂપ ઉપરથી એના ગરબા-ગરબી સમૂહનૃત્યમાં નામ આવે એવા રાસ જ છે

પણ આખ્યાનકાવ્યો જૈનેતર કવિઓને હાથ **રાસ** તરીકે પછી કહેવાયાં નથી, તેથી જાણે કે જૈનોએ લખેલા તેમજ ડિંગળમાં મળતા ગદરાસ વગેરે **રાસ** અને જૈનેતરોએ લખેલા ધાર્મિક કથાત્મક તે **આખ્યાન** કાવ્ય એવો ભેદ માની લેવામાં આવ્યો છે, જે બરોબર નથી વસ્તુસ્થિતિએ આખ્યાન એ વિષય-નામ છે, જ્યારે રાસપ્રબંધ (= પવાડુ) એ બંધનામ છે રાસમાંથી મોટા પ્રબંધ થતાં પણ નામ **રાસ** જ રહ્યું છે એ જૈન કવિઓના ધાર્મિક કથાત્મક ગ્રન્થોથી આપણને જાણવા મળે છે અને જૈનેતર કવિઓએ સર્ગ કે વર્ગ મથાળે પણ વિવિધ બંધોમાં આખ્યાન લખ્યાં છે કેશવદાસનું "કૃષ્ણક્રીડાકાવ્ય" સર્ગબદ્ધ છે (સં ૧૫૨૯), તો પરમાણંદનું "હરિરસ" વર્ગબદ્ધ છે (સં ૧૬૮૮) દેવીદાસનો વર્ગબદ્ધ "અશ્વમેધ" (સં ૧૬૬૦ લગભગ) પણ એનો નમૂનો છે છતાં એ બધાં આખ્યાન જ છે, અને ભાલણની "કાદંબરી" કડવાબદ્ધ છતાં આખ્યાન નથી, એ લોકકથાત્મક જ છે એ બધાં રાસ પણ કહી શકાય અને પ્રબંધ=પવાડુ પણ કહી શકાય

(રાસ એ વિશિષ્ટ બંધનું નામ પણ હતું એ ફાગુ કાવ્યોમાં જાણવા મળે છે "રંગસાગરનેમિનાથ ફાગુ'માં સવૈયાની દેશી મથાળે **રાસક** મળે છે, જે રૂપક ગેયતા માટે પ્રયોજાયેલ હોય છે

રાસક

"મૃદંગ ઝુજંત ભેરિ ગભીર સર સરણાઈ નીસાણ વાજંતિ રે ।
દુંદુભિ દિસિમાં દેવદુંદુભિ મહારવિ રવિરથ તુરીય ત્રાસંતિ રે ॥ ૨૦ ॥"

આ જ બંધ કવચિત **પવાડુ** પણ કહેવાયો છે

ગામયુગમાં રાસ-સાહિત્યનો વિશિષ્ટ રીતે વિકાસ થયો. નરસિંહયુગ-નાકરયુગમાં "રાસ' નામ કાઢી મુકાયું અને પ્રબંધ અને આખ્યાન એ

શબ્દ વ્યાપક બન્યા. ખંડબંધ કે સળંગબંધના જેમાં પ્રધાન છંદ દોહરો હોય યા ચોપાઈ હોય, વચ્ચે ક્વચિત્ ગેય પદ પણ આવી જાય તેવાં આખ્યાનો અને લોકકથાનકો પણ બંધાયાં, ને માત્ર કડવાબદ્ધ આખ્યાન પણ બંધાયાં. અને આપણને રાસ પ્રબંધ આખ્યાન એવા ત્રણે કે ત્રણ કાવ્યબંધ હોય એમ મળ્યા. પણ વિષય પરત્વે વિચાર કરતાં આખ્યાન એ વિષયનામ છે, જ્યારે રાસ-પ્રબંધ એ બંધનામ છે એમ સમજવામાં આવે, ત્યારે જ એના સાચા સ્વરૂપનો ખ્યાલ આવી શકે.

## આખ્યાનોનો વિકાસ*

આવો સ્વાભાવિક વિષય-વિભાગ સમજાયા પછી જ આપણે આખ્યાનોના વિકાસની વાતને હાથ ધરી શકિયે એમ હું માનું છું, કેમકે નહિ તો રાસ પવાડા આખ્યાન એ જુદા જ કાવ્યભેદ છે એવી ભ્રાંતિ થાય કે જે સ્વરૂપ જોતાં વાજબી નથી

ઉપર ખુલાસો કરવામાં આવ્યો છે એ પ્રમાણે રાસ-પ્રબંધ એ બંધવિશેષ છે અને ધાર્મિક જેવી કથાઓ એ બંધમાં છેક આ હેમચંદ્રના સમયથી રચાયેલી મળે છે, એ બધાં જૈન આખ્યાન છે, અને એનો નરસિંહયુગ સુધીમાં ઠીક ઠીક વિકાસ થઈ ચૂક્યો હતો, પણ વિશેષ નામ તરીકે આખ્યાન શબ્દ ત્યાંસુધીમાં હજી સ્વીકારાયો ન હતો. એ સંભવતઃ સ્વીકારાયો ભાલણના સમયથી. નરસિંહ મહેતાની કવિતામાં પણ હજી આખ્યાન શબ્દ પ્રયોજાયેલો મળ્યો નથી, માત્ર એણે "સુદામાચરિત," "કૃષ્ણબાળલીલા," 'દાણલીના" કાંઈક કથાત્મક અને કાંઈક ઊર્મિમય રચ્યાં. સ્વચરિતને લગતાં કાવ્ય પણ રચ્યાં, અને "ચાતુરી'ઓમાં આખ્યાન કવિતાનું રૂપણ કર્યું. આ શુદ્ધ આખ્યાનો તો નથી, એમાં પાત્રલક્ષી કરતાં એની તન્મયતાને કારણે આત્મલક્ષી પ્રકાર વધુ સધાયો છે, છતાંય એ કથાત્મક બને છે અને તેથી જ નરસિંહે આખ્યાન-કવિતાનાં બીજ રોપ્યાં એવો આ પૂર્વે મત ઉચ્ચારવામાં આવ્યો છે. આખ્યાનોએ જેનો વિશેષ પ્રમાણે સમાદર કર્યો છે તે કડવાબંધ ચાતુરીઓમાં મળે છે. 'ચાતુરી ષોડશી' તો એનો કડવાબંધ જ અર્પે છે. આપણને ભાલણ એમાં વિકાસ સાધી આપે છે. "દશમસ્કંધ"માં એણે શરૂઆત તો ધ્રુવા વિનાનાં નરસિંહનાં પ્રચલિત પદો જેમ પદોમાં કરી, પણ એ પદો આગળ જતાં ધ્રુવાની પંક્તિઓ આદિમાં આપી ઢાળ આપતાં થતાં થતાં "દશમસ્કંધ"ના અંતભાગમાં

કડવાં જેવા જ કથાત્મક બની ગયાં. એમાંનું ઊર્મિતત્ત્વ છેક ઓસરી ગયું અને આખ્યાન-કવિતાનો વિકાસ સધાવા માંડ્યો.[1]

વીરસિંહ માંડણ કેશવદાસ કર્મણ જનાર્દન ભીમ વગેરે આખ્યાન-કવિતા જ આપે છે, પણ બંધની દૃષ્ટિએ એ પ્રબંધ સર્ગ વગેરેને સ્વીકારે છે, કડવાબંધનો એઓએ સમાદર કર્યો જ નથી પણ શ્રીધર કવિ (સં. ૧૫૬૬) બંને બંધ સ્વીકારે છે : "ગૌરીચરિત" માં નરસિંહ મહેતાની "ચાતુરી" ની પદ્ધતિ કડવાં, તો "રાવણમંદોદરીસંવાદ" માં સાદો ચોપાઈબંધ (પવાડો) સ્વીકારે છે. એનાં કડવાં હજી નાનાં છે એ કડવાનો વ્યવસ્થિત વિકાસ આપણને ભાલણ-પુત્ર ઉદ્ધવ એના "રામાયણ" અને "બભ્રુવાહનાખ્યાન" માં આપે છે. રામાયણમાં ધ્રુવાની કડી પછી ૫૦-૬૦ કડીઓના ઢાળમાં એણે કાવ્ય બાંધ્યું છે. આમ છતાં કડવું પૂરું થવા આવે ત્યાં ઊથલો કે વળણ હજી એને અજાણ્યું છે એ તો આપણને નાકર આપે છે એના "નળાખ્યાન" અને "મહાભારત"નાં પર્વોમાં નાનાં નાનાં કડવાંને અંતે ઊથલો શરૂ થાય છે, પછી તો કડવાં કેટલીક વાર ધ્રુવા કે ઊથલા વિનાનાં પણ રચાય છે "વિરાટપર્વ" માં ૨૭ માંથી ૩૫ માં સુધીનાં કડવાં એક જ ચોપાઈબંધમાં છે એ કથાના એના વેગને આભારી લાગે છે. નાકર એના આખ્યાન-કવિતાના વેગને કારણે જ સુગવર બને છે. ભાલણમાં ઊર્મિમય પદો અને કથાત્મક આખ્યાનોનો જે યોગ હતો તે નાકરમાં નથી નાકર તો શુદ્ધ આખ્યાનો જ રચે છે. મહાભારતનાં આખાં અને આખાં પર્વ કડવાબદ્ધ કવિતામાં આપનારો, અત્યાર સુધી જાણવામાં આવેલા કવિઓમાં, નાકર પહેલો જ છે આદિ સભા વન વિરાટ ગદા શલ્ય સૌપ્તિક સ્ત્રી એ મહાભારતીય પર્વો એનાં આજે મળે છે એણે કદાચ સમગ્ર મહાભારત ગુજરાતીમાં રચ્યું હોય તો એ સંભવી શકે એમ છે. ઉપરાંત છૂટાં આખ્યાન પણ એણે રચ્યાં છે આખ્યાનો રાસ છે એમ એ કહે છે એ લક્ષ્યમાં રાખવા જેવું છે નાકરના ઉત્તરકાળમાં તો કડવાબદ્ધ આખ્યાન-કવિતા ખૂબ ફાલે છે વિક્રમનું આખું ૧૭મું શતક એહેદેવ, સુરદાસ રાજવર, વસ્તો ડોડિયો, વિષ્ણુદાસ, ગોપાલદાસ, મેગલ, હરિદાસ વાળંદ, લક્ષ્મીદાસ, હરિદાસ, વજિયો, કાશીસુત શેઘજી, રામદાસસુત,

---

૧ ભાલણને નામે ચડેલા બીજા નળાખ્યાનમાં પૂર્વના એ જ આખ્યાન માટે "નળાખ્યાન" શબ્દપ્રયોગ મળે છે બીજું નળાખ્યાન સંદિગ્ધ હોવાને કારણે ભાલણે જ આ નામ પાડ્યું હતું એવું આપણે કહી શકવાની સ્થિતિમાં નથી.

કાહાન, કૂદ, દેવીદાસ ગાંધર્વ, મનોહર, રામભક્ત, શિવદાસ, કૃષ્ણદાસ, ગોવિંદ, અવિચળદાસ, રાણાસુત, મધુસૂદન, હરિરામ, કેશવદાસ વૈષ્ણવ, મુરારિ, પાંચો, નરસિંહ નવલ, મુરભટ્ટ, ગોવિંદ મોરાસુત, માધવદાસ, વિશ્વનાથ જાની, જનતાપી, રતનજી, રત્નદાસ, રામજનકુંવર, વીરજી, હરિદાસ વણિક વગેરે કવિઓ કડવાબદ્ધ આખ્યાન-કવિતા આપી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરી આપે છે. કડવાબદ્ધ નહિ તેવા આખ્યાન લખનારા ભાઉ વૈકુંઠ વગેરે પણ મહાભારતનાં પર્વ રચી આપે છે. આ જ યુગમાં નરસિંહ મહેતાનું ચરિત પણ વિષય તરીકે લેવાઈ આખ્યાનોના રૂપમાં વિષ્ણુદાસ, ગોવિંદ, કૃષ્ણદાસ, વિશ્વનાથ જાની વગેરેથી મળ્યું છે.

આખ્યાન-કવિતાના પ્રબળ વિમાસમાં ઊર્મિમય કવિતા ખૂબ દબાઈ ગયેલી હતી ચા એવી કવિતા આત્માનો યોગ ઓછો મળ્યો હતો એવું દેખાય છે. મારુ-ગુજરાતની મીરાબાઈ પછી વિક્રમના સત્તરમા શતકના પૂર્વાર્ધના ધનરાજ, ઉત્તરાર્ધના નરહરિ બૂટિયો ગોપાલ અખો અને ભાણદાસ, એઓનો એક તત્ત્વજ્ઞાન તરફ હતો અને એઓએ નાનાં નાનાં પદોથી માંડી પ્રબંધોમાં તત્ત્વજ્ઞાનની કવિતા આઈ. ભાણદાસે તો રસમય ગરબા-ગરબી પણ આપ્યાં; અખાએ ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન મેળવે એવાં પદ, લાંબા પ્રબંધ પણ આપ્યા, અને આખ્યાન-કાવ્યની પદ્ધતિ "અખેગીતા" જેવું તત્ત્વજ્ઞાનનું કાવ્ય કડવાબંધમાં પણ આપ્યું, પણ એ આત્મલક્ષી પ્રકારના જ રહ્યા. પરલક્ષી કથાત્મક કાવ્યો તો માત્ર આખ્યાન કાવ્યો જ રહ્યાં, નાકરયુગનાં સવાસો દોઢસો વર્ષ પેહેલાં ગાસયુગનાં રાસ-કાવ્યોની જેમ મુખ્યત્વે આખ્યાન-કાવ્યો માટે જ વીત્યાં અને આખ્યાન-કાવ્યોને એની શ્રેષ્ઠ કોટિએ પ્રેમાનંદને સોંપી ગયા.

સામાન્ય લોકો જ્ઞાની કવિઓનો સમાદાર કરી નથી શક્યા હિ એમ કહિયે તો ખોટું નથી. નરસિંહે તત્ત્વજ્ઞાનને લગતાં પદ રચી આપ્યાં, પણ એનું અનુસરણ ખાસ ન થયું. એણે ધાર્મિક કથાત્મક કવિતા ને એવાં જ ઊર્મિમય પદ ગાયાં; એમાંથી ઊર્મિમય પદોને બીજા કવિઓ ખાસ ઝીલી ન શક્યા, યા તો નરસિંહને ટપી જાય એવી કવિતા ન આપી શક્યા, એટલે એવાં પદ છેક પ્રેમાનંદયુગ સુધી ખાસ રચાયાં નહિ. વિક્રમના સત્તરમા શતકમાં નરહરિ બૂટિયો ગોપાલ અને અખો એ જ્ઞાની કવિઓ કોઈ ન જાણવામાં આવેલા સંયોગોએ ઊભા થયા, પણ અનન્ય જ રહ્યા; લોકો ઝીલી ન શક્યા, અન્ય કવિઓ અનુસરણ પણ ન કરી શક્યા. લોકોને તો ધર્મ અને નીતિને જાળવતી ધાર્મિક સરળ

કથાઓ જ ગમતી હતી, અને તેથી નરસિંહયુગ નાકરયુગ અને પ્રેમાનંદ-યુગ એ ત્રણે યુગોમાં ગુજરાતી કવિઓએ ધાર્મિક કથાનકો સાચવતાં આખ્યાન-કાવ્ય જ આપ્યાં એ જ કારણે લોકકથાઓ પણ વ્યાપક બની શકી નહિ. નરપતિ કેશવદાસ જેવાએ એવા પ્રયત્ન કર્યા, પણ એ વ્યાપક બન્યા નહિ. જેવી જૈનેતરોની આ સ્થિતિ હતી તેવી જ જૈનોની સ્થિતિ હતી. પ્રેમાનંદયુગ સુધીમાં આપણે જોઈ વળીએ ઊંચે તો થોડા જ અપવાદે ધાર્મિક કથાનકો સાચવતા રાસ જ મળે છે: અને જૈન સાધુઓ સમગ્ર રીતે સર્વાંગ બંધમાં તેમ જ ઢાળ પાડી ખંડ આપી સપ્રમાણ ધાર્મિક કથાનક—વસ્તુતઃ આખ્યાનો જ રચી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરે છે.

આવી પરિસ્થિતિમાં આપણી સમક્ષ આપણો પ્રેમાનંદ રજૂ થાય છે. એ પોતાના પૂર્વકવિઓની પ્રણાલીને ઉવેખી શકતો નથી અને એક પછી એક આખ્યાન ગુજરાતી જનતા સમક્ષ રજૂ કરવા માંડે છે. જન-મન-રંજની કવિતા તો એમ એ પૂર્વસંપ્રદાયને અનુસરીને જ આપે છે, પણ એની વિશિષ્ટ પ્રતિભા કાંઈક વિશેષ કરી આપે છે: નર્યો કથાકાર નહિ રહેતા એ સાચો કવિ બની રહે છે; અને તેથી કથાત્મક આખ્યાનોમાં પૂર્વોક્ત વિકાસ સાધતો સાધતો "દશમસ્કંધ"માં એ ઊર્મિમય કવિતાના વહન પણ સાથોસાથ વહાવે છે અને એ પ્રકારના પૂર્વે કાંઈક બંધ રહેલા, અખા વગેરે જ્ઞાની કવિઓએ કાંઈક ઉઘાડેલા દરવાજા એ પૂરેપૂરા ઉઘાડી આપી રામકૃષ્ણ, રાજે, વસંતાદાસ, રણછોડ, સ્વામિનારાયણી કવિઓ, આનંદઘન, દયારામ વગેરે કવિઓને ઊર્મિમય પદો ગાવાનો માર્ગ સરળ કરી આપે છે. આખ્યાનકાવ્યો એની શ્રેષ્ઠ ચડતી પામી જાણે કે ત્યાં જ થંભી જાય છે; એ પડતી પામતાં નથી, પણ ત્યાં જ સ્થિર થઈ જાય છે.

## ૨. પ્રેમાનંદના સમયનો નિર્ણય

આખ્યાન કવિતાનો પિતા આપણો આ ભટ્ટ પ્રેમાનંદ ક્યારે જન્મ્યો અને પોતાની રસમય સાહિત્યસેવાનો ફાળો ગુજરાતને ચરણે ધરી આ સંસાર ક્યારે છોડી ગયો એ નિશ્ચયપૂર્વક કહેવાનું આપણી પાસે કશું પ્રામાણિક સાધન નથી. બીજા કવિઓના વિષયમાં બન્યું છે તે પ્રમાણે કયા વર્ષોમાં એ હયાત હતો એટલું જ આપણે જાણી-મેળવી શકિયે છિયે. એના ઘણાખરા કાવ્યોમાં કોઈ ને કોઈ રચ્યાવર્ષ મળી આવે છે. આવું જૂનામાં જૂનું વર્ષ સં. ૧૭૦૫નું એના "સુદામાચરિત્ર"ના અંતભાગમાં મળી આવે છે, જેવું કે—

> "છે વીરક્ષેત્ર વડોદરૂં ગુજરાત મધિ ગામ ॥
> ચતુરવંશી જ્ઞાત બ્રાહ્મણ કવી પ્રેમાનંદ નાંમ ॥
> સંવત સત્તર પાંચ વરષિ શ્રાવણ સુદી નીર્ધાન ॥
> તીથી ત્રીતીઆએ ભ્રગુવારે પદબંધન કીધું આખ્યાન ॥
> ઉદર નીમીત કરી રોતુ ગાંમ નંદરબાર ॥
> નંદીપરામાં કથા કીધી જથાસુત અનુસાર ॥
> વલણ—સુધીમાને કથા કીધી કરનારે લીલા કરી ॥
> ભટ પરમાનંદ નાંમ મીથ્યા શ્રોતાજન બોલો જે હરી ॥"[1]

"સુદામાચરિત્ર"ની સં. ૧૭૫૯ જેટલી જૂની હાથપ્રતમાં સં. ૧૭૦૫ના શ્રાવણ સુદિ ૩ શુક્રવારને દિવસે આ કાવ્ય રચી પૂરું કર્યાનું આમ જણાય છે. સ્વ કવિ દલપતરામને પણ આવી જ કોઈ પ્રત મળી હતી, ને એમણે પ્રેમાનંદનું આ વર્ષ સ્વીકાર્યું હતું.[2] ગણિતથી આ વર્ષમાં (આષાઢી) સં. ૧૭૦૫ શ્રાવણ સુદિ ૩ને વાર બુધ (તા ૧૨-૭-૧૬૪૮) આવે છે. એ વર્ષ જો કાર્તિકાદિ ગણવામાં આવે તો એ દિવસે મંગળવાર (તા ૩૧-૭-૧૬૪૯) આવે છે. આમ એ વર્ષ સાચું ઠરી શકતું નથી અને સં. ૧૭૫૮ની એક બીજી પ્રતમાં એનું ખરું વર્ષ મળી આવે છે, જેવું કે—

---

1. ફા. ગુ. સ. હ. લિ પુ. નં. ૫૪ ક (ચાલી ભાગ ૨ જો, પૃ. ૨૦).
2. જુઓ તેમનું કાવ્યદોહન.

"શવત શતર આડત્રીસ માંહાં શાંવણ શુદી નીધાંન ॥
તા(તી,થી ત્રીતીઆ ભ્રગુવાર પદબંધ કીધાં આક્ષાંન ॥ ૧૨ ॥
ઊદર નીમીત્ત પરદેશ કીધો રેવું નંદરબાર ॥
નંદીપુરમાંહાં કથા કહી જથાબૂધી અનુશાર ॥ ૧૩ ॥
ઊથરો—શુધીમાને કથા કહી કરનારે લીલા કરી ॥
ભટ પ્રેમાનંદ નાંમે શીશ શ્રોતાજન બોલજો શ્રીહરી ॥ ૧૪ ॥"[૩]

આજે મળતી સંખ્યાબંધ હાથપ્રતોમાં આ સં. ૧૭૩૮નું વર્ષ જ મળે છે. ક્વચિત્ સં. ૧૬૩૮, ૧૬૩૨ અને ૧૭૪૮ પણ મળે છે, પણ ગણિતથી એ અસિદ્ધ વર્ષો છે. માત્ર (આષાઢી) સં. ૧૭૩૮ના શ્રાવણ સુદિ ૩ને શુક્રવાર (તા. ૮-૭-૧૬૮૧)એ સાચો દિવસ છે. કાવ્યની પ્રૌઢિ જોતા પણ "નળાખ્યાન" (રચ્યા સં. ૧૭૪૨)ના નિકટના સમયની એ કૃતિ વધુ સંભવે છે.

આમ "સુદામાચરિત્ર"નું સં. ૧૭૦૫નું વર્ષ પ્રેમાનંદના કવનકાળનો પૂર્વસંધિ નક્કી કરવામાં ઉપયોગી નીવડી શકતુ નથી. હવે બીજી સિદ્ધ કૃતિનું રચ્યાવર્ષ જોઈએ; એ "મામેરા"નું.

સં. ૧૯૯૧ની એક મોડી હાથપ્રતમાં સં. ૧૭૧૭ મળી આવે છે, પણ[૪] પ્રાચીન પ્રતોનો એને લેશ પણ ટેકો નથી; જેમકે—

**સંવત સત્તર ઓગણ્યાલો આસો શુદિ નવમી રવીવારજી**
પૂરણ ગ્રથ થયો તે દિવસે યથાબુદ્ધ વીસ્તારજી."[૫]

વર્ષની દૃષ્ટિએ તપાસ કરતા આષાઢી નહિ, પણ કાર્તિકી સં. ૧૭૧૭ના આશ્વિન સુદિ ૯ રવિવાર (તા. ૨૨-૯-૧૬૬૧) એ ખરો દિવસ આવે છે; પણ કોઈ પણ પ્રાચીન પ્રતનો એને ટેકો નથી. અને આપણે ઉપર જોયુ છે કે "સુદામાચરિત્ર"નું રચ્યાવર્ષ આષાઢી છે. એટલે પ્રેમાનંદે "મામેરા"મા કાર્તિકી વર્ષ સ્વીકાર્યું હોય એ સંભવી શકતું નથી. આષાઢી સં. ૧૭૩૯ના આશ્વિન સુદિ ૯ને રવિવારને બદલે શનિવાર (તા. ૩૦-૯-૧૬૮૨) આવે છે. "સુદિ"ને બદલે "વદિ" હોય તો રવિવાર (તા. ૧૫-૧૦-૧૬૮૨) આવી શકે છે. ક્વચિત ૧૭૨૯ ૧૭૩૨, ૧૭૩૮ અને ૧૭૧૯ પણ મળે છે. આમાંથી (આષાઢી) સં. ૧૭૩૯ના

૩. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૧૧ સ (યાદી ભાગ ૨ જો, પૃ. ૨૪૦).
૪. ફા. ગુ. સ. હ લિ. પુ. નં. ૩૩૦ છ.
૫. ગુ. વ. સો. હ. હ. લિ. પુ. નં. ૪.

અધિક આશ્વિન, સુદિ ૯ ને રવિવાર ( તા. ૧૧-૯-૧૬૮૧ ) એ દિવસ સાચો આવે છે, પણ "મામેરા" માં આશ્વિન અધિક છે એવું નોંધાયું નથી. આ કાવ્યની પ્રૌઢિ જોતાં એ "નળાખ્યાન" (ર. સં. ૧૭૪૨) અને "સુદામાચરિત્ર (સં. ૧૭૩૮)"-થી લાંબે અંતરે રચાયું નથી લીસતુ એટલે આ સં. ૧૭૩૮ કે સં. ૧૭૩૯માં થવું સંભવે છે. સં. ૧૭૧૭ની તો તેથી કલ્પના સુદૂર છે.

આમ આ "મામેરા"ના રચન-વર્ષનો પણ પ્રેમાનંદના કવનકાળનો પૂર્વસંધિ નક્કી કરવામાં ઉપયોગ નથી.

"લક્ષ્મણાહરણ"નું રચ્યાવર્ષ સં. ૧૬૨૦ની શરદ્પૂર્ણિમાનું મળે છે, વાર નથી તેથી એની કસોટી થઈ શકતી નથી. તેમ આ કૃતિ જ પ્રેમાનંદની છે કે નહિ એ નક્કી થઈ શકે એમ નથી; (એ વિશે યોગ્ય સ્થળે ચર્ચા કરી છે), તેથી એના વર્ષને પ્રમાણ તરીકે લઈ શકાય એમ નથી.

સામાન્ય રીતે "ઓખાહરણ"ના કાવ્યને અંતે રચ્યાવર્ષ મળતું નથી; પણ સ્વ. નર્મદાશંકરને મળેલી પ્રત ( ૨૯ કડવાંની ) માં મળ્યું છે; જેવું કે—

**"સંવત સત્તર ત્રેવીસ વિક્રમ ચૈત્ર સુદ નવમી ગુરૂવારજી.**
**શ્રીસુંદર ગુરુપ્રતાપે પ્રૌઢ કર્યું કાવ્ય શ્રીઆધારજી" ॥ ***

આ સં. ૧૭૨૩ના ચૈત્ર વદિ ૯ ને ગુરુવાર એ ગણિતથી સાચો દિવસ નથી. એ દિવસે તો શનિવાર (તા. ૨૩-૬-૧૬૬૭) આવે છે, મહિનો સાચો હોય તો સાતમ ને ગુરુવાર (તા. ૨૧-૩-૧૬૬૭) આવે છે, પક્ષ-તિથિ-વાર સાચાં હોય તો મહિનો ફાગણ (તા. ૨૧-૨-૧૬૬૭) આવે છે; અને માસ-પક્ષ-તિથિ-વાર સાચાં હોય તો સં. ૧૭૫૭ (તા ૯-૩-૧૭૦૧) આવે છે.

પર કડવાની એક સં. ૧૮૮૬ની છાપપ્રતમાં વળી આ પ્રમાણે મળે છે :

"છે વીરક્ષેત્ર વડોદરું ગુજરાત મધ્યે ગામ ॥
ચતુરનથી જ્ઞાતી બ્રાહ્મણ કવિ પ્રેમાનંદ નામ ॥
સંવત શતરસેં અડતીસ વરે આસો સુદ નિધાન ॥
તિથિ તૃતિના ભૃગુવારે પદબંધ કીધું આખ્યાન ॥
ઉદર નિમિત્ત પારેવા સેવ્યું ગામ નંદરબાર ॥
નંદિપુરમાં કથા કહિ તે બુધિને અનુસાર ॥
વસણુ—બુધિમાને કથા કિધી કરનારે લીલા કરી ॥
ભટ્ટ પ્રેમાનંદ કેહે કથા એકવાર બોલો જે જે હરિ ॥[૬]

૬. ગુ. વ. સો. હ. લ. લિ. પુ. નં. ૧૫૧૮.

આ સં. ૧૭૩૮ ના આશ્વિન સુદિ ૩ શુક્રવાર ન તો આષાઢી ગણતરીએ ન તો કાર્તિકી ગણતરીએ સાચો દિવસ છે. આષાઢી લેખે અધિક આશ્વિન હોય તો સોમવાર ( તા. ૫-૯-૧૬૮૧ ), ચાલુ આશ્વિન હોય તો મંગળવાર ( તા. ૪-૧૦-૧૬૮૧ ); અને કાર્તિકી લેખે રવિવાર ( તા. ૨૪-૯-૧૬૮૨ ) આવે છે. આમ આ વર્ષ પણ સાચું ઠરી શકતું નથી. અને આ કડીઓ જોતાં તો સ્પષ્ટ છે કે "સુદામાચરિત્ર"ને અંતેથી બેડી ને બેડી ઉતરી એ કડીઓ ઉઠાવી લેવામાં આવી છે, જેમાં માત્ર મહિનો બદલી નાખવામાં આવ્યો છે. ૫૨ કડવાનું વધારેલું "ઓખાહરણ" પ્રેમાનંદનું જ છે એમ સમજી આમ કોઈ લહિયાએ કરી નાખ્યું જણાય છે, શ્રાવણમાં "સુદામાચરિત્ર" પૂરું કર્યું ને આશ્વિનમાં "ઓખાહરણ" પૂરું કર્યું, એમ માનીને.

"ઓખાહરણ"ની એક મોડી ૫૯ કડવાંની પ્રતમાં વળી આ પ્રમાણે મળે છે :

> "સંવત પનર બારમાં માસ કાર્તિક જાણુજી;
> અષ્ટમી ને રવિવાસરે ગ્રંથ પૂરણ થાયેજી."[૭]

સં. ૧૫૧૨ ની તો કોઈ પણ રીતે સંભાવના નથી. સં. ૧૭૧૨ હોય તો એ દિવસે રવિવાર નહિ, પણ શનિવાર ( તા. ૧૯-૧૦-૧૬૫૫ ) આવે છે. સં. ૧૭૧૫ ( તા. ૨૪-૧૦-૧૬૫૮ ) અને સં. ૧૭૧૮ ( તા. ૨૦-૧૦-૧૬૬૧ ), સં. ૧૭૨૨ ( તા. ૫-૧૧-૧૬૬૫ ) અને સં. ૧૭૩૫ ( તા. ૨૩-૧૦-૧૬૭૮ ) એ મળતાં વર્ષો આવે છે. આમ આ પણ ચોક્કસ વર્ષ આપવા સમર્થ નથી. ૨૯ કડવાંના "ઓખાહરણ"ની કવિતાનો ખ્યાલ કરતાં પ્રેમાનંદના આરંભકાળની એ જણાય છે. એ સં ૧૭૨૨-૧૭૨૩ થવાને પાત્ર છે.

આ પછી નક્કર્તું વર્ષ "સુધન્વાખ્યાન"નું મળે છે; જેવું કે—

> "ઉદર નીમીત્તે પ્રદેશ કીધો સેવું નંદરબાર
> નંદીપુરમાં કથા કરી જયાબુધી અનુસાર
> સંવત સતર ચોવીસ વરષે કારતક સુદી
> નવમી ભ્રગુવાર
> આક્ષાન એ પુરણ હવું લીલા તે જગદાધાર."[૮]

સં. ૧૭૨૪ ના કાર્તિક સુદિ ૯ ને શુક્રવાર એ ખોટો દિવસ છે; એ દિવસે

૭. એજન, ન. ૬, ૭.
૮. ગુ. વ. સો. હ. લિ. પુ. નં. ૧૦ ક.

તો બુધવાર ( તા. ૧૫-૧૦-૧૬૬૭ ) આવે છે. મુદ્રિત કાવ્યમાં તો સં. ૧૭૪૦ મળે છે; જેમકે—

> "સંવત સત્તર ચાળીશ વરસે, કાર્તિક શુદ્દ્ધ
> નવમી ભૃગુવાર;
> કથા સંપૂરણ થઇ લીલા તે શ્રીજુગદાધાર."[૯]

આ વર્ષે સં. ૧૭૪૦ ના કાર્તિક સુદિ ૯ શુક્રવાર ( તા. ૧૯-૧૦-૧૬૮૩ ) એ સાચો દિવસ છે. આમ પ્રેમાનંદના કવનકાળનો પૂર્વસંધિ મેળવવા આ કાવ્યનું આ સાચું વર્ષ પણ કામ લાગે એવું નથી.

એ પછી "અભિમન્યુ આખ્યાન" આપણી નજર સામે આવે છે :

> "સંવત સત્તરસેં સત્તાવીસમાં કર્યા છે પદબંધ;
> શ્રાવણ સુદિ પંચમીએ પૂર્ણ કીધું પ્રેમાનંદ."

અહીં વાર નથી એટલે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી કે આ વર્ષ સાચું છે કે ખોટું. આ જ આખ્યાનનું રચ્યાવર્ષ સં. ૧૭૨૮ પણ મળે છે; જેમકે–

> "સંવત સતર અઠાવીશે શ્રાવણ સુદી દ્વીતીઆદે
> તે દાડે પુરણ થઊ અભીમનચરીત્ર મહીમાહે ॥ ૩૨ ॥"[૧૦]

આ પાછલી હાથપ્રત સં. ૧૮૦૮ જેટલી જૂની છે, પણ એમાંય વાર નથી. સં. ૧૭૨૭ કે ૧૭૨૮, પાંચમ કે બીજ એ તેથી સિદ્ધ રીતે કાંઈ કહી શકાય એમ નથી. આવી મુશ્કેલીમાં આ વર્ષો પણ સિદ્ધ સ્વરૂપમાં પ્રેમાનંદનો કવનકાળ નક્કી કરવા ઉપયોગી નથી.

બૃ. કા. દો. ભા. ૨ જો, પૃ. ૨૦, પ્રાચીન કાવ્યમાળા–ગ્રંથ ૩૩માં ૧૭૪૦ છે; જેમકે—

> "વડું ગામ વડોદરૂં, ત્યારી વિપ્ર પ્રેમાનંદ;
> સંવત સત્તર ચાળીશ વર્ષે પૂર્ણ કર્યો પદબંધ ॥ ૩૧ ॥"
>
> (પૃ. ૧૦૭)

પરંતુ આ ૧૭૪૦નું વર્ષ બતાવનારી એક પણ હાથપ્રત હાથ પ્રાપ્ય નથી. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૫૧ બમાં આ પંક્તિ આ પ્રમાણે છે :

---

૯. બૃ. કા. દોહન ભાગ ૩ જો, પૃ ૧૦૨ ( ૧ લી આવૃત્તિ ).
૧૦. ગુજરાતી પ્રેસ હ. લિ. પુ. નં. ૧૯૪ ક.

"વડોદરાવાસી ચાતુરવંશી વીપ્ર પ્રેમાનંદ
સંવત ૧૭૨૭માં પુરણ કરયા પ્રબંધ ॥'
(જુઓ, યાદી, ભાગ ૨ જો, પૃ. ૩૩)

ગ્રા. કા મા અને આ પ્રતમાં માસ પક્ષ તિથિ નથી, પણ ફા ગુ સ. હ નિ પુ નં ૧૩૪ ખ મા સં ૧૭૨૮ સહિત માસ પક્ષ-તિથિ નીચે મુજબ છે, જેમા આ કાવ્ય ૨૧ દિવસમા રચી કાઢયાનું પણ જણાવ્યું છે, જે ઉપરની આવૃત્તિઓ કે હપ્રોમા નથી, જેમકે—

'વાડવગન્યાતી ચતુરવંશી વીપ્ર પ્રેમાનંદ
એકવીસ દિવસે કષ્ણકીપાથી બાંધીઓ પ્રબંધ ॥ ૨૮ ॥

× × ×

સંવત શતર અઠાવીસે શ્રાવણ સુદી દ્વીતીઆદે
તે દાહે પુરણ થઇ અભીમનચરીત્ર મ ીમાહે ॥ ૩૨ ॥"
(જુઓ યાદી ભાગ ૨ જો, પૃ ૩૭૮)

સ્વ અ. બુ જાનીએ નં ૧૩૫ કની હકીકત આપતા જણાવ્યું છે કે "અંક ૧૩૪ ખ પ્રતિને મળતી આ પ્રતિ છે પણ ૨ મ ૧૬૨૭ છે, અ. ૧૩૪-ખનો ૨ સ ૧૭૨૮ ભૂલભર્યો છે વાસ્તવિક રીને સ ૧૭૨૭ જોઈએ. કદાચ આષાઢી સંવત અનુસાર લખ્યું પણ હોય, તો તો એ ખોટું ન લેખાય" (પૃ. ૩૮૧)

ગુ વ સો ની નં ૬૮૨ ની હપ્રમા વર્ષ નથી પણ માસ-પક્ષ-તિથિ છે, જેમકે—

વટપત્રવાસી ચતુરવર્ણી ભટ પ્રેમાનંદ નામ ॥
શાવણ સુદી તીથી દ્વીતીઆ પુરણ કીધા ગ્રથામ ॥'
(જુઓ, વળી ત્રીજ યાદી પૃ ૨૦૦)

આ હપ્રોનો મેળ મેળવતા એટલું જ કહી શકાય કે ચ તો સં ૧૭૨૭ કા તો સ ૧૭૨૮ મા શ્રાવણ સુદિ ૫ ને દિવસે કે ૨ ને દિવસે આ કાવ્યની રચના પૂર્ણ થઈ

આ પછી આપણી સામે "નરસૈદાસ આખ્યાન" આવે છે

'સંવત સત્તર અનાવીશ વર્ષ મિથુનસ્થ વર્ષની ભંધ,
જ્યેષ્ઠ સુદી સાતમ સોમવારે પૂર્ણપાવન કથાપ્રબંધ.

વરુપત્રવાશી ચાતુર્વિંશી ભટ્ટ પ્રેમાનંદ નામ
કથા કહી ચંદ્રહાસની કૃપા કીધી શામળિયાન ॥ ૧૧

ગણિતથી ગણી જોતા આ વર્ષે સિંહસ્થ વર્ષની સંધિ ઑક્ટોબર આવે છે, જો મહિનો કાર્તિક હોય તો એ વર્ષે કાર્તિક વદિ ૩ શુક્રવાર (તા ૨૦ ૧૦-૧૬૭૧) લગભગમા સિંહસ્થ વર્ષ બેસે છે વળી સં. ૧૭૨૭ના કાર્તિક સુદિ ૭ને સોમવાર (તા ૧૦-૧૦-૧૬૭૦) એ ખરો દિવસ છે, જ્યારે જ્યોતિષ માસમા તો એ દિવસે શનિવાર (તા ૩-૬ ૧૬૭૧) આવે છે

માત્ર સિંહસ્થ વર્ષના પ્રમાણ ઉપર જ આ સં. ૧૭૨૭ના વર્ષને પકડી શકાય છે અને તે સંભવિત પૂર્વસંધિ મેળવી શકાય છે પણ ચોક્કસ સ્વરૂપમા તો 'મદાલસા આખ્યાન"નું વર્ષ જ આપણને મળે છે, જેવું કે—

'મહિમા સાંભળતા મદાલસાનો ભવસાગર સહેજે તરે
સંવત ૧૭૨૮ વર્ષે ચૈત્ર વદ ૫ચમી રવેઉ વાસરે
સંતની કૃપાયે કરીને, આખ્યાન એ પુર્ણ હવુ"[12]

સં. ૧૭૨૮ના ચૈત્ર વદિ ૫ ને રવિવાર (તા ૭-૪-૧૬૭૨) એ સાચો દિવસ છે

આમ રચ્યાવર્ષ ધરાવતા કાવ્યોમા "મદાલસા આખ્યાન"મા આપણને પ્રેમાનંદનો કવનકાળ સં ૧૭૨૮થી સિદ્ધ સ્વરૂપમા મળી આવે છે "ઓખાહરણ", "અભિમન્યુ આખ્યાન" અને 'ચંદ્રહાસાખ્યાન" એ પછી "મદાલસા આખ્યાન'નું કાવ્યના ગુર્જરોને પણ સ્થાન છે ઉપર સં ૧૭૨૨ 'ઓખાહરણ"નું એક સંભવિત વર્ષ આવે છે એ જોતા આ છ વરસના ગાળામા પ્રેમાનંદની એ કૃતિઓ રચાઈ હોય એ જણાવે છે તે પ્રમાણે 'સ્વર્ગની નિસરણી' એની ૧ લી કૃતિ છે, જેમકે—

'કાવ્યશાસ્ત્રના સદર પગથીયાં તેમા પહેલે પગથીએ
　　　　　　　　　　　　　　ચડયો રે રામ.
કામ કવિતા કંઈ નવ જાણ્યુ પહેલી કવિતા કીધી રે રામ,
ઉદરનિમિત્તે નિગમરચી માર્ગ, પાપીને સોઢ મે દીધી રે રામ,
ભટ્ટ પ્રેમાનંદ શ્રીવિષ્ણુને સેવે, જય જય રણછોડરાય રે રામ'[13]

---

૧૧ પ્રા કા દો ભાગ ૨ જો પૃ ૧૨૦
૧૨ ગુ. વ ન સો ડે. લિ. પુ ન. ૭૮૯ (સં ૧૮૦૨ની પ્રત).
૧૩ બૃ કા દો ભાગ ૪ થો, પૃ ૩૫૦ (૧લી આવૃત્તિ)

આમ આ કૃતિઓ સાત–આઠ વર્ષમા રચાઈ હોય તો સં. ૧૭૨૦ એ પ્રેમાનંદના કવનકાળનો સંભવિત પૂર્વસંધિ પ્રાપ્ત થશે.

એના કવનકાળની ઉત્તર મર્યાદા કઈ એ નક્કી કરવુ કાંઈક ગૂંચવાડાભરેલુ છે, કેમકે અંતિમ કૃતિ "દશમસ્કંધ" અપૂર્ણ છે. એમા વર્ષાદિ કશુ મળતુ નથી. પણ એની સંકારહિત કૃતિઓમા વર્ષ ધરાવતી છેલ્લી કૃતિ નળાખ્યાન છે. એ કાવ્યનો અંતિમ ભાગ બીજી રીતે પણ મહત્ત્વનો હોઈ જરા વિસ્તારથી ઉતારુ છુ —

"વીરક્ષેત્ર વડોદરા નામે ગુંજર દેશ ગુજરાતજી ॥
કૃષ્ણસુત કથી પ્રેમાનંદ મેવાડા[14] ચોવીશા ન્યાતજી ॥૪૧॥
ગુરૂપ્રતાપે પદબંધ કીધો કાલાવાલા ભાખીજી ॥
આરણ્યકપર્વની મૂલકથા માહા નૈષધની લીલા આખીજી ॥૪૨॥
મૂરત કીધૂ સુરત મધ્યે થઉ પુરણ નંદરબારજી ॥
કથા નળદમયંતીજીની સંસાર માહા સારજી ॥૪૩॥
સંવત ૧૭૪૨ તાલીશ વરષે પોષ શુદ્દે બીજ ગુરૂવારજી ॥
દ્વિતીયા ચંદ્રદરશણની વેલા થઉ પુરણ કથા વીસ્તારજી ॥૪૪॥"[15]

સં. ૧૭૪૨ પોષ સુદિ ૨ ગુરુવાર (તા. ૧૭ ૧૨–૧૬૮૫) એ સાચો દિવસ છે[16]

---

૧૪. ફા ગુ. સ. હ. તિ પુ ન. ૫૧ વ ની સ. ૧૮૩૮ ની હાથપ્રતમાં પણ કવિ "મેવાડો" હોવાનું પ્રાપ્ત થાય છે [જુઓ, યાદી, ભાગ ૨ જો, પૃ ૩૨] માત્ર ત્યા રચ્યાવર્ષ સ ૧૭૭૪ પોષ સુદિ ૨ શુક્રવાર મળે છે, પણ એ દિવસે તો સોમવાર (તા ૨૩–૧૨ ૧૭૧૭) છે.

૧૫ નળાખ્યાનનુ રચ્યાવર્ષ સં. ૧૭૩૨, ૧૭૪૨, ૧૭૪૩, ૧૭૬૭, ૧૭૭૬ એમ જુદુંજુદુ મળે છે ઉપરનું અવતરણ સ ૧૭૫૬ જેટલી જૂની હપ્રમાથી લીધુ છે, એટલે સ. ૧૭૬૭–૧૭૭૬ ની સંભવાના જ નથી સ. ૧૭૪૨ ના પોષ સુદિ ૨ ગુરુવાર (તા. ૧૭-૧૨-૧૬૮૫) સાચા તિથિ વાર છે. સ ૧૭૩૨ માં બુધવાર, ૩૩ મા મંગળ, ૪૩ મા રવિવાર આવે છે, એટલે જ અહીં વિશેષ પાઠાંતરાદિ નોંધ્યાં નથી

૧૬ નળાખ્યાનની કેટલીક પ્રતોમા સ ૧૭૭૬નું વર્ષ મળે છે સ્વ. નર્મદાશંકરે પણ એ નોંધ્યું છે (જુઓ સ્વ અ. બુ. ની મુદ્રાંકણ–૨ જી આવૃત્તિની પ્રસ્તાવના પાદટીપ પૃ. ૧૧ ની.), પણ ત્યા સ ૧૭૫૧ ની જ હાથપ્રત (ગુ વ. સો. હ. લિ. પુ નં. ૬૫૫ એ) મળે છે, તેમ ગણતરીથી સ. ૧૭૪૨ સાચા છે, ત્યા એ વિશે વિશેષ કહેવાનું રહેતુ નથી. વળી પ્રેમાનંદે "નળાખ્યાન"મા ફેરફાર કર્યો નથી કે બીજી આવૃત્તિ એ અજાણ ને હાથે થઈ નાખતુ પડ્યું હોય.

નળાખ્યાનની પૂર્વે રણયજ્ઞની રચના મનાય છે, કેમકે એનો દિવસ સં. ૧૭૪૧, ના ચૈત્ર સુદિ ૨ રવિવાર મળે છે; જેમકે—

"કથા કવી નળાવતીમાહીં હરીલીલા ઉત્તમ પ્રવીણીજી ॥
સંવત ૧૭ એતાલીશા (?) વરખે ચઇત્ર સુદિ દીન બીજજી ॥
રવીવારે કથા થઈ પૂરણ કોઇ રચીયા લેજો સ્વાદજી ॥
દેસાઇ મહેતા શંકરદાસે મુજને આગના દીધીજી ॥
શખેપે કથા કહી કાંઈ હુતી પૂરવે તે મે વીસ્તારજી ॥
ગુજરાત મધ્યે ગામ વડોદરુ પાવન પુર વીરખેત્રજી ॥
જાંહાં વડસણુ જંન ઉપજે બહુ આતી વાહાલા પંકજનેત્રજી ॥
ચતુરવંશ જ્ઞાતે ભ્રાંહ્મણની ભટ પ્રેમાનંદ નામજી ॥"[17]

આ અવતરણમાં "એતાલીશા" એવો સંદિગ્ધ પાઠ છે; પણ પછી તો સર્વત્ર "એકતાલીશા" પાઠ જ સ્વીકારાયેલો મળે છે. ગણિતની દૃષ્ટિએ જોતાં સં. ૧૭૪૧ના ચૈત્ર સુદિ ૨ ને દિવસે રવિવાર નહિ પણ ગુરુવાર (તા. ૨૬-૩-૧૬૮૫) આવે છે.[18] "એતાલીશા" એવો જૂનામાં જૂનો પાઠ શંકાસ્પદ છે. "એ" કાં તો 'એક', 'બે', કાં 'ત્રે' અથવા તો 'છે' હોઈ શકે. યા "નળાખ્યાન"ની જૂની પ્રતમાં છે તેમ આંકડો લખ્યા પછી "તાલીશા" હોય તો 'એ' કોઈ નિશ્ચિત બે આંકડાને સ્થાને થયેલી લહિયાની ભૂલ હશે. અને સંભવિત રીતે ત્યાં "૪૬"નો આંક જોઈયે, કેમકે સં. ૧૭૪૬ માં ચૈત્ર સુદિ ૨ ને રવિવાર (તા. ૨-૩-૧૬૯૦) બરોબર આવે છે; સં. ૧૭૪૧, ૧૭૪૨, ૧૭૪૩ માં અનુક્રમે ગુરુવાર, મંગળવાર અને શનિવાર આવે છે.

ઉપરની કડીઓ વગેરે પૃ. ૫૭ ઉપર જાણે કે પ્રક્ષિપ્ત હોય તેમ દૂર કાઢી નાંખી છે; પણ સં. ૧૭૮૭ જેટલી જૂની પ્રતમાં એ છે, એટલું જ નહિ પણ કવિ પૂર્વે સંક્ષેપે કહેલી કથાનો વિસ્તાર કરી આપ્યું છે એવી મતલબનું આ જૂની પ્રતમાં કહે છે. બૃ. કા. દો. ભાગ ૩ જામાં પણ આ પુનરાવર્તનના સૂચનવાળી પંક્તિ નથી. પ્રો. મં. ર. મજમૂદારની આવૃત્તિમાં સં. ૧૭૮૭ વાળી પ્રત ઉપર આધાર રાખવામાં આવ્યો છે. પાદટીપમાં નોંધેલા પાઠાંતરમાં પણ "સખેપે કથા હતી પુરવે, તે ઉપર કથા વિસ્તારીજી" એવો એમને મળેલી ૩ જી પ્રતનો હવાલો

---

૧૭. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૧૧૦ બ (પારી, ભાગ ૨ જો, પૃ. ૨૩૧). પ્રા. કા. ત્રૈ. અંક ૧ લો, પૃ. ૫૭ ઉપર કાવ્ય સંપૂર્ણ છાપ્યા પછી.

૧૮. સં. ૧૭૪૦ સ્વીકારતાં ગુરુવાર (તા. ૯-૩-૧૬૮૪) આવે છે.

એમણે નોંધ્યો છે.

ટૂંકમાં જણાવેલી કથા કવિએ ખરેખર કવિતામાં બનાવી હતી કે નહિ એ જાણવા આપણી પાસે કશું સાધન નથી, કેમકે એની અનેક પ્રતો ઉપરથી તૈયાર કરેલી પ્રો. મજમૂદારની આવૃત્તિ મૂળ નાનું અને પછી વધારો થયો હોય એવો કાંઈ પણ ખ્યાલ આપતી નથી. એટલે કે સુખે કરેલી વાત અથવા વજિયાના "રણજંગ" ની કથા ગાઈ સંભળાવી હોય તેને અનુસંહિત કરીને જ કવિ દેસાઈ શંકરદાસના આગ્રહને વશવર્તી નંદરબારમાં આ કાવ્ય ગાઈ સંભળાવે છે અને એ સં. ૧૭૪૬માં જ.

સ્વ. અં. બુ. જાનીએ ગુ. વ. સો. ઇ. હ. લિ. પુ. નં. ૧૪૨ ફ નો હવાલો આપી "સુભદ્રાહરણ" ની પ્રસ્તાવના પૃ. ૩૯ની પાદટીપમાં રણયજ્ઞ "કથા કવિ વૃંદાવન મધ્યે" એવું પાઠાંતર આપી વૃંદાવનમાં રચવાનું, અને ન. ૧૧૯વાળી પ્રતનો એને આડકતરો ટેકો હોવાનું કહ્યું છે. મૂળ પ્રત ન. ૧૪૨ ફ નહિ પણ નં. ૧૩૯ અની છે, તેમ ન. ૧૧૯વાળી પ્રત ન. ૧૧૭ ની છે. આ પાછલી પ્રતમાં "કથાયજ્ઞે વિસ્તારા" એવા સદિગ્ધ પાઠ છે. એક જ મિતિએ નંદરબાર, વૃંદાવન કે અન્યત્ર રચવાની સંભવિતતા હોય જ નહિ, એટલે જ નંદરબારમાં રચાયાની વધુ સંભવિતતા છે.

નંદરબાર એ નાદોદ હોવા વિશે સ્વ. છગનલાલ વિદ્યારામ રાવળે સૂચન કર્યું છે. (જુઓ પ્રેમાનંદ અંક, પૃ. ૨૦૦), પણ પ્રેમાનંદની જ શંકારહિત કૃતિઓની જૂની પ્રતોમાં નંદ-દરબારના આમય વિશે કાંઈ જ નહિ હોવાથી નાદોદની કલ્પના કરવાનું કારણ નથી. ઉદરનિમિત્તે નંદરબાર સુધી કવિ જાય એમ માનવામાં શો બાધ છે? કેમકે સંખ્યાબંધ પ્રતો સ્પષ્ટ રીતે નંદરબાર જ કહે છે. "નંદ-દરબાર"ની કુકલ્પનાએ આ ભ્રમ ઊભો કર્યો જણાય છે. "શ્રાદ્ધ" ની મુદ્રિત વાચનામાં નંદ-દરબારના રાજા (?) વગેરેનું અંતે આવતું સૂચન એકદેશી હોઈ, એટલે કે એને જૂની પ્રતોનો ટેકો ન હોઈ—એ લક્ષ્યમાં લેવા જેવું નથી. એના સં. ૧૭૩૭ ભાદ્રવ વદિ ૩ શુક્રવાર પણ સાચા તિથિ-વાર નથી, જેને પણ જૂની પ્રતોનો ટેકો નથી. મળતા તિથિવાર તો (આષાઢી) સં. ૧૭૩૩ માં ભાદ્રપદ વદિ ૩ શુક્રવાર (તા. ૨૫-૯ ૧૬૭૬), (આષાઢી) સં ૧૭૩૬ માં (તા. ૧૨-૯-૧૬૭૯), (આષાઢી) સં. ૧૭૪૩ માં (તા. ૨૭-૧૦-૧૬૮૬) આવી શકે છે. અને "શ્રાદ્ધ" કાવ્યની પ્રૌઢિનો ખ્યાલ કરતાં એ મોટેથી લખાયું સંભવે છે. એ જોતાં સં. ૧૭૪૩ માં લખાયું હોય તો એ બનવાજોગ છે.

પણ હાથપ્રતોમાં ક્યાંય પણ રચ્યાવર્ષ આ કાવ્યનું મળતું નથી, તેથી એ વિશે નિર્ણયાત્મક કાંઈ કહી શકાતું નથી.

વડોદરા, સુરત અને નંદરબાર ઉપરાંત એ અન્યત્ર ગયો હતો તેવો એકમાત્ર પુરાવો એની "હૂંડી" માં મળે છે, જેવો કે—

"છે પીરક્ષેત્ર વડોદરુ ગુજ્જરરાંતમાંહે ગાંમ ॥
બહરાંપર પરવેસ કીધો ઉદર ભરવા કાજ ॥ ૧૭ ॥
સંવત ॥ ૧૭ ॥ તેત્રીસા વરષે ઉત્તમ માસ વૈશાખ ॥ ૧૮ ॥
વદ પ્રતીદાએ પદબંધ કીધૂ અતરસૂ આનંદ ॥
ચતુર્વિંશી વિપ્ર બ્રાહ્મણ કૃષ્ણસુત પ્રેમાનંદ ॥ ૧૯ ॥
હરકીપાએ હૂંડી કથી તે અતર શૂ આનંદ ॥
પદબંધ એ હૂંડી તણો થયો હસનાપુરી માંહ ॥
શૌતાજંન્ત થી કૃષ્ણ બોલ્યા વૈષ્ણવજન તે થયા ॥ ૨૦ ॥"[૧૯]

અહીં આવેલું હસનાપુરી એ બુરહાનપુરનું એક પરું જણાય છે તેને હસ્તિનાપુર ગણી એ દિલ્હી સુધી યાત્રા કરવા ગયો હતો એમ કહેવાયું છે, પણ એ ભૂલભરેલું છે.

પ્રેમાનંદ વડોદરાનો વતની હતો એ ઉપર આપેલા અવતરણોથી સ્પષ્ટ જ છે. વડોદરામાં એ કયા સ્થાનમાં રહેતો હતો એ વિશે કોઈ સર્વત્ર લખ્યું નથી, એમ છતાં કોઈ વાડીમાં રહેતો હતો એટલું એ એના એક જ આખ્યાનમાં સૂચવે છે, જેમકે ૨૯ કડવાવાળા "ઓખાહરણ"માં—

---

૧૯ ગુ વ. સો ઇ હ. પુ ન. ૧૯૭ અ (સં ૧૭૮૦ લગભગની પ્રત) આ ઉપરાંત એ જ સંગ્રહની નં. ૨૭૮ જાની બે પ્રતોમાં પણ બુહાનપુર અને હસનપુર છે.

સ્વ. અબાલાલ જાનીએ નર્મદાશંકર કવિની પ્રતનો ઉલ્લેખ કરી હૂંડી કવિએ હસ્તિનાપુરમાં રચ્યાનું જણાવ્યું છે (સુમંગલ, પ્રસ્તા પૃ ૩૮, ...પણ એ હસનપુરું બુરહાનપુરનું જણાય છે. ઉપર બતાવ્યું તેમ ગુ વ સો ઇ હ લિ. પુ નં ૧૭૮ ગામાં "એ હરીકૃપાએ હુંડી કરી તે હસનપુરમાંહ્ય" એની સાથેની પ્રતમાં "બુરહાનપુર વિદેશ કીધો ઉદર ભરવા કામ" એમ નિર્દેશ સાથે "પદબંધ એ હુંડી તણો થયો હુસેનપુરમાંહે" મળે છે, એટલે આ વડોદરાનું પરું નહિ, હસ્તિનાપુર નહિ, પણ બુરહાનપુરનું પરું જણાય છે.

"વીરક્ષેત્ર મધ્યે વાડીમાંહે વિપ્ર ચતુર્વિંશી જ્ઞાત
પ્રેમાનંદ આનંદે રહે જયજય વૈકુંઠનાથ."[૨૦]

ઓખાહરણની ૨૯ કડવાંથી માંડી ૧૦૮ કડવાં સુધીની હાથપ્રતો મળે છે. ૨૯ કડવાંના કાવ્યમાં વિશેષ માહિતી મળતી નથી. વધુ અને વધુ કડવાં ઉમેરાયા જતાં પાછી આ વાડીવાળો ઉલ્લેખ નીકળી ગયો જણાય છે.

ઉપરનાં અવતરણોથી એ સ્પષ્ટ થશે કે કવિ સંભવતઃ સં. ૧૭૨૦થી સં. ૧૭૪૬ એ ૨૬ વર્ષના ગાળામાં ગુજરાતી કાવ્યસાહિત્યની ભેટ ગુજરાતને ચરણે અચૂક ધરી ગયો છે.

એનું વતન વડોદરા, એના પિતાનું નામ કૃષ્ણ અને જ્ઞાતિએ એ ચતુર્વિંશી (ચોવીસો) મેવાડો બ્રાહ્મણ હતો. વડોદરામાં એ કોઈ એક વાડીમાં રહેતો હતો. એણે પોતાની કાવ્યપ્રવૃત્તિ વડોદરા ઉપરાંત અન્યત્ર પણ કરી હતી એવું ઉપર આવેલાં અવતરણોથી સ્પષ્ટ છે; એવી રીતે કે—

| | | |
|---|---|---|
| ૧. હૂંડી | સં. ૧૭૩૩ | બુરહાનપુર-હસનપરામાં |
| ૨. સુદામાચરિત | સં. ૧૭૩૮ | નંદરબાર-નંદીપરામાં |
| ૩. સુધન્વાખ્યાન | સં. ૧૭૪૦ | ” ” |
| ૪. નળાખ્યાન | સં. ૧૭૪૨ | સુરત અને નંદરબાર |
| ૫. રણયજ્ઞ | સં. ૧૭૪૬ | નંદાવતી (=નંદરબાર) |

આમ સં. ૧૭૩૩ થી એ બહાર નીકળ્યો જણાય છે, જે સં. ૧૭૪૬ સુધી એણે બહાર જવા-આવવાનું ચાલુ રાખ્યું છે. માત્ર વચ્ચે સં. ૧૭૩૯ માં "મામેરું" અને સં. ૧૭૪૦ ના "રુકિમણીહરણ"નો સલોકો સિદ્ધ રીતે એણે વડોદરામાં રચ્યાં જણાય છે. "શ્રાદ્ધ" એણે નંદરબારમાં રચ્યું હોય તો સંભવે; પણ હાથપ્રતોનું એ વિશે મૌન છે. બાકીનાં કાવ્ય સંભવતઃ વડોદરામાં રચ્યાં હશે.

બુરહાનપુર સુધી ઉદરપોષણને માટે કવિ ગયો છે એ સ્પષ્ટ છે, તો સુરત અને નંદરબાર પણ એ એ જ નિમિત્તે ગયો છે. નંદરબારમાં તો એને દેસાઈ મહેતા શંકરદાસ જેવો મિત્ર પણ હતો[૨૧] કે જેના આગ્રહને વશ થઈ "રણયજ્ઞ"

---

૨૦. ઓખાહરણ (ગુ. વ. સો. નું પ્રકાશન), પૃ. ૭૫.

૨૧. શંકરદાસ દેસાઈ નંદરબારમાં પ્રેમાનંદના સમયમાં એક સુપ્રસિદ્ધ પુરુષ હતો. સુરતના દક્ષિવિ ઉર્ફે આદ્યભટ્ટે રચેલું શમ્ભુરાજચરિત નામે એક સંસ્કૃત

(રચ્યાનો એ નિર્દેશ કરે છે. આમ અવિરુદ્ધ રીતે કહી શકાય કે સં. ૧૭૪૪ સુધી એની કાવ્યરચનાને એના ઉદરપોષણ સાથે સંબંધ હતો, એટલું જ નહિ એ માટે એ વડોદરામાં પોતાનાં કાવ્ય ગાઈ પણ સંભળાવતો હતો. "નળાખ્યાન"ની પ્રૌઢિ અને હથોટી જોતાં એનો રચનાકાળ કવિની પ્રૌઢાવસ્થાનો હોવો સંભવિત છે. "રણયજ્ઞ"માં એનું રામભક્તિ તરફ વલણ તરી આવે છે, એટલું જ નહિ એ ફેરો જણાય છે. આમ પ્રૌઢ ઉંમરે પણ એને ઉદરપોષણાર્થે બહાર જવું પડ્યું હશે એમ જણાય છે. પણ પછી કવિ "નળાખ્યાન-રણયજ્ઞ" પછીની જણાતી કૃતિઓમાં ઉદરપોષણનું નિમિત્ત ભાગ્યે જ હોઈ કેવળ ભગવદ્ભજનની સિદ્ધિને માટે કવિતા કરતો લાગે છે. 'દશમસ્કંધ' એની સબળ સાક્ષી પૂરે છે. "દશમસ્કંધ"નું "રામચરણ-કમળ-મકરંદ જેહ"[૪] એ રટન કરે છે. એનાં આખ્યાનોમાંની "ભટ્ટ પ્રેમાનંદ" "વિપ્ર પ્રેમાનંદ" "જન પ્રેમાનંદ" "કવિ પ્રેમાનંદ" આદિ "પ્રેમાનંદ" વગેરે છાપો બદલાતી જાય છે અને એનું સ્થાન 'પ્રેમાનંદ પ્રભુ' અને આગળ વધી 'પ્રેમાનંદ પ્રભુ રામ' કે 'સીતાપતિ' એવી છાપ પણ લે છે, તે એટલે સુધી કે "દશમ૦"માં 'કૃષ્ણ' કહેવું હોય ત્યાં કેટલીય વાર એક આગ્રહી રામભક્તની પેઠે રામ કે 'સીતાપતિ' એ પ્રયોજે છે —)

"પ્રેમાનંદ પ્રભુ રામલીલા ગાયો તૃતીયો અધ્યાય રે'

(કડવું ૧૬, વલણ)

---

કાવ્ય લખવામાં આવ્યું છે. આ કાવ્ય છત્રપતિ શિવાજી મહારાજ અને એમના પુત્ર શંભાજીની પ્રશસ્તિમાં રચાયેલું મનાતું હતું. પણ 'મુંબઈ યુનિવર્સિટી જર્નલ, જુલાઈ ૧૯૪૪'ના અંકમાં બી. બી. આર. કુલકર્ણી નામના વિદ્વાને સૂચવ્યું છે કે એ કાવ્ય દેસાઈ શંકરદાસ અને એના પુત્ર રાણુદાસની પ્રશસ્તિમાં છે. પ્રેમાનંદના સમયમાં નંદરબારમાં કોઈ વિશિષ્ટ રાજા નહિ, પણ આ ગૃહસ્થ સુપ્રસિદ્ધ હતા ને વિદ્વાનોને આશ્રય આપતા. ખાનદેશના સિંદખેડા ગામમાં આશાપુરી દેવીના મંદિરમાં સં. ૧૭૪૮ આષાઢ સુદિ ૧૦ રવિવારનો એક શિલાલેખ છે. જેમાં नन्दावलिग्रामनिवासिशंकरदासनाम्ना देशाधिपेन रचितं सत् देवप्रीत्यै એમ આશાપુરી મંદિર અને એનો મંડપ શંકરદાસ દેસાઈએ કરાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. પ્રેમાનંદને આ દેસાઈ શંકરદાસનો આશ્રય મળતાં હૂંડી સુદામાચરિત્ર સુધન્વાખ્યાન નળાખ્યાન રણયજ્ઞ ને વામનચરિત તો સ્પષ્ટ રીતે નંદરબારમાં રચી પૂરાં કર્યાં છે.

"બ્રહ્મભાવ ગયો પુત્રભાવ થયો, ધવરાવ્યા સુંદરશ્યામ,
વિપ્ર પ્રેમાનંદનો સ્વામી, જન સમરો સીતારામ'
( કડવું ૨૮ મું : વલણ ઉપરની કડી )

"કેમ કરી આ પો જાય, સુંદરશ્યામજી રે
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજી રે"
( કડવું ૩૬ મું છેલ્લી કડી )

'પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, બાંધ્યા વિમળ સાર રે'
( કડવું ૩૭ મું કડી ૬ઠ્ઠી )

"અત્રમતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ-પ્રભુ રામ"
( કડવું ૧૦૨ કડી છેલ્લી )

(એની છેલ્લી કૃતિ માત્ર 'રામચરણકમળ-મકરંદ લેવા' એટલે કે સીતાપતિ રામની ભક્તિ સિદ્ધ કરવા માટે છે 'દશમસ્કંધ' એ હવે ઉદર નિમિત્તે નહિ પણ ભક્તિસિદ્ધિ માટે જાહેરમાં ગાય છે સંસ્કૃત પુરાણીઓ સંસ્કૃત વાણી ભક્તિની રેલમછેલ કરે છે તો કવિ પ્રેમાનંદ પ્રાકૃત ભાષામાં ગાઈ એનું એ કાર્ય કરે છે નીચેની પંક્તિઓ એના પ્રાકૃત દશમસ્કંધની રચનાના નિમિત્તનો ઠીક ઠીક ખ્યાલ આપે છે, એટલું જ નહિ સંસ્કૃત મૂળથી જરા પણ દગમગ ઊતરે એવો નથી એવો એનો મનોવિશ્વાસ પણ વ્યક્ત કરી આપે છે)

"સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વશિરોમણિ શ્રીભાગવત,
તે મધ્યે સાર છે દશમસ્કંધ જોડું હું પ્રાકૃત પદબંધ.
ક્યાંય પ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સૂને સેરડે,
આ પાસા વ્યાસ વાણી સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત
આ પાસા અનુવાય શ્લોક સંબંધ આ પાસા કડવાં ચોપાઈબંધ,
આણ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન
નથી વાદવચન કીધું પ્રકાશ જેમ શ્રોતાને આવે વિશ્વાસ,
વ્યાસવાણી જાણી મેં જથા, તેની પ્રાકૃત જોડી કથા
રામચરણકમળ-મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ,
વેહેવાર માત્ર કરે ધરના કામ, શ્રોતાજન સમરો સીતારામ"

(શેષ પાઠભેદે કડવાં ૩૭, ૩૮, ૪૮, ૧૦૦ ને અંતે આ કડીઓ આવ્યા રે છે )

(અહીં હવે એને દેસાઈ મહેતા ચકરદાસ જેવા કોઈ મિત્રની જરૂર જણાતી

નથી. એ સ્થિતિ "રણયજ્ઞ" થી થવી જાય છે: કવિનો કાવ્યપ્રવાહ બદલી જ છે, જોકે એણે કવિતા ઉદરનિમિત્ત કરી ત્યારે પણ કોઈની ખુશામત કરી હે એમ જણાતુ નથી. એણે નરસિંહ મહેતા જેવા પરમ પુનિત ભક્તના જીવન હુંડી, મામેરુ, પિતાનુ શ્રાદ્ધ અને શામળશાના વિવાહને આખ્યાનસ્વરૂપે ગાયા, ને બાકીની પૌરાણિક આખ્યાનોની વસ્તુને કવિતાબદ્ધ કરી પ જીવનના અંત નજીક તો એણે કૃષ્ણભક્તિ જ ગાઈ છે, અને એ આખરે ં બાલણની જેમ થોડા રામને રીઝવવાને જ, એ દાણલીલા, ભ્રમરગીતા અ છેવટે દશમસ્કંધ (અપૂર્ણ)મા ટોચ આવી રહે છે

આમ એની શંકારહિત કૃતિઓની જૂની હપ્રો ઉપરથી માહિતી એક કરતા એના જ્ઞાતિ, વતન, ઉદરભરણ માટે અન્યત્ર પ્રવાસ, આખરનું અન્તિમ જીવન, અને એનો સિદ્ધસ્વરૂપ। "રણયજ્ઞ" પછી દસપંદર વર્ષ એટલે સં ૧૭૬૦ લગભગ સુધીનો માન્યસાહિત્યસેવાનો સમય નિ સંદિગ્ધ રીતે જાણ શકાય છે ]

ઉપર એક સ્થળે બતાવેલા ૨૦ વર્ષના ગાળાની કૃતિઓ એની નિ સંદિગ્ધ રીતે નીચે મુજબની છે

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ઓખાહરણ | સ ૧૭૨૨ ૨૩ (?) | ૭ સુદામાચરિત્ર | સ. | ૧૭૩૮ |
| ૨ અભિમન્યુ આખ્યાન | સં. ૧૭૨૭ | ૮ મામેરુ | , | ૧૭૩૯ |
| ૩. ચંદ્રહાસ આખ્યાન | ,, ૧૭૨૭ | ૯ સુધન્વાખ્યાન | ,, | ૧૭૪૦ |
| ૪. મદાલસાખ્યાન | ,, ૧૭૨૯ | ૧૦. રુક્મિણીહરણ-શલોકો | ,, | ૧૭૪૦ |
| ૫ હુંડી | ,, ૧૭૩૩ | ૧૧ નળાખ્યાન | , | ૧૭૪૨ |
| ૬. શ્રાદ્ધ | ,, ૧૭૩૭ (?) | ૧૨ રણયજ્ઞ | ,, | ૧૭૪૬ |

રચ્યાવર્ષ ધરાવતી આ ૧૨ કૃતિઓ ઉપરાત રચ્યાવર્ષ વિનાની નીચેની કૃતિઓ નિ સંદેહ એની છે:

| | |
|---|---|
| ૧ સ્વર્ગની નિસરણી | ૮ શામળશાનો (નાનો) વિવાહ |
| ૨ કુંવરનો ફજેતો | ૯ બાળલીલા-વ્રજવેલ |
| ૩. વિવેકવણજારો | ૧૦ દાણલીલા |
| ૪ વિષ્ણુસહસ્રનામ | ૧૧ ભ્રમરગીતા (નાની ને મોટી) |
| ૫ રુક્મિણીહરણ | ૧૨. નાનો દશમસ્કંધ (પૂ.) |
| ૬ નાસિકેતાખ્યાન | ૧૩ મોટો દશમસ્કંધ (પૂ.) |
| ૭. વામનકથા | ૧૪ પાંડવોની ભાજગડ |

આમ ૨૬ કૃતિ એવી છે કે જેને વિશે શંકાને કારણુ અત્યારે વિપર્યંત મજ્યું નથી, રહેલું નથી.

પ્રેમાનંદે કવિતા લખવી ક્યારથી શરૂ કરી? એની કૃતિઓની રચનાના ગુણ ઉપરથી ખ્યાલ કરતાં સ્વર્ગની નિસરણી, કુંવરબાઈનું મામેરું, વિવેકવણઝારો, પાંડવોની બાંજગર, વિષ્ણુસહસ્રનામ એની આરંભની કૃતિઓ લાગે છે. શામળશાનો વિવાહ,[22] બાળલીલા-મજવેલ વચ્ચેનાં ૨૦ વર્ષમાં ક્યાંક રચાયાં છે; સંભવત: હૂંડી મામેરા અને શ્રાદ્ધના વચલા કાળમાં; જ્યારે રુક્મિણીહરણ, દાણલીલા, એક ભ્રમરગીતા, વામનકથા અને મોટા દશમસ્કંધ ઉપર બતાવ્યું તેમ એની નળાખ્યાન-રણયજ્ઞ પછીની કૃતિઓ લાગે છે. જેમા મોટો દશમસ્કંધ સિદ્ધરૂપે એની આખરની કૃતિ સંભવિત છે જ. રુક્મિણીહરણનો શલોકો (સં. ૧૫૪૦) માત્ર સાદી અનુક્રમણિકા જેવું છે, તેવાં જ બાળલીલા-મજવેલ સાદાં અનુક્રમણિકારૂપ છે. ચાલુ પાઠાનુસંધાન માટે બનાવેલી આ કૃતિઓ છે. દશમસ્કંધ-નાનો પણ તૂટક મળે છે—એ આકર્ષક નથી. એ નળાખ્યાન વગેરેના પૂર્વકાળમાં રચાયો હશે. તૂટક હોવાથી નિશ્ચિત સમય મેળવી શકાતો નથી.

આખ્યાનકાળના પિતાને હાથે ફાલ્યુંફૂલ્યું આખ્યાનવૃક્ષ નળાખ્યાન-રણયજ્ઞ-વામનકથામાં એની ટોચ ઉપર જાય છે. અને ત્યાંથી જ એનો વળાંક ઊર્મિકવિતા તરફ વળે છે. દાણલીલા, ભ્રમરપચીસી (મોટી ભ્રમરગીતા) અને મોટો દશમસ્કંધ ઊર્મિકવિતાના ઉત્તરોત્તર ભવ્ય નમૂના છે, જે નળાખ્યાન-રણયજ્ઞ-વામનકથા પછીનાં દશ-પંદર વર્ષનો કાલ જણાય છે; એથી બહુ મોડો નહિ. આ સમય બહુ તો સં. ૧૭૬૦ સુધી જઈ શકે, એથી વિશેષ નહિ. આ જોતાં એની કવિતાનો આરંભ એની કાચી કૃતિઓને લક્ષ્યમાં લેતાં સંવત ૧૭૨૭ પૂર્વે સાતેક વર્ષથી વધુ લઈ જઈ ન શકાય. એટલે કે ઉપર બતાવવામાં આવ્યું છે તેમ સં. ૧૭૨૦ આસપાસથી એણે કવિતા કરવા માંડી હશે, જે વખતે એની ઉમર વીશેક વર્ષથી વધુ ન હોય. આમ હોય તો એનો જન્મ સં. ૧૭૦૦ આસપાસ સંભવે.

એની નિઃસંદેહ કૃતિઓમાંથી એના જ શબ્દોમા મળતી માહિતી અને એ

---

૨૨. "મોટો વિવાહ" "સાહિત્ય"માં સ્વ. કાટાવાળાએ, ૪૫ કડવાંનો છપાવ્યો છે, તે જુદો જ છે, જે અંકાસ્પદ છે, જુઓ. પુસ્તકાકારે સ્તે. ૧૯૨૦માં.

ઉપરથી તારવેલાં અનુમાનો પ્રમાણે એનું જીવન આમ ઓછામાં ઓછું સાઠેક વર્ષ ટક્યું હશે એમ લાગે છે.

પ્રેમાનંદને નામે અત્યાર સુધીમાં જે જે કૃતિઓનાં નામ બહાર આવ્યાં છે તેના મને ત્રણ વિભાગ કરવા ઠીક લાગે છે:

૧. નિઃસંદેહ રીતે એની જ ઉપર આવી જતી ૨૬ કૃતિ;

૨. એની કે અન્યની એ નક્કી કરવામાં મુશ્કેલી છે તેવી જૂની કૃતિઓ—લક્ષ્મણાહરણ સુભદ્રાહરણ દ્રૌપદીસ્વયંવર હારમાળા, અને

૩. જેની હાથપ્રતોનો અદ્યાપિ પત્તો નથી લાગ્યો તેવી દ્રૌપદીહરણ ઋષ્યશૃંગાખ્યાન, અષ્ટાવક્રાખ્યાન, હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત્ર, માર્કંડેયપુરાણ, ભગવદ્ગીતા, મહાભારતનાં પર્વો,[23] શામળશાનો મોટો વિવાહ, માંધાતા આખ્યાન, ત્રણે નાટકો—રોષદર્શિકા સત્યભામા-પાંચાલી૦-તપત્યાખ્યાન, અને સ્વ. અં. બુ. જાનીએ માત્ર નામથી સૂચવેલાં સંખ્યાબંધ કૃતિઓ:

૧ નાનું પ્રહ્લાદાખ્યાન
૨ નાગરનિંદા
૩ લવકુશાખ્યાન
૪ ભીષ્મચરિત્ર કે ભીષ્મચંપૂ
૫ કર્ણચરિત્ર
૬ યમદેવાખ્યાન
૭ રામાયણ
૮ રઘુવંશ
૯ નરકાસુર આખ્યાન
૧૦ દ્રૌપદીવસ્ત્રહરણ
૧૧ જયદેવાખ્યાન
૧૨ કપિલગીત
૧૩ દેવાખ્યાન
૧૪ ભાગવત (સંપૂર્ણ)
૧૫ શુકજનક સંવાદ
૧૬ ત્રિપુરવધાખ્યાન
૧૭ વહીભઝઘડો
૧૮ લોપામુદ્રાખ્યાન
૧૯ હનુમાનવિજય કે મારુતિપ્રસન્નાખ્યાન (વલ્લભના નામે)
૨૦ કુબ્જાભાર્યા નાટક
૨૧ સુદર્શનાખ્યાન નાટક
૨૨ મિથ્યા-આરોપદર્શક નાટક
૨૩ પાંચાલીપ્રસાદ

(સુભદ્રાહરણ-પ્રસ્તા., પૃ. ૧૧૩-૧૧૫)

---

૨૩. જે પર્વો છપાયાં છે તેમાંનું પાંડવાશ્વમેધ તુલસીનું, ભીષ્મ પર્વ ચેહુંડનું અને સભાપર્વ વિષ્ણુદાસનું છે. વિરાટપર્વ કોનું છે એ પકડી શકાયું નથી; બેશક કૃતિ જૂની છે.

બીજા વિભાગમાં ગણાવેલાં લક્ષ્મણાહરણ દ્રૌપદીસ્વયંવર અને સપ્તમસ્કંધની લેક એક પ્રત મળતી નથી, પણ ભાષાની દૃષ્ટિએ એ કૃતિઓ જૂની જણાય છે. ચીરે નામે ચરેલાં હારમાળા ને સુભદ્રાહરણની પ્રતો મળે છે, પણ એ કૃતિઓ પ્રેમાનંદની સિદ્ધ થઈ શકતી નથી.

ત્રીજા વિભાગની બધી જ કૃતિઓની હપ્રોનાં દર્શન કદી કોઈપણ પ્રામાણિક વ્યક્તિને થયાં હોય એવા અદ્યાપિ પુરાવો મળ્યો નથી.[૨૪] ક્યાંય નિર્દેશ જોવામાં આવે છે તે કસોટીપાત્ર્યું જેવો કોઈ કસોટીમાંથી પાર ઊતરતો નથી.

અને એ શંકાસ્પદ કૃતિઓની હપ્રો છે નહિ એમ કહેવામાં પણ સાહસ નથી. આજથી ૬૦ વર્ષ પૂર્વે એમ કહી શકાય એવી સ્થિતિ હતી કે હપ્રો હતી, અને એ વખતે કોઈને માનવામાં બાધ પણ ન હતો, કેમકે હપ્રોનો વ્યવસ્થિત એક પણ સંગ્રહ હતો નહિ. આજે તો અમદાવાદ નડિયાદ વડોદરા ને મુંબઈમાં સારા સંગ્રહ છે. સેંકડો ન જાણેલી અને ન સાંભળેલી કૃતિઓ પ્રથમવાર જ જાણવા-જોવા મળી છે,[૨૫] ત્યારે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ કવિની એ જ કૃતિઓની હપ્રો મળતી નથી.

સાચો સંશોધક તો માત્ર આ એક કારણથી પણ એ કૃતિઓના કર્તૃત્વને શંકાની નજરે જુએ; બેશક, બીજાં પણ ઘણાં કારણ છે, એ આગળ ઉપર આપવામાં આવશે જ, અહીં તો અત્યાર સુધીના જુદા જુદા સંશોધકોના પ્રયત્નોથી ઉદ્ભવેલા ફળનો નિર્દેશ જ માત્ર પ્રેમાનંદના ચરિતને વ્યવસ્થિત કરવામાં જેટલો ઉપયોગી થાય તેટલો જ બતાવી પરિસ્થિતિનો આછો ખ્યાલ માત્ર શરૂમાં આપ્યો છે.

---

૨૪. દા. ત. દ્રૌપદીહરણ ને ઋષ્યશૃંગાખ્યાનની પ્રતો પ્રા. કા. દો. ભાગ ૨ માં નોંધાઈ છે, પણ બીજાં પ્રમાણોથી અસિદ્ધ ઠરે છે. આ વિશે વિસ્તૃત ચર્ચા આગળ આવશે.

૨૫. ગુ. વ. સો.એ પ્રસિદ્ધ કરેલી "ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી" તરફ ધ્યાન ખેંચું છું.

## ૩. ચરિત–લેખનના વિભિન્ન પ્રયત્ન

### સોપાન–પચીશી

અત્યાર સુધીમાં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ જૂના કવિઓનાં ચરિતોને લગતી માહિતી એકત્રિત કરી જીવનચરિત તૈયાર કરવામાં આવ્યાં છે, એના વિષયમાં જેટલો પ્રામાણિક પ્રયત્ન થયો છે તેના કરતાં કાંઈક વધુ પ્રમાણમાં કવિ પ્રેમાનંદના જીવનચરિતને ગોઠવવામાં થયો છે, એમ અત્યાર સુધીના એની પાછળ થયેલા પ્રયત્નોથી આપણે જાણી શકિયે છિયે.

પ્રેમાનંદના જીવનની હકીકત એકઠી કરવાના પ્રયત્નના બે યુગ છે:

૧. પ્રાચીન કાવ્ય-ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાનું પ્રકાશન હાથ ધરવામાં આવ્યું એ પૂર્વેના સ્વ. કવિ દલપતરામ નર્મદાશંકર ડાહ્યાભાઈ અને નવલરામનો;

૨. ઉક્ત ત્રૈમાસિક અને માળાના પ્રકાશનને હાથ ધરવામાં આવ્યું ત્યારથી થયેલા, એટલે કે ઈ. સ. ૧૮૯૦–૯૪ની વચ્ચેના અને આ બાજૂના. પ્રેમાનંદના પ્રામાણિક જીવનનો અને એની નિ:સંદેહ કૃતિઓનો તેમજ એને નામે ચડેલી કૃતિઓનો નિર્ણય કરવામાં આ સંધિકાળ ખૂબ ઉપયોગી ભાગ ભજવે છે. અને પ્રેમાનંદની જીવન-કવન-વિષયક ઇતિહાસકથામાં જે રીતે પ્રગતિ સધાતી ગઈ છે તેનાં ૨૫ સોપાનોનો નીચે જે ક્રમશ: નિર્દેશ કરવામાં આવ્યો છે તેને જો બરાબર લક્ષ્યમાં લેવામાં આવશે તો આ સંધિકાળનું મહત્ત્વ કેટલું છે એ આપોઆપ સમજાઈ જશે.

### ૧. સ્વ. દલપતરામ : બુદ્ધિપ્રકાશ

પ્રેમાનંદના વિષયમાં શોધ કરવાનો સૌથી પ્રથમ પ્રયત્ન સ્વ. કવિ દલપતરામે જાહેર કર્યો હતો, સને ૧૮૬૬માં એમણે ગુજરાતમાં થયેલા કવિઓ વિશે માહિતી આપતાં નામ, ઠામ, જાત, હયાતીનો સંવત્ અને કૃતિઓની યાદી "બુદ્ધિપ્રકાશ"માં આપી હતી તેમાં પ્રેમાનંદ માટે આટલો નિર્દેશ એમણે કર્યો હતો :

"૮. પ્રેમાનંદ ભટ—ચતુરવેદી મોઢ બ્રાહ્મણ, વડોદરા, સંવત ૧૭૩૩,

૧, દશમસ્કંધ ભાગવત. ૨. ઓખાહરણ. ૩. સુધનવા આખ્યાન. ૪. નળ આખ્યાન. ૫. સુદામા ચરિત્ર. ૬. નરસઈ મેહેતાની હુંડી, મામેરૂ, તથા શ્રાદ્ધ. ૭. રણયજ્ઞ."

એમણે કવિચરિત લખવા માંડ્યાં હતાં[1] ને બીજા વર્ષના આરંભમાં જ એમણે પ્રેમાનંદને વિશે માહિતી આપી હતી. એનો ટૂંક સાર આ પ્રમાણે છે :

(૧) "તે સંવત ૧૭૩૩માં હયાત હતો. તે ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ નાતે હતો. × × એ કવિયે સંસ્કૃતમાંથી રસ અલંકારના ગ્રંથ લખેલા હોય, એવું જણાય છે. કારણ કે મુગ્ધા, મધ્યા, વગેરે સ્ત્રિયોના ભાવ, તથા સ્વપ્નદર્શન, ચિત્રદર્શન, અને ગુરૂલઘુમાન, સંયોગશૃંગાર, વિયોગશૃંગાર, તથા નવરસ વગેરે ઘણી સારી રીતે તેણે વરણવી દેખાડ્યા છે. × × પ્રેમાનંદની વખત સુધી ગુજરાતી ભાષામાં પિંગળના કાયદા પ્રમાણે છંદ રચવાનો ચાલ નહોતો, એવું જણાય છે. તેથી તેણે ગાવાની સેહેલી દેશિયોમાં ગ્રંથો રચેલા છે. પણ તેણે વાણીની મીઠાશની હદ વાળી છે."

(૨) "પ્રેમાનંદ કથા વાંચીને પોતાનું ગુજરાન ચલાવતો હતો અને તે વાસ્તે દક્ષિણમાં નંદરબાર સુધી તેને જવુ પડ્યું હતું. ત્યાં રહીને પણ તેણે એક પુસ્તક રચ્યું હતું તેમાં એ વાત તેણે લખી છે. એ કવિએ કોઈ એક રાજાએ, કે ગૃહસ્થે આશ્રય આપ્યો હોય, એવું જણાતું નથી."

(૩) "એવું ભાસે છે કે પ્રેમાનંદ હયાત હશે, ત્યારે તેની કિંમત આટલી બધી કોઈએ જાણી નહિ હોય, કેમકે એ જ રીતે બીજા દેશોમાં પણ બનેલું છે."[2]

## ૨. સ્વ. નર્મદાશંકર : નર્મગદ્ય

કવિ દલપતરામે કાવ્યદોહનના ૧ લા ભાગમાં પ્રેમાનંદને સતારી એનો પરિચય આપ્યો. આ પહેલાં જ ગુજરાતી ભાષાના જૂના સાહિત્યનો શોધ કરતા નર્મદાશંકરે કવિચરિત બાંધવાનો વિશિષ્ટ પ્રયત્ન કર્યો હતો. નર્મગદ્યનું પ્રકાશન સને ૧૮૬૫માં થયું તેમાં જુદા જુદા કવિઓના ગવેષણાપૂર્વક એણે ચરિત લખ્યાં. પ્રેમાનંદના જીવનની ભાળ મેળવવા એ સન ૧૮૫૯—સંવત્ ૧૯૧૫ના ચૈત્રમાં ખાસ વડોદરા ગયા હતા અને ત્યાં પ્રેમાનંદના એક પુત્ર રઘુરામના એક

[1] બુદ્ધિપ્રકાશ, પુ ૮ સું, અંક ૧૧ ( સને ૧૮૬૧ ), પૃ. ૨૪૮.

[2] બુદ્ધિપ્રકાશ, વર્ષ ૯ સું, અંક ૧ ( સને ૧૮૬૨ ), પૃ. ૨૨-૨૪.

વરાજ મનસુખરામને[૩] એમણે શોધી કાઢી એ વખતે વડોદરામા પ્રેમાનંદને વિશે ચાલતી દંતકથાઓ એકત્ર કરી સૌથી પ્રથમ વાર પ્રસિદ્ધ કરી હતી એની શોધનો મહત્ત્વનો ભાગ આ પ્રમાણે છે

(૧) 'એ કવિએ મોસાળામા ૧૭૧૭નું વરસ આપ્યુ છે અને મોસાળાં શિવાય લોકમા જણાયતા એવા એના બીજા કોઈપણ ગ્રંથમા એની પેદેસાનું વરસ જોવામા આવતુ નથી, અને નળાખ્યાનમા ૧૭૩૯નું વરસ આપે છે, અને સુંદર નામનો એનો શિષ્ય દસમસ્કંધને છેડે ૧૭૯૯નું વરસ આપે છે એ દસમસ્કંધના ૯૦ અધ્યાયમાથી પર અધ્યાય પ્રેમાનંદના પોતાના કરેલા છે, ને વ્યાસજી વરો કહે છે કે પ્રેમાનંદને દસમસ્કંધ પૂરો કરવાનું ઘણુ કોડ હતુ ને મરતીવેળા શિષ્યને કહી ગયો હતો કે જેમ બને તેમ તાકીદથી એ ગ્રંથ પૂરો કરજે–એ ઉપરથી જણાય છે કે એના મુઆ પછી ૩૮ અધ્યાય પુરા કરતા સુંદરને પસુમા ઘણુ ૪ વરસ લાગ્યા હશે ને એ ઉપરથી જણાય છે કે પ્રેમાનંદે ૧૭૯૨મા દેહ છોડેલી–ને જ્યારે ૧૭૯૨મા દેહ છોડેલી, ને ૧૭૧૭મા મોસાળુ કરેલુ અને જાણે એ કર્યાની અગાઉ એકેક વરસ ઉપર તેણે કવિતા કરવી શરૂ કરેલી તો એ ઉપરથી જણાય છે કે તેને સહુ મળીને કવિતા કરતા ૭૭ વરસ થયેલા, ને જનવાર્તા પણ એવી છે કે પ્રેમાનંદ મ્હોટપણે કવિતા કરતો થયો હતો અને એ ઉપરથી એમ માનીએ કે તેણે વીસેક વરસે કવિતા કરવા માંડેલી, ને એ પ્રમાણે જોતા નક્કી થાય છે કે તે આસરે ૧૬૯૫મા જન્મેલો, એ ૯૭ વરસનો થઈને મુઓ, અને એણે સાઠ વરસ કવિતા કીધી એ વાત કદાપી ન મનાય તેવી ભાસે ખરી પણ ૧૭૧૭ ને ૧૭૩૯ એ સવત તો ખોટા નહીં જ, અને અંતર ૫૯ વરસ કવિતાના એ પણ ખોટાં નહી જ, વીસ વરસ પહેલા કવિતા કરી નથી એ પણ વાત વજાજે અને વ્યાસજીઓના કહેવાથી ખરી છે, ત્યારે ૫૯ ને ૨૦, ૭૯ તો થયા જ, હવે રહ્યા ૧૮ વરસ ને એમાથી વધારાના જાણી ૮ કહાડી નાખીએ તોપણ ૮૯ આવે છે અર્થાત્ એ નેવુએક વરસની ઉમરે મરી ગયેલો ને તેણે ૬૫ ૭૦ વરસ કવિતા કરેલી. × ×'

(૨) "મૂળ પુરુષ જયદેવ ને એ જયદેવને ચાર છોકરા. તેમા મોટાનું નામ કૃષ્ણારામ ને કૃષ્ણારામનો છોકરો પ્રેમાનંદ એ ચોવીસો બ્રાહ્મણ હતો–વેદ ઋગ્વેદ,

૩ 'પ્રેમાનંદનો રઘુરામ, તેનો ઇચ્છારામ, તેનો મંછારામ, તેનો દલપતરામ, તેનો દાજીભાઈ, ને તેનો મનસુખરામ" (નર્મગદ્ય પૃ ૪૫૬ ની પાદટીપ ) પાછળથી સ્વ કાકાવાળાને મળેલા વંશવૃક્ષ પ્રમાણે રઘુરામ નહિ પણ જીવણરામ છે. ( જુઓ પ્રા. કા. ત્રૈ અં. ૧ લો, રણયજ્ઞ : કવિચરિત, પૃ ૩ )

શાખા માધ્યદિની, એશ્વલાયન ગોત્ર, કાત્યાયનીમાતૃ, પ્રવર પાંચ—(વચ્છસ, ચવન, ઊર્વ, આપ્નવાન અને જમદગ્નિ ), અને અટક ઉપાધ્યાની ”

(૩) “મનસુખરામના કહેવા પ્રમાણે ઘરડાઓની હતકથા આવી છે કે— પ્રેમાનંદ માસીને ઘેર રહેતો, ૧૪-૧૫ વરસ સુધી કેવળ મૂર્ખ ને જડભરત હતો કામનાથ અને બહુચરાજીનું દેહેરું છે તે બેની વચ્ચે એક મકાનમાં કોઈ સિદ્ધ આવી રહ્યો હતો, તેને ત્યાં રોજ તે જતો, સેવા કરતો, ને ગામમાં રખડ્યા કરતો. એક પ્રસંગે તે સિદ્ધ બહાર જવા નિકળ્યો ત્યારે તેણે તેને કહ્યું કે કાલે સવારે મળસકામાં આવજે, પણ ઓલિયાભાઈ મોડા ગયા ને જાય છે તો મકાનમાં સિદ્ધ મળે નહીં, પણ દોડતો ને લોકોને પુછતો પુછતો થોડેક દૂર ગયો તો ત્યાંહાં સિદ્ધ મળ્યો. —ગગળી ગયેલા જેવો પગે પડ્યો ને પછી સિદ્ધે કહ્યું કે જા તું પ્રાકૃતમાં કાવ્ય કરવાને ઘણો સમર્થ થઈશ–વેહેલો આવ્યો હત તો સંસ્કૃતમાં કરવાને સમર્થ થાત–એ રીતે પ્રસાદ લઈને ઘેર આવ્યો ને એ પ્રસંગ પછી તેણે કવિતા કરવા માંડી

“વડોદરાના તેમજ કેટલાએક સુરતના લોકોનો પણ એવો વિચાર છે કે, પ્રેમાનંદ પોતાની માસીને ઘેર રહેતો હતો અને ભિક્ષાવૃત્તિ કરી ગુજરાન કરતો. એક પ્રસંગે કોઈ સિદ્ધ બારણે આવ્યો ને ટહેલ નાખી કહ્યું કે, ‘મેં દો દિવસકા અપવાસી હું.’ તે ઉપરથી પ્રેમાનંદે તેને ઘરમાં તેડી, તેની ઉત્તમ પ્રકારે સેવા કરી–પેલા સિદ્ધે કહ્યું કે ‘બચ્ચા, મેરેકું કછ જાનેકી બખત યાદ લાના–પછી જ્યારે પેલો સિદ્ધ જવા નિકળ્યો ત્યારે પ્રેમાનંદે તેને કહ્યું ત્યારે સિદ્ધે તેની જીભ ઉપર કંઈ લખ્યું તે વખતથી તેનામાં કાવ્યશક્તિ આવી. ”

(૪) “ × × એણે કિયા વરસમાં કિયા પ્રસંગ ઉપરથી કંઈ કવિતા પહેલી કીધી એ સમજ્યામાં આવતું નથી અગમળ થાય છે કે વીસ કે પચ્ચીસેક વરસની મોટી ઉમરે કરવી શરૂ કરેલી, ને એ કાવ્યની જોડે સંસ્કૃત અભ્યાસ પણ જારી રાખેલો. કેટલાક કહે છે કે મોટો શાસ્ત્રી હતો, પણ એણે કિયા અમુક શાસ્ત્રનો અભ્યાસ કરેલો તે જણાયું નથી. હું તો ધારૂં છું કે થોડું ઘણું વ્યાકરણ શિખીને પોતાની વૃત્તિને માટે પુરાણો વાચતાં શિખેલો—અર્થાત્ પ્રેમાનંદ પ્રાકૃતમાં કવિ અને સંસ્કૃતમાં પુરાણી એ નામે ઓળખાતો.”

(૫) “કેટલાએક કહે છે કે એને એક પ્રસંગે પુરાણીઓ સાથે સામો પક્ષ બંધાયો, ને તેથી તેઓ એવી તજવીજ કરતા, કે પ્રેમાનંદ પાસે કોઈ પુરાણ વંચાવે નહી. તે ઉપરથી પ્રેમાનંદ બોલ્યો, કે તમે એટલા શેના કુલાઈ જાઓ છો—હું ભાગવતનું ભાષાંતર કવિતા રૂપે કરૂં છું, કે જેથી તમારો કોઈ ભાવ

પુછવાનું નહી. એ આમદના જોસ્સામાં તેણે પ્રથમ તો રસિક જે દસમસ્કંધ તેનું પ્રાકૃત કરવા માંડ્યુ."

(૬) નર્મદાશંકરના જણાવ્યા પ્રમાણે નાગરો સાથે પ્રેમાનંદને અણબનાવ હતો. એણે સં. ૧૭૩૭માં મોસાળું રચ્યુ ને એવા રીઝવ્યા કે નાગરોએ પોતાના ચખુઓ પ્રેમાનંદને ભેટ આપી દીધા.

(૭) "પ્રેમાનંદ પ્રથમ સ્માર્ત હશે, પણ પછી પુરાણી એટલે તેણે વૈષ્ણવપણાંની કંઠી બાંધેલી ખરી. × ×"

(૮) "એણે ઘણાં ખરાં પુસ્તકો સુરત ને ખાનદેશ—નંદરબારમાં કીધેલાં છે—અને ત્યાના ઠાકોર રાજાના આશ્રય હેઠળ એણે પણું દ્રવ્ય મેળવેલું હશે—એ વાત ખરી છે, જો કે પ્રેમાનંદ પ્રથમ ઘણીજ ગરીબ હાલતમાં હતો. તોપણ તેણે પછવાડેથી પચ્ચીસ તીસહજાર રૂપિયા મેળવેલા જણાય છે. એનાં બધારેલા ઘરો રૂપિયા ૧૦૦૦૦ના હાલ એના વંશજો વાપરે છે."

(૯) "ગુજરાતી કવિ પંક્તિના પહેલા વર્ગના કવિમાં શ્રીમત કવિ તે પ્રેમાનંદ, અને સામળ, પ્રેમાનંદને આશ્રય નંદરબારના ઠાકોર રાજાનો, અને શામળ રખીદાસનો—પ્રેમાનંદ ઘરપણમાં સુખી હતો—એણે સંસ્કૃતમાં કોઈ કાવ્ય કીધું નથી. મનસુખરામ કહે છે કે સંસ્કૃત ભણ્યા જ નહોતા, પણ હું ધારું છું પંચકાવ્ય ને પુરાણ તો ભણ્યો જ હશે—તેમ રસાલંકારનો એકાદ ગ્રંથ પણ ઉપર ઉપરથી જોઈ લીધેલો ખરો, એ વાત એના ઓખાહરણ અને નળાખ્યાન ઉપરથી માલમ પડે છે. વળી પિંગળ પણ જોઈ લીધેલું, પણ તેના નિયમો તેણે પોતાના ગ્રંથોમા માત્ર ઉપયોગમા આણ્યા નથી. —લોકોને રાગડા ઘણા ગમે, તેથી એણે જુદા જુદા ઢાળોમા આખ્યાનો બનાવ્યા. × ×"

(૧૦) "લોકો કહે છે કે એ સંસ્કૃત ભણ્યો હતો; ને મહાભારત વાચ્યુ ત્યારે રૂપિયા પચ્ચીસેક તેને મળ્યા, પણ પછી પ્રાકૃતમા મહાભારત કરીને વાચ્યુ ત્યારે તે ઘણુ જ કમાયો—એણે મહાભારત વાચ્યુ હશે પણ એનુ ગુજરાતી મહાભારત મ્હારા જોવામા આવ્યુ નથી—ચણુચાર આખ્યાનો તેમાનાં છે ખરાં."

(૧૧) "× × એના બનાવેલા ગ્રંથો આટલા તો જાણવામાં આવ્યા છે—નરસંઈ મેહેતા સબંધી—મોસાળું, હુંડી, શ્રાદ્ધ, હારમાળા અને બીજા—રણયજ્ઞ, અભિમન્યુ આખ્યાન, સુદામાચરિત્ર, સુધન્વા આખ્યાન, ઓખાહરણ, નળાખ્યા દસમસ્કંધ, વિવેકવણજારો વગેરે, મનસુખરામ તો કહેતો કે કેટલાક ઘોળ, ગીં-

પણ એના બનાવેલાં છે, પણ મ્હારા જાણવામાં પ્રેમાનંદની કરેલી છુટક કવિતા કોઈ પણ આવી નથી."૪

### ૩. સ્વ. પં. ડાહ્યાભાઈ : કવિચરિત

સ્વ. ડાહ્યાભાઈ પેલાભાઈ પંડિતે સને ૧૮૯૯મા હિંદુસ્તાનના ઘણા દેશોના કવિઓ વિશે "કવિચરિત" નામનો ગ્રંથ લખ્યો છે તેમાં પ્રાકૃત કવિઓના વિભાગમાં પ્રેમાનંદ વિશે માહિતી આપી છે :

(૧) "આ કવિ વડોદરાનો ચોવીસો મોઢ બ્રાહ્મણ, × × એ આશરે સંવત ૧૬૯૨મા જન્મ્યો જણાય છે, એના પિતાનું નામ કૃષ્ણરામ, એ ન્હાનપણમા માશીને ઘેર રહેતો, અને પંદર વર્ષનો થતા સુધી કંઈ ભણ્યો ન હતો ને ભિક્ષાવૃત્તિ કરીને નિર્વાહ કરતો. પણ એવું કહેવાય છે કે, પછી કોઈ સિદ્ધ પુરુષના પ્રસાદથી એને કવિતાશક્તિ પ્રાપ્ત થઈ. એના બનાવેલા ગ્રન્થો ઉપરથી જણાય છે કે, એણે કાવ્યો અને પુરાણોમાં વ્યુત્પત્તિ થવા જેટલો સસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. એ વિષ્ણુનો ભક્ત હતો."

(૨) "એ કથાપુરાણ વાચીને નિર્વાહ કરતો. અને તેટલા માટે એને ઘણું કરીને નંદરબારમા રેહેવું પડતુ ત્યાંહાં રહીને એણે નળાખ્યાન, સુદામાચરિત્ર વિગેરે ગ્રન્થો કર્યા છે. × ×"

(૩) "એણે લગભગ ૮૫ વર્ષ સુધી કવિતા કરેલી જણાય છે. પણ એ લાંબી મુદત પ્રમાણે ઘણા અને સ્વકલ્પિત ગ્રન્થ એણે કરેલા જણાતા નથી. તેથી એમ લાગે છે કે : એને કોઈ શ્રીમાનનો આશ્રય અને તર્કશક્તિ પણ સામળના જેટલી નહિ હોય."

(૪) "એણે પિંગળ પ્રમાણે વૃત્તબંધ કવિતા કરેલી નથી. પણ તે વખતના ચાલ પ્રમાણે ઢાળ, ઉથલો, વેરાડી, ગોડી, સારંગ, મારુ, સોરઠા, વલણ, મનાર, વસત, મેવાડો, રામગ્રી, ધનાશ્રી, સામેરી, દેશાખ, જેતશ્રી, બિહાગડો, કાવેરો, ઇત્યાદિ રાગોમાં ઘણી ઉત્તમ કવિતા કરી છે. × ×"

(૫) સ્વ. પંડિતે તેના નીચે મુજબ ગ્રંથ કહ્યા છે : સુદામાચરિત્ર ( સં. ૧૭૦૫ પ્રથમ ગ્રંથ ), હુંડી, મોસાળું અને શ્રાદ્ધ તેમ હારમાળા, ઓખાહરણ, નળાખ્યાન ( સં. ૧૭૭૬મા રચેલું ), સુધન્વા આખ્યાન, અભિમન્યુ આખ્યાન, રણયજ્ઞ, વિવેકવણઝારો અને દશમસ્કંધ.

(૬) "એવું કહેવાય છે કે, એકવાર એને પુરાણીઓ સાથે કંઈ ખટપટ

૪. નર્મગદ્ય ( જૂનું ) : કવિચરિત, પૃ. ૪૫૬-૪૬૧માંથી.

થઈ તેથી પુરાણીઓએ એનું બોદવા માંડ્યું કે, એની પાસે કોઈ પુરાણ વંચાવે નહિ. તે ઉપરથી એણે તે પુરાણીઓને કહ્યું કે તમે યાદ રાખજો કે, હોળવઈઓ બગલમાં મારીને ગામેગામ ભટકો પણ તમારો ભાવ કોઈ પૂછે નહિ એવું કરીશ. તે ઉપરથી એણે શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના બાવન અધ્યાયનું કવિતારૂપે ભાષાન્તર કર્યું; પણ એટલામાં એનો અંતકાળ નજીક આવવાથી એણે પોતાના શિષ્યને કહ્યું કે, અમે નેમ કરીને પણ આ ગ્રંથ તું જલદીથી પૂરો કરજે; તે ઉપરથી તેણે સંવત ૧૭૬૬માં પૂરો કર્યો."

(૭) "આ દીર્ઘાયુષી કવિ આશરે ૧૧૫ વર્ષની ઉમ્મરે સંવત ૧૭૬૦ના સુમારમાં વૈકુંઠવાસી થયો, એવો અડસટ્ટો નીકળે છે. હાલમાં એના વંશજ વડોદરામાં છે."[૫]

## ૪. સ્વ. નવલરામ : મામેરું

(૧) "પ્રેમાનંદ કવિ વડોદરા શહેરમાં જન્મ્યો હતો. જ્ઞાતે ચોવીશો બ્રાહ્મણ હતો. નાનપણમાં તે મૂર્ખ હતો, અને કોઈ સાધુના વરદાનથી કવિ થયો એમ કહેવાય છે. તેની સાથે એમ પણ કહેવાય છે, કે તે સારો ન્યાયશાસ્ત્રી અને એકવાર સભા જીત્યો હતો. એના ગ્રંથો ઉપરથી એટલું તો જણાય છે, કે કાવ્યો વાંચીને તેનો રસ પોતાના ચિત્તમાં ઠસાવવા જેટલું તો એનામાં સંસ્કૃત જ્ઞાન હતું; અને કાવ્યશાસ્ત્રના કેટલાએક સાંકેતિક શબ્દો એણે પોતાના લખાણમાં વાપર્યા છે તે ઉપરથી તેણે થોડાઘણો પણ અભ્યાસ કરેલો એ વાત સિદ્ધ થાય છે."

(૨) "પોતાની કવિતા વાંચીને એ પોતાનો ગુજારો ચલાવતો હતો, તે તો એના ગ્રંથ ઉપરથી જ જણાય છે. પણ પુરાણીનું કામ કરતો હતો કે નહિ તેનો કાંઈ નિશ્ચય થઈ શકતો નથી. એમ કહેવાય છે તો ખરું કે એક વખત સંસ્કૃત કથા વાચતાં એને બહુ જ થોડું મળ્યું તે ઉપરથી ચીઢીડવાઈને તેનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું, લોકો આગળ વાચ્યું, અને એકદમ સારી રકમ કમાયો."

(૩) "જેમ શામળને રખીદાસનો તેમ પ્રેમાનંદને મોટો આસરો નંદરબારના રાજાનો હતો એમ ધારી શકાય છે. એણે પોતાના ઉદ્યોગથી સારા પૈસા મેળવ્યા હતા, અને હાલ એના વંશજો જે હવેલીમાં રહે છે તેની કિંમત આઠ દશ હજાર રૂપીઆની ગણાય છે."

---

૫. કવિચરિત્ર-પ્રાકૃતકવિ, પૃ ૯૭ ૯૮ (સને ૧૮૬૯).

(૪) "એ કવિ નેવુંએક વરસની મોટી ઉમરે મરણ પામ્યો."

(૫) "પ્રેમાનંદ કવિનાં સઘળાં કાવ્ય હજી છપાયાં નથી, અને તે બધાં મળીને કેટલાં થાય છે તેની સંખ્યા પણ હજુ મુકરર થઈ નથી. મારા જાણવા પ્રમાણે મેં એના ગ્રંથોની સપૂર્ણ ટીપ નીચે આપી છે, જે મારા જોવામાં આવ્યા નથી, અને જે છે કે નહિ તેને વિષે મને શક છે, તેના ઉપર નિશાની* કીધી છે.

| | |
|---|---|
| ૧ દશમસ્કધ ભાગ્વત | ૧૩ નરસિંહ મેહેતાનું મામેરૂં |
| ૨ નળાખ્યાન | ૧૪ નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ |
| ૩ ઓખાહરણ | ૧૫ નરસિંહ મેહેતાની હુંડી |
| ૪ મદાલસા આખ્યાન | ૧૬ હારમાળા |
| ૫ સુદામાચરિત્ર | ૧૭ રામવાખ્યાન * |
| ૬ રણયજ્ઞ | ૧૮ સંપૂર્ણ ભાગ્વત * |
| ૭ દાણલીલા | ૧૯ રામાયણ * |
| ૮ અભિમન્યુ આખ્યાન | ૨૦ મહાભારત * |
| ૯ વામનચરિત્ર | ૨૧ રેવા આખ્યાન * |
| ૧૦ પ્રહ્‌લાદ આખ્યાન | ૨૨ અશ્વમેધ * |
| ૧૧ સુધન્વા આખ્યાન | ૨૩ વહીસગડો * "૬ |
| ૧૨ વિવેક વણઝારો | |

આ ચાર વિદ્વાનોનો પ્રયત્ન એ ઉપર સૂચવેલ સંધિકાળ પહેલાંનો છે. સંધિકાળથી સ્વ. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાનો પ્રયત્ન શરૂ થાય છે, જેની આસપાસ અત્યાર સુધીના બીજા મહત્ત્વના કે ગૌણ પ્રયત્ન થયા છે. સને ૧૮૮૪ માં સ્વ. કાંટાવાળા અને સ્વ. નાથાશંકર શાસ્ત્રીએ "પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક"નો આરંભ કરી પહેલા અંક તરીકે પ્રેમાનંદનો રણયજ્ઞ પ્રસિદ્ધ કર્યો, જેમાં શરૂમાં હ. દ. ની સહીથી કવિચરિત્ર લખાયેલું મળે છે. હ. દ.એ પછીના અંકો તેમજ પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથોમાં ઉત્તરોત્તર નવું હકીકતો આપ્યા કરી છે તે આ રણયજ્ઞના કવિચરિતના વિકાસરૂપે છે, એ હવે અહીં પ્રાયઃ શક્ય છે ત્યાં એમના જ શબ્દોમાં, અને વધુ લંબાણ જેવું થશે ત્યાં એનો સાર માત્ર આપવાનો પ્રયત્ન કરૂં છું.

૬. મામેરૂ-કવિચરિત્ર, પૃ. ૧૩-૧૫ ( સને ૧૮૭૧ ).

## ૫. સ્વ. કાંટાવાળા : રણયજ્ઞનું કવિચરિત્ર

(૧) "મહાકવિ પ્રેમાનંદ સુમારે (સંવત) સત્તરમા સૈકાની આખરે જન્મ્યા. તેમના પિતાનું નામ, કૃષ્ણારામ ઉપાધ્યા હતું. જે ભાગ્યશાળી જનેતાએ આ કવિશિરોમણિરત્નને જન્મ આપ્યો, તેના નામનો પત્તો લાગતો નથી. કવિના પિત્રાઈ ઓના વંશજ પાસેથી એક પેઢીનામાનું ઝાડ મને મુશ્કેલીથી મળી શક્યું, તેમાંથી નીચે પ્રમાણે સાર નીકળે છે.

"પેઢીનામાની શરૂઆત ઉપાધ્યા જેદેવથી થાય છે. જેદેવ કવિ પ્રેમાનંદનો દાદો થાય. જેદેવને ચાર દીકરા હતા. જ્યેષ્ઠ પુત્ર કૃષ્ણારામથી પ્રેમાનંદ થયા. પ્રેમાનંદને જીવણરામ ને વલ્લભરામ એવા બે દીકરા હતા. વલ્લભરામનો ત્રીજી પેઢીએ નિર્વંશ ગયો. જીવણરામના પૌત્ર મંછારામથી ચાલેલી એક શાખા નિર્વંશ થઈ. હાલ કોઈ જમનાં નામે સ્ત્રી એ શાખામાં હયાત છે. મંછારામના પુત્ર ઉત્તમરામથી થએલી બે શાખા પૈકી એક શાખા કવિ નર્મદાશંકરને મળેલા મનસુખરામ અપુત્ર ગુજરવાથી નિર્વંશ થઈ છે. મનસુખરામની સ્ત્રી બાઈ નાની હયાત છે, બીજી શાખામાં દુરગાશંકર નામે જુવાન હાલ કોઈ સરકારને ત્યાં વડોદરામાં નોકરી કરે છે. પ્રેમાનંદને ત્રણ કાકા હતા, તેમનો વિસ્તાર સારો ચાલ્યો છે."

(૨) "કવિ જ્ઞાતે વડોદરાના ચોવીશા બ્રાહ્મણ હતા. ચોવીશા એ નાગરોમાંથી ઉત્પન્ન થયા છે. પ્રેમાનંદે પોતે "ચાતુરવિંશી (ચોવીશા) જ્ઞાતે બ્રાહ્મણ" એમ ઘણે ઠેકાણે લખ્યું છે. × ×"

(૩) "કવિના જન્મ સમય વિશે મતભેદ છે. કવિચરિત્રના લખનાર દાજીભાઈ પંડિતે "તે આશરે સંવત ૧૬૯૨ માં જન્મેલો" એમ લખ્યુ છે. રા. નવલરામે ને કવિ નર્મદાશંકરે સાલ આપી નથી, પરંતુ કવિ નર્મદાશંકરના અંદર લખાણથી તેનો જન્મ કેટલાંક વર્ષ મોડો થયો ગણ્યો છે, એમ અનુમાન થાય છે, "કહેવાય છે કે તેણે મોટપણે ગ્રંથ લખવા માંડયા હતા, ને ધારીએ કે તેણે ૨૫ વર્ષની વયે મામેરું લખ્યું" આ પ્રમાણે કવિ નર્મદાશંકર લખે છે, ને મામેરાની સાલ તેમણે ૧૭૩૯ ની આપેલી છે, તેથી તે ૧૭૧૪ ના સુમારમાં જન્મ્યો હોય એમ ભાસે છે. પરંતુ કવિ નર્મદાશંકરે ઓખાહરણની સાલ ૧૭૨૩ ને અભિમન્યુ આખ્યાનની ૧૭૨૭ આપી છે; તો ૯ અને ૧૩ વર્ષની વયે આવું મોટું કાવ્ય પ્રેમાનંદે બાંધ્યાં હોય, એ અસંભવિત લાગે છે. વળી પ્રેમાનંદ ગ્રંથ

પંદર વર્ષની ઉંમર સુધી તો જડભરત જેવો હતો એમ કવિ નર્મદાશંકર તેમજ રા. નવલરામ જણાવે છે, તો તેથી પણ આ અનુમાન ખરું ઠરતું નથી.

"મારા ધારવા પ્રમાણે કવિચરિત્રવાળાની સાલ વધારે સંભવિત છે એનો એક મોટો પુરાવો જૂના ગ્રંથો વાંચતાં મને મળી આવ્યો છે. કોઈ વીરજી નામે કવિએ સુરેખાહરણ સંવત ૧૭૨૦ માં બનાવ્યું છે. પ્રથારંભે તે કવિયોની સ્તુતિ કરે છે, તેમાં પ્રેમાનંદનું પણ નામ આપેલું છે. વીરજી લખે છે કે,

> "નમસ્કાર નરસિંહ મહેતાને, પ્રથમ કરૂં પ્રણામ,
> દાસ કબીર નમું ભાવશું, મનમાં (ન) ધરશો રીશ;
> વછનાગર ગુણસાગર પ્રણમું, શાંત ધરીને મત,
> સુંદરદાસ પાવન પ્રેમાનંદ, ચિત ના ધરશો ભિન્ન.
> મિરાંબાઈ નામદેવ નિશ્ચે, વંદુ તેના ચરણ,
> મારી બુદ્ધમાને વિસ્તારૂં, સુરેખા કેરૂં હરણ."

"એ વીરજી વડોદરાનો હતો, અને બુરાનપુરમાં ઘણું રહેતો. વીરજીએ સંવત ૧૭૨૦ માં જ્યારે પ્રેમાનંદની કવિ તરીકે સ્તુતિ કરી, ત્યારે પ્રેમાનંદ તે સમયે કવિ તરીકે સામાન્ય પ્રખ્યાતિ તો પામેલો હોવો જોઈએ. ઓખાહરણ જેવું ઉત્તમ પુસ્તક જો તેણે ત્રણ વર્ષ પછી રચ્યું હોય, તો તે ૧૭૨૦ માં કવિ તરીકે જાહેરાતમાં આવ્યો હોય, એમાં નવાઈ જેવું નથી. એ વખતે એની ઉમર ઓછામાં ઓછી વીશ વર્ષની ગણીએ તો એનો જન્મ સવત ૧૭૦૦ માં ઠરે. વળી એક બીજો ગુટકો, જેમાં આગળપાછળનાં ઘણા પાના ફાટી ગયેલા છે, ને જે ઘણાં વર્ષ ઉપર લખેલો જણાય છે, તે માંહેલા લખમણાહરણમાં આ લીટીઓ છે,

> "મોટા કવિજન આગળ થયા, ભાઈ તે તારો પ્રતાપ,
> વ્યાસ મુની પરાશર સરખા, પ્રલ્હાદ વિભિષણ સાર;
> નરસિંહ મેહેતો વિપ્ર પ્રેમાનંદ, કોઇ નવ પામ્યા પાર."

"કર્તાનું નામ પુસ્તકમાંથી બરાબર માલમ પડતું નથી. પણ એક ઠેકાણે "પ્રાકૃત કથા વીરક્ષેત્રમાં, કહી'—આ પ્રમાણે પાનાને છેડે અધુરું રહી ગયું છે, મારા ધારવા પ્રમાણે એનો કર્તા પણ વીરજી? હશે. કવિતાની સાલ પણ નીકળતી નથી. પણ તે વીરજીકૃત હોય, તો ૧૭૨૦-૨૫ માં રચાઈ હોય, એમ અટકળ કરી શકાય. ગુટકામાં સવત ૧૭૭૬-૮૩ ના વર્ષ સુધીનું વર્ષફળ આપ્યું છે. તે ઉપરથી ગુટકો તે પહેલાંનો લખાયો હોય એમ અનુમાન થઈ શકે; × ×"

"ઉપરના ને બીજા કારણથી મારી અટકળ એવી છે કે કવિ પ્રેમાનંદનો જન્મ સંવત ૧૬૯૨-૧૭૦૦ સુધીમાં થયો જોઈએ."

"પાદટીપ ૧ "લખમણાહરણ કવિ પ્રેમાનંદે પણ બનાવ્યું છે. ગુટકામાં આપેલું ખરેખરું એણે બનાવેલું હશે, એ વિશે મને શક છે. એ પ્રેમાનંદનું હશે તો તેનું નામ છુપાવી પોતાનું ઘાલવાનો કોઈએ પ્રયત્ન કર્યો હશે એવો શક રહે. × × ×"

(૪) "પ્રેમાનંદનો પિતા તેને છેક બાલ્યાવસ્થામાં નિર્ધન મૂકીને મરી ગયો હોય એમ માલૂમ પડે છે. અનાથ વિધવા માડી પણ તેને થોડા વર્ષ વિપત્તિથી ઉછેરીને મરણ પામી હતી એમ જણાય છે એક ચોવીસા જ્ઞાતિની એંશીએક વર્ષની ડોશીએ વાતચિત કરતા આ વાતનો ખુલાસો આપ્યો. તેણે કહ્યું પ્રેમાનંદ પૂરું બોલતા પણ નહોતું શીખ્યો (એટલે સુમારે ત્રણ ચાર વર્ષની તેની ઉમર હતી) ત્યારે તેની મા તેને કેડમાં ઘાલીને તુલસીવાડીએ જતી. એ તુલસીવાડી હાલ પણ ફતેહપુરા તરફ છે, અને ત્યાં નૃસિંહજીના તુલસી સાથે ધામધુમથી પ્રતિવર્ષ લગ્ન થાય છે, ત્યાં ટેલટકોરો કરવાથી તેને ખાવાનું મળતું

"તુળસીવાડીમાં એક સિદ્ધ પુરુષ ઉતર્યા હતા, તેમની એ બાઈ સેવાચાકરી ખરા ભાવથી કરતી, તેથી સિદ્ધે પ્રસન્ન થઈને કહ્યું કે "બાઈ કાલ સવારમાં તું તારા છોકરાને લઈ મારી પાસે આવજે સવારમાં વહેલી આવજે." બાઈને જતાં વાર લાગી, એટલે સિદ્ધ ચાલતા થયા સિદ્ધને ન જોવાથી બાઈ બાવરી બની ગઈ ને તેમની પાછળ છોકરાને લઈને દોડી થોડેક ગયા કેડે સિદ્ધ મળ્યા, એટલે તેમને પગે પડી રોવા લાગી, અને છોકરાને તેમના ચરણ આગળ મૂકી દીધો. સિદ્ધે છોકરાને માથે હાથ ફેરવ્યો, અને એક પાતરા પર કંઈ લખી તે છોકરાની જીભે છાપ્યું એટલે જીભ ઉપર ઝીણા અક્ષર પડયા, સિદ્ધે કહ્યું, "જા બાઈ તારો છોકરો ગુજરાતીમાં મોટો કવિ થઈ પ્રખ્યાતિ પામશે જો તું વહેલી આવી હોત તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત! × ×"

આની પાદટીપમાં સ્વ. કાગવાળાએ કવિ નર્મદે મનસુખરામ પાસેથી સાંભળેલી ૧ લી દંતકથા તેમનો હવાલો દઈ આપી છે.

(૫) "માતાના ગુજર્યા પછી કેટલીક મુદત તેને મામીનું ઘર સેવવું પડ્યું હોય એમ જણાય છે × × × ચોવીશી ડોશી એમ કહે છે, કે તે એ અવસ્થામાં ફરતો ફરતો, ને બાઈડીઓને જોડકણાં તથા ગીત જોડી આપતો × × સાર

" બાપ કવિ પ્રેમાનંદના વખતમાં હતા, ને તેમને મોઢેથી તેણીએ કેટલીક વાતો કવિ વિશે સાંભળેલી એમ તે કહે છે × × × કવિ નર્મદાશંકર લખે છે

તેમ ચૌદ પંદર વર્ષની વયે તે છેક "મૂર્ખ ને જડભરત" નહી હશે, એમ મને લાગે છે. ×× "

(૬) "પ્રેમાનંદે કયા કયા અને કેટલા ગ્રંથો બનાવ્યા છે તે હજી નક્કી જાણવામાં આવ્યું નથી. કવિ નર્મદાશંકરે ૧૩ નામ આપ્યાં છે. રા. નવલરામે આપેલી ટીપ મોટી એટલે ૨૩ નામની છે; પણ તેમાંથી સાત ગ્રંથ તેમણે જોયેલા નથી, તેમ એ સાત પૈકી એક પણ ગ્રંથનો ધણી તજવીજ કર્યા છતાં હજી પત્તો. મળ્યો નથી. તેમાંના એક બે પ્રેમાનંદે બનાવ્યા છે એમ મે સાંભળ્યું છે ખરું. વળી જો પ્રેમાનંદે સંપૂર્ણ ભાગવત, રામાયણ, મહાભારત, અશ્વમેધ જેવાં મોટાં પુસ્તક રચ્યા હોય, તો તે છેક અજાણ્યાં રહેવાનો સંભવ નથી. રા. નવલરામની આપેલી ટીપ ઉપરાંત બીજા ચાર ગ્રંથો કવિના બનાવેલા મારા સાંભળવામાં આવ્યા છે."

(૬) "આ મહાકવિએ કાવ્યપુસ્તક રચવાનું કામ ક્યારથી ને કેવી રીતે શરૂ કર્યું, તે વિશે દંતકથા એવી છે, કે તે પ્રથમ સંસ્કૃતમાં કથા કરી પોતાનું ગુજરાન ચલાવતા. એકવાર મહેતા પોળ (સાકરવાડા પાસે) નજીક તેમણે કથા શરૂ કરી. એ જગ્યાએ હમેશ કોઈ બીજો શાસ્ત્રી બેસતો હશે, તેણે આવી પ્રેમાનંદ સાથે વઢવા માંડ્યું. તકરાર ઘણી થઈ, ત્યારે પ્રેમાનંદે ચીડાઈને કહ્યું, ઠીક છે, આજથી હું સંસ્કૃતમાં કથા ન કરવાનું પણ લેઉં છું. ને હવેથી પ્રાકૃત એવી કથા જોડું કે તમારી સંસ્કૃત કથા ઉપરથી લોકોની રૂચી ઉઠી જાય, ને તમારા રોજગાર ઉપર પાણી ફરે. ઘેર જઈ તેમણે તે દિવસથી પ્રાકૃત કાવ્ય શરૂ કર્યાં. કોઈ કહે છે કે પ્રથમ તેમણે દશમસ્કંધ અથવા તેમાંનાં છુટક આખ્યાન શરૂ કર્યાં. × × × સંસ્કૃત જ્ઞાન તેને ઓછુ હશે એ દોષ વાજબી જણાતો નથી. વળી સિદ્ધનું વાયક યાદ રાખી તેણે તેને માન પણ કાંઈ ન આપ્યુ હોય ? "

(૮) "કવિ પ્રેમાનંદ ખાનદેશના નદુરબારમાં ઘણી મુદત રહ્યા હોય એમ જણાય છે. વળી કોઈ કોઈ વાર તો સુરતમાં રહેલા પણ માલૂમ પડે છે. નદુરબારમાં એ શા માટે રહેતા, તે બરાબર જણાતું નથી. એમણે એક ઠેકાણે "ઉદર નિમિત્તે સેવ્યુ ગામ નંદુરબાર" એમ લખ્યુ છે, તે પરથી અનુમાન થાય છે, કે તે પોતાના ગુજરાન અર્થે ત્યાં રહેતા હશે. રા. નવલરામ લખે છે, કે 'જેમ શામળને રખીદાસનો તેમ પ્રેમાનંદને મોટો આશરો નદુરબારના રાજાનો હતો એમ ધારી શકાય છે.' તેમને કોઈ રાજાનો કે શ્રીમાનનો કવિ તરીકે આશ્રય મળ્યો હોય, અથવા ખરું પૂછાવો તો તેમણે એવો આશરો ખોળવાનો યત્ન કર્યો હોય, એમ મને લાગતો નથી. તે કાં તો નંદુરબારમાં કથા

કરતા હોય, અથવા કોઈ શેઠ શાહુકારની ગુમાસ્તી કે મુનીમગીરી કરતા હોય. એટલી વાત વધારે સંભવિત છે, કેમકે નંદુરબાર ને વડોદરાને તે વખતે વેપારનો ઘણો સંબંધ હતો. વડોદરેથી સીધે રસ્તે નંદુરબાર નજીક છે. જે શેઠની તે ચાકરી કરતા હોય, તેની પેઢી કદાચ સુરતમા હોય, તો ત્યાં પણ તેમને વખતોવખત રહેવું પડે. એવી જાતની પરદેશમા નોકરી હોવાથી કામ કરવાનું થોડું હોય, તેથી પોતાના પ્રિય-વિષય કાવ્યને ઘુમાવાને સારો વખત મળે, ને પૈસાની પ્રાપ્તિ પણ વગર ભીખે મળે, એમ ધારીને તેમણે એવું કામ પસંદ કર્યું હોય. પણ આ કેવળ અનુમાન છે, અને કવિના સ્વતન્ત્ર વિચાર જોતાં કથા કરી ભીખી ખાવાનું તેમને નાપસંદ પડતું હોય, એમ લાગે છે."

(૯) એ પછી સ્વ. કાંટાવાળા પ્રેમાનંદને નંદુરબારના રાજાનો કે બીજાનો આશ્રય ધારો કે હોય તોય એણે કદી કોઈના ગુણ નથી ગાયા એમ જણાવે છે અને લખે છે કે "તેમને પરસેવો ઉતારી પોષણ કરવાનું જ પસંદ હતું." આ પછી કવિના ખાતાદાર રૂગનાથદાસ ભગવાનદાસ પારેખનો કિસ્સો ટાંકી કવિએ કદી કોઈનાં વખાણ નથી કર્યાં એ વિશે પ્રચલિત વાત લખી છે.

(૧૦) "× × એક દંતકથા છે, કે એકવાર શામળ ને પ્રેમાનંદ વચ્ચે વાદ થયો. × × × શામળે પદ્માવતીની વાર્તા રચી અને પ્રેમાનંદે સુરેખાહરણ રચ્યું. × ×"

(૧૧) "× × કથા કહીને કે રોજગાર વડે તે સ્વહસ્તે સારું કમાયા હતા. × × એમણે સુમારે દશેક હજાર રૂપિયા મકાન બંધાવવામાં વાપર્યા. × × અહીંઆં મહુમદની વાડીમાં વચલી પોળમાં તેમણે મોટું મકાન બંધાવ્યું હતું ને આજ પણ પ્રેમાનંદની ખડકીને નામે ઓળખાય છે. × × × વંશજોની હાલત જેમ જેમ માઠી થવા લાગી, તેમ તેમ તેઓ પોતાને ભાગ આવેલાં મકાન ઘરેણે મૂકતા કે વેચતા ચાલ્યા. સંવત ૧૮૨૯માં થયેલી વહેંચણનો દસ્તાવેજ મારા જોવામાં આવ્યો, તે પ્રેમાનંદના પૌત્ર દુર્લભરામ ને પરપૌત્ર (બીજા દિકરાથી થયેલા) મછારામ વચ્ચે હતો. × × × ખડકી સુમારે ૨૯ વર્ષ ઉપર પડી ગઈ, અને પ્રેમાનંદનાં બાંધેલાં બીજાં ઘર નજરે જોયેલાનું એક પડોશી જણાવે છે. × ×"

(૧૨) "પ્રેમાનંદનો સ્વર્ગવાસ સુમારે ૧૭૬૦માં થવો જોઈએ, એમ સંભવે છે. એમણે અધુરે મૂકેલું દશમસ્કંધ, તેમના શિષ્ય સુંદરદાસે કવિના મર્યા પછી ૧૭૬૬માં પૂરું કર્યું; એટલે તે અગાઉ કવિનો કાળ થયો હશે. કવિયે સુમારે સો

વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવ્યું, અને ઠેઠ મરતા સુધી કવિતા કરવાને શક્તિમાન હતા. × ×"

(૧૩) સ્વ. કાંટાવાળાએ મામેરાની રચના અને નાગરોની આફરીનીનો કિસ્સો નર્મદાશંકરનો હવાલો આપી આ પછી નોંધ્યો છે.૭

### ૬. સ્વ. કાંટાવાળા : હારમાળા

હારમાળાની વર્જિત આવૃત્તિ પ્રેમાનંદની છે અને એના નામનિર્દેશ વિનાની છે એવું સમર્થન કરતા સ્વ. કાંટાવાળાએ પ્રેમાનંદ-ચરિતમાં ઉપયોગી એવી થોડી વાત નોંધી છે :

(૧) "× × પ્રેમાનંદસુત વલ્લભરામે એક ઠેકાણે કવિયે ત્રણ ગ્રંથો નામ વગરના કર્યાનું જણાવ્યું છે અને તેમાં હારમાળા આવે છે."

(૨) "× × પ્રેમાનંદે પોતાને કોઈ ઠેકાણે કવિ કહેવડાવ્યું નથી એથી તેમના વિવેકની પરિસીમા થાય છે. થોડીક નમાલી કવિતા કરતાં આવડી કે પોતાને કવિમાં ખપાવી ઘાલવાની સાંપ્રત ચેળાઈ મહાકવિઓને છાજે નહિ. દશમસ્કંધ ભાગવત પૂરૂં કરતાં અગાઉ પોતાનો અંતકાળ પાસે આવ્યો જાણી કવિયે પોતાના ચાર શિષ્યોને તે પૂરૂં કરવા આજ્ઞા કરી. ચારે શિષ્યોએ કવિતા પૂરી કરીને કવિને બતાવી, ત્રણ કવિતા કવિને સરસ લાગી, પરંતુ તેમાં તેમણે તેમનું નામ લખ્યું હતું તેથી કવિને ઘણો ગુસ્સો આવ્યો અને તેમના દેખતાં જ કાગળોના ઝાટકા ઉડાવ્યા. ચોથા પણ સૌથી કનિષ્ઠ શિષ્ય સુંદરે રચેલી કવિતામાં પોતાનું નામ લખ્યું નહોતું તે જોઈ તેની કવિતા બીજાઓ જેટલી સારી ન છતાં પણ તેના ઉપર પ્રસન્ન થઈ તેને દરેક કડવાને છેડે તેનું નામ ઘાલવા કવિયે કહ્યું અને તે કવિતાની સાફ નકલ કરાવી પોતાના અધૂરા ગ્રંથમાં તેનું ઉમેરણ કર્યું". આ વાત પણ કવિના પુત્ર વલ્લભરામે જણાવી છે.

(૩) "× × ભાઈ મનસુખરામવાળી પ્રતમાં ૮૪ પદ હોવાથી તથા પ્રેમાનંદપુત્ર વલ્લભરામે એક ઠેકાણે કવિયે હારમાળામાં ૮૪ પદ કર્યાં એમ જણાવ્યું છે. × ×" ૮

### ૭. સ્વ. કાંટાવાળા : લક્ષ્મણાહરણ-દાણલીલા

રણયજ્ઞની પ્રસ્તાવનામાં "લક્ષ્મણાહરણ"માંથી ત્રણ પંક્તિઓનો ઉલ્લેખ

૭. પ્રા. કા. ત્રૈ., અંક ૧લો (સને ૧૮૮૪) કવિચરિત્ર, પૃ. ૨-૧૫.
૮. પ્રા. કા. ત્રૈ, વર્ષ ૧૭, અંક ૧ (સને ૧૮૮૫), પ્રસ્તા. પૃ. ૬-૬.

કરી ૨૧. કાંટાવાળાએ એ કૃતિ વીરજીની હોવા વિશે સંભવિતતા બતાવી હતી. તેની પ્રત ત્રુટક હોઈ તેઓ નિશ્ચયપૂર્વક એ પ્રેમાનંદની ન કહી શકેલા એક મુશ્કેલી એ કે એ કાવ્યમાં ( લીધેલા એ અવતરણમાં ) નરસિંહ સાથે પ્રેમાનંદના નામનો નિર્દેશ હતો સંભવત એ એક જ ત્રુટક પ્રત સ્વ. કાંટાવાળા પાસે હતી. વીરજીનું પૂર્વે માનેલું "તજવીજ કરતાં તે પ્રેમાનંદકૃત લક્ષ્મણાહરણ નીવડ્યું" મંતવ્ય કેમ બદલવું પડ્યું તે અહીં તેમણે આપ્યું નથી "કવિ પ્રેમાનંદે લક્ષ્મણાહરણ નામનું પુસ્તક કરેલું છે એમ આજ સુધી માલૂમ નહોતું" એમ લખતાં પૂર્વે 'રણયજ્ઞ'ના કવિચરિતમાંની (પૃ ૬ નીચેની) પાદટીપ સ્મરણ બહાર ગઈ લાગે છે, કેમકે ત્યાં "લક્ષ્મણાહરણ કવિ પ્રેમાનંદે પણ બનાવ્યું છે" એમ તેઓ લખી ચૂક્યા જ છે. એ એક પ્રત પછી "ઘણા પ્રયાસે તેની બીજી એક જ પ્રત મળી શકી"[૯] એમ હવે તેમણે "લક્ષ્મણાહરણ" (સને ૧૮૮૫) ની પ્રસ્તાવનામાં જણાવ્યું છે જ આમ કેમ થયું હશે તે કલ્પી શકાતું નથી ! એઓ વિશેષ જણાવે છે કે—

(૧) "લક્ષ્મણાહરણ કેવી રીતે શા કારણથી લખ્યું તે બાબતનો ઇસારો કવિએ પુસ્તકને છેડે કરેલો છે, પરંતુ તેના વિશેષ ખુલાસા માટે તજવીજ કરી તો દંતકથા એવી ચાલતી જણાઈ કે કવિને તેના કેટલાક મિત્રો સાથે હોડ પડવાથી એ ગ્રંથ તેણે બનાવ્યો, એટલે પાસે બેઠેલી મંડળીમાંથી એક જણે કહ્યું કવિ તમે એક આખું પુસ્તક હું અઢી ઘડીમાં વાંચી રહું એટલું એક દિવસમાં રચો ત્યારે ખરા × × × કવિએ પાનનું બીડું ઝડપ્યું અને પોતે એક દિવસમાં લક્ષ્મણાહરણ ઘસડી કાઢ્યું.

(૨) "રણયજ્ઞમાં આપેલા ચરિત્ર ઉપરથી જણાશે કે ૧૭૨૩ થી અગાઉની સાલમાં એવા કવિના પુસ્તક જણાતા નથી, પરંતુ લક્ષ્મણાહરણ ૧૭૨૦ માં બનાવ્યાનું જણાય છે અને જો તે તેણે એક જ દિવસમાં ઘડી કાઢ્યું તો એ વખતે તેણે કવિતાશક્તિ સારી સંપાદન કરેલી હોવી જોઈએ, અને તેણે કવિતાનાં બીજાં પુસ્તકો પણ તે અગાઉથી લખેલાં હોવાં જોઈએ તેના શિષ્ય વીરજીએ ૧૭૨૦ ની સાલમાં પ્રેમાનંદની કવિ તરીકે સ્તુતિ કરી છે તેથી આ અનુમાનને ટેકો મળે છે'

(૩) લક્ષ્મણાહરણ અને ઓખાહરણની કેટલીક પંક્તિઓની સ્વ. કાંટા-

---

૯ આ અને ઉપરના '　　　　" વચ્ચેના શબ્દો લક્ષ્મણાહરણ-પ્રસ્તા, પૃ. ૧ ઉપરથી લીધેલા છે.

વાળાએ સમાનતા નોંધી છે એ વિશે એક—એની ઈશ્વરદત્ત કવિત્વશક્તિ હતી એ રીતે સમાધાન કર્યું છે; બીજું સમાધાન લખતાં એઓ લખે છે—

"લક્ષ્મણાહરણ ૧૫૨૦ માં નહીં પણ ઘણું મોડું એટલે કવિયે મોટી ઉંમરે લખેલું હોવું જોઈએ. અને ઓખાહરણ, મામેરૂ વગેરે કેટલાક ગ્રંથો લક્ષ્મણાહરણની પૂર્વે બનેલા હોવા જોઈએ, કેમકે જે પસંદ કરેલાં સાવકાશ લખેલાં ચરણો કે કડવાં ઓખાહરણાદિમાં છે તે ઉતાવળે લખેલા લક્ષ્મણાહરણમાં મૂકી દીધાં હોય. વળી એક અનુમાન એવું પણ થાય કે કવિતા કરવાની આવી બુદ્ધિ બહુધા જવાનીની ઉદ્ધત અવસ્થાએ થવાનો વિશેષ સંભવ; માટે લક્ષ્મણાહરણ ૧૫૨૦માં રચાયુ હોય પરંતુ ઓખાહરણાદિ કેટલાક ગ્રંથો તે અગાઉ લખેલા હોય અને તેમાંની કેટલીક કડવાં લક્ષ્મણાહરણમા લઈ લીધી હોય."

(૪) " × × નૃસિંહ મહેતાના પુત્રનો મોટો વિવાહ તેમણે બે દિવસમા લખ્યો હતો. આ પ્રમાણે કવિના પુત્ર વલ્લભે "પ્રેમાનંદ કથા" મા વર્ણવ્યું છે. × ×

"પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર રે, એક દિન બેઠા મિત્રની સાથ;
વાદોવાદિયે આવ્યા રે, મમ ચૂડામણિ કવિ નાથ.
આવ્યા મમ માધવ મિત્રે રે, કહ્યું મઇ ગરિષ્ઠ,
અઢી ઘડીમા વાચું એવો રે, એક દિવે ગ્રંથ કરો વરિષ્ઠ,
કૃષ્ણસુત પણ પરમાનંદ રે, બોલ્યા મધુરી વાણી;
કો' તેમ થાયે કેમ કરશો રે, બોલ્યા અચળાચળ પ્રાણી.
કર્યા કોલ કરાર પાળો રે, માહી ન કંઈ આવે આડું;
માધવ મોટા મહીપતશો રે, કે' અસંખ્ય વિપ્ર જમાડું.
મસ્તક-મણિ મમ માંહ્ય રે, એક વર્ષથી કવિ-મણિ જેહ;
તેણે તારૂણ્યતાએ તેડી રે, તર્કતુરીએ ચઢાવ્યા એહ.
કહ્યું કથન નવ પાળે રે, નરકી થાય નિ:સંદેહ;
તેથી લક્ષ્મણ-બેનું સમરી રે, લક્ષ્મણાહરણમા જોડી દેહ.
અહર્નિશ રક્ત સઘળું રે, દયાળ થયા મહાદુ:ખી;
(પણ) વીરરસનો વારિધિ ભરિયો રે, મૂર્ખ બાળક શું કહું સુખી.
અશક્ત ગાત્ર અટવાયા રે, સખ્ત ઘણું કરે કામ;
દ્વય દિવસે વિવા' લખિયો રે, નાગર નટવરના જેમા નામ.
પછે શું આવામાં કથવું રે, જે કવિરાજ મહારાજધિરાજ;
જેણે ધૃતસરિતા ચલવી રે, પ્રભુએ બાંધી સાકર-પાજ."

(૫) સ્વ કાંટાવાળાએ લક્ષ્મણાહરણ સંપાદિત કર્યું તેનો આખરનો ભાગ પ્રેમાનંદ-ચરિતનું એક સોપાન બની જાય છે એ ભાગ આ પ્રમાણે છે

" સાત દિવસ કથા થઈ, હસ્તિનાપુર જ્યાય રે,
પ્રાકૃતકથા વિરક્ષેત્રમા, કરી (પ્રેમાનંદે) એક દિવસ માય રે !

× × ×

મિત્ર રિઝાવા કારણે, વળી વાડવ મોદિક સારૂ રે !
આખ્યાન લખી ઉદ્ધાર થયો તન તૃપ્ત થયું નહિ મારૂ રે !
અઢી ઘડીમા વાચે એટલું, એક દિવસમા કરવુ રે,
આવો મમત કરતા રખે, એથી રૂડુ મગ્નુ રે !
મન ધર્યું ગ્રથ નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યો રે,
રસ અનકાર કઈ ન જાણે, તેણે ગ્રથ ઉત્તમ ધાર્યો રે.
મન મનાવા તેહનું, હાથ લન્નમ્રણ રાખ્યા રે,

× × ×

પ્રેમાનંદે પૂર્ણ પ્રયાસે સત્તર સે વીશમા કર્યો ગ્રથ રે,
શરદપૂર્ણિમાની સર્વરિયે, પૂર્ણ કીધો પદબધ રે "[૧૦]

## ૮. સ્વ કાંટાવાળા : સપ્તમસ્કધ

સને ૧૮૮૯મા પ્રા. કા ત્રૈ મા અક ૧ તરીકે સપ્તમસ્કધ સ્વ કાંટાવાળાએ સ્વ. નાયાશંકર શાસ્ત્રી સાથે રહી પ્રસિદ્ધ કર્યો તેની પ્રસ્તાવનામા સપાદકે પ્રથમસ્કધથી દશમસ્કધ (પૂ.) સુધી ભાગવત ગુજરાતીમા પ્રેમાનંદે રચ્યુ હશે એવી સભાવના કરી છે.

## ૯. સ્વ કાંટાવાળા વામનકથા ને હુડી

સને ૧૮૮૭મા પ્રા કા ત્રૈ ના અક ૨ તરીકે વામનકથા અને હુડી પ્રસિદ્ધ થયા તેની પ્રસ્તાવનામા ઉપરની વાતનું વિશેષ સમર્થન કરી પ્રેમાનંદનો અષ્ટમસ્કધ પૂરો કરવાનો ઇરાદો હશે એવુ 'અષ્ટમસ્કધ હજી પૂરણ કરવો, સક્ષેપે કથા વખાણી" એમ લખી સૂચવ્યું છે.

---

૧૦ પ્રા કા. ત્રૈ વર્ષ ૧ લું, અક ૪, પૃ ૨૧—આ કાવ્યમા કર્તાનું નામ હપ્રમા નથી, તે સપાદકે કૌંસમા ઉમેર્યું છે એમને મળેલી આ કાવ્યની બીજી પ્રતમા " મિત્ર રિઝાવા' વગેરે ૧૧ લીટી નથી, કે જેમા સ. ૧૭૨૦ની શરદપૂર્ણિમાએ કાવ્ય પૂરુ કર્યાનું કવિ કહે છે.

### ૧૦. સ્વ. ઇચ્છારામ દેસાઈ : આર્યજ્ઞાનવર્ધક માસિક

સને ૧૮૮૮ના આર્યજ્ઞાનવર્ધક માસિકના જુલાઈના અંકમાં સ્વ. ઇચ્છારામ દેસાઈએ પ્રેમાનંદના ત્રણ નાટક હોવા વિશે પ્રથમ પ્રથમ લખ્યું છે એ અહીં વચ્ચે નોંધવું આવશ્યક છે. સને ૧૮૮૮મા તો બૃ કા. દો. ભાગ ૩ જામાં પૃ. ૬૧ ઉપર આ પ્રમાણે નોંધ છે :

"એના રચેલા ગ્રંથો—મહાભારત, દશમસ્કંધ, સપ્તમસ્કંધ, અષ્ટમસ્કંધ, રામાયણ, વલ્લભઝઘડો, દ્રૌપદીવસ્ત્રાહરણ, ડાંગવાખ્યાન, સુભદ્રાહરણ, ઋષ્યશૃંગ આખ્યાન, મામેરૂં, શ્રાદ્ધ, હુંડી, શામળદાસનો વિવાહ, નળાખ્યાન, ઓખાહરણ, દાણલીલા, લક્ષ્મણાહરણ, રણયજ્ઞ, ચંદ્રહાસ આખ્યાન, બભ્રુવાહન આખ્યાન, વિવેક વણજારો, નરસાસુર આખ્યાન, કર્ણચરિત્ર, ભીષ્મચરિત્ર, સુદામાચરિત્ર, ત્રણ નાટક, મદાલસા આખ્યાન, અભિમન્યુ આખ્યાન, વામનકથા, સુધન્વા આખ્યાન, રેવા આખ્યાન, અશ્વમેધ, રૂગવેલ, પ્રહ્લાદાખ્યાન, સ્વર્ગની નિસરણી ને શ્રીમદ્ ભાગવત."

અને આ ભાગમાં છપાયેલા લક્ષ્મણાહરણમાં અંતભાગમાં પ્રેમાનંદ–નામનો ઉપયોગ મળે છે.

સ્વ દેસાઈએ વલ્લભના પદબંધ ભાગવતની પ્રસ્તાવનામાં ( સં. ૧૯૪૫–સને ૧૮૮૯ ) પ્રેમાનંદના દશમસ્કંધની હાથપ્રત નડિઆદના એક વલ્લ શાહને ત્યાંથી મળી તેની સાથે બીજા કાવ્યોની હાથપ્રતો નહિ પણ નકલ મળી એ વિશે માહિતી આપી છે :

"વલ્લ શાહને ત્યાંથી મને આ પ્રમાણે ગ્રંથો પ્રાપ્ત થયા છેઃ—પ્રેમાનંદકૃત નળાખ્યાન, ઓખાહરણ, સુભદ્રાહરણ, દશમસ્કંધ ભાગવત, સપ્તસ્કંધ (અપૂર્ણ), કપીલ ગીતા ( પંચમસ્કંધ ), કર્ણચરિત્ર ( અપૂર્ણ ), ઋષ્યશૃંગાખ્યાન, હરિવંશ ( અપૂર્ણ ), રણયજ્ઞ, વિવેકચુડામણી ( માત્ર ઉલ્લેખ જ કહેલ નથી, પણ પ્રેમાનંદકૃત જણાય છે.) અને સુધન્વાખ્યાન × × × × શાહે મને અસલ પ્રતો ન આપતા માત્ર દશમસ્કંધ શિવાય સઘળી પ્રતો ઉતરાવીને આપી છે."

( પૃ. ૧૩ની પાદટીપ—પદબંધ ભાગવત ૨ જી આવૃત્તિ)

### ૧૧ સ્વ. કાંટાવાળા : ઋષ્યશૃંગાખ્યાન

સને ૧૮૮૮માં પ્રા. કા. ત્રૈ વર્ષ ૪ થાના અંક ૨ જામાં પ્રથમ પ્રથમ ઋષ્યશૃંગાખ્યાન પ્રસિદ્ધ થયું તેને વિશે પ્રસ્તાવનામાં સંપાદકે જણાવ્યું છે કે—

(૧) ઋષ્યશૃંગ જેવા પ્રેમાનંદના ઉત્તમ ગ્રંથનું આજ દિન સુધી, આપણા જાણવામાં નામ પણ આવેલું નહોતું તેમ જો કવિશિરોમણિના શિષ્યની વૃદ્ધ અને ગુણજ્ઞ પુત્રીએ, આ પુસ્તક આપ્યું હોત નહિ તો જાણવાના પણ નહોતા અમે સાનંદાશ્ચર્ય સાથે જણાવીએ છીએ કે, એ બાઈ પાસે હાલ જે ગ્રંથો પ્રેમાનંદના પ્રસિદ્ધ છે, તે કરતાં બમણા કે તેથી પણ જાદે તેમને પાસે મોજુદ છે અને તે સારા છાપનારને રૂડી સમજ આપી છાપવા માટે આપવા તૈયાર છે એટલું જ નહિ પણ તેઓએ પોતાની ઉદાર વૃત્તિ વડે, અમને પ્રેમાનંદના એક બે અપ્રસિદ્ધ ગ્રંથ આપ્યા પણ છે તેમ બીજા વારંવાર આપવાની કબૂલાત કરી છે.'

(૨) 'પ્રાચીન કાવ્યના રસિકજનોને આ આખ્યાનમાં પ્રેમાનંદે વાપરેલા શુદ્ધ છંદોનું પ્રથમાવલોકન કરવામાં આવશે તેથી કરી ઘણા સાક્ષરોનું ધારવું હતું કે, પ્રેમાનંદે વાપરેલા છંદો, પિંગળના નિયમને અનુસરી શુદ્ધ લખાયેલા હોવા જોઈએ તે અનુમાનને જોરદાર કરવા × × નું × × × શુદ્ધ છંદો વાંચી ઠીક પડશે.'

(૩) "× × ઋષ્યશૃંગાખ્યાન માટેની તેમજ પ્રેમાનંદ વિશેની ઘણી નવીન બીના અમારા જાણવામાં આવેલી છે, જે અનુકૂળ સમયે પ્રકટ કરવામાં આવશે '૧૧

૧૨ સ્વ કાટાવાળા રત્નેશ્વરકૃત સ્વર્ગારોહણી

સને ૧૮૮૮ માં પ્રા કા ત્રૈ વર્ષ ૪ ના અંક ૪ થામાં રત્નેશ્વરની સ્વર્ગારોહણી છાપી છે તેની પ્રસ્તાવનામાં સંપાદકે લખ્યું છે કે—

(૧) કવિશિરોમણી પ્રેમાનંદના તે શિષ્ય હોવાથી અને સંસ્કૃત ભાષાનું સાર જ્ઞાન સંપાદન કરેલું હોવાથી તે કવિ તરીકે દીપી નીકળે એમાં શું આશ્ચર્ય ? ૧૨

'આ સ્વર્ગારોહણ તથા બીજા ગ્રંથ કવિએ કેટલી અને કેવા મુશ્કેલીનો વેઠી રચ્યા છે, તેમને પ્રસાદીઓ તરફથી આરાધનો કરતાં કેવા સંકટો સહન કરવાં પડ્યાં છે × × × વારે સર્વ બાબતોની પૂરતી તજવીજ કરી મહાકવિ રત્નેશ્વરનું ચરિત્ર કોઈ બીજે પ્રસંગે આપવા વિચાર્યું છે'૧૩

૧૩ સ્વ કાટાવાળા વીરજીકૃત સુરેખાહરણ

સને ૧૮૮૯માં પ્રા કા ત્રૈ વર્ષ ૫ ના ૩ જા અંકમાં સુરેખાહરણ છપાયું છે તેની પ્રસ્તાવનામાં વીરજી વિશે લખતા સંપાદકે જણાવ્યું છે કે—

---

૧૧ પ્રા કા ત્રૈ વર્ષ ૪, અંક ૨, પૃ ૧

૧૨. એ જ ગ્રંથ, પ્રસ્તા. પૃ ૧ ૧૩ એજન, પૃ. ૩

(૧) "વીરજી તાપી તટે આવેલા બુરાનપુરના રહેવાસી હતા. પ્રેમાનંદ, શામળ, અખો, રતનો, રતનેશ્વર, વલ્લભ, સુંદર, પ્રેમાનંદસુત વલ્લભ, વસ્તો વગેરે પ્રખ્યાત કવિ સંવત્ ૧૭૦૦ના સૈકામા થયા એ જ સૈકામા વીરજી પણ થયા. વીરજી એ મહાકવિ પ્રેમાનંદના શિષ્ય હતા તેમનું રહેવાનું સ્થળ બુરાનપુરમા હતું છતા તેમણે પ્રેમાનંદને લીધે ઘણો કાળ વડોદરામા ગાળ્યો હતો વીરજીના અક્ષર સારા હતા × × × તેથી પ્રેમાનંદ તેમને પોતાની પાસે રાખી પોતાના ગ્રંથો લખી નકલ તેમની પાસે ઉતરાવતા × ×"

(૨) "× × તેમણે પ્રથમ જ સામળભટ સાથે વાદમા ઉતરી સુરેખા હરણનો કલ્પિત ગ્રંથ લખ્યો સામળભટે પદ્માવતીની વાત લખી બતાવ્યું કે કલ્પિત ગ્રંથ આવા હોવા જોઇએ એથી વીરજીને લાગ્યું કે સામળભટ સાથે વાદમા ઉતરતા હું પાછો પડ્યો, તેથી જેમ સામળભટ વાર્તાઓ લખતા હતા તેમ તેમણે પોતાના ગ્રંથોને કથાઓ નામ આપી કેટલાક ગ્રંથ લખી કાઢ્યા જેમાની એક કથા અમને મળી છે તે પ્રકટ થયે બન્ને કવિ વિષે તુલના કરતા ઠીક પડશે × ×"[૧૪]

## ૧૪ સ્વ કાટાવાળા દ્રૌપદીહરણ

સને ૧૮૯૦મા પ્રાચીન કાવ્યમાળા શરૂ થઈ અને પ્રથમ ગ્રંથ તરીકે પ્રેમાનંદના કર્તૃત્વ નીચે દ્રૌપદીહરણ કાવ્ય વિસ્તૃત ટીકાટિપ્પણ સાથે પ્રસિદ્ધ કરવામા આવ્યું તેના આરંભમા કવિચરિત આપવામા આવ્યું છે આ કવિચરિત રણયજ્ઞના કવિચરિતમા થોડા નવા ઉમેરાથી તેનું તે આપવામા આવ્યું છે જે કાંઈ ઘટાડો-વધારો છે તે જ અહી ઉતારવામાં આવે છે

પૂર્વે સૂચવેલો રણયજ્ઞ-કવિચરિતવાળા ખંડ (૨)મા આવતો લક્ષ્મણાહરણની તુરક પ્રતના અવતરણવાળો ભાગ કાઢી નાખવામા આવ્યો છે, જ્યારે ખંડ (૩)મા એક વિશેષ હકીકત ઉમેરી છે, જેવી કે—

(૧) "વળી એવું પણ કહેવામા આવે છે કે રામચરણ હરિહર નામે કોઈ સારો વિદ્વાન રામનાથના દેવળમા ઉતર્યો હતો પ્રેમાનંદ તે વખતે આશરે ચૌદ પંદર વર્ષની ઉમરનો હોઈને તેની પાસે જતો આવતો હતો સાધુએ એની બુદ્ધિની ચપળતા જોઈને તેને પોતાની સાથે આવવા કહ્યું તે ઉપરથી તે પોતાના ઘરનાને કહ્યા સિવાય તેની સાથે ગયો તેની સાથે કેટલાક વર્ષ તે ફર્યો તે અરસામા સારો વ્યુત્પન્ન કવિ થયો હોય એમ અમને લાગે છે કવિના પુત્ર વલ્લભે પ્રેમા-

---

૧૪ પ્રા કા ત્રૈ વર્ષ ૫ મુ, અંક ૩ જો, પ્રસ્તા પૃ ૧-૨.

નંદ કથામાં આ વાત વર્ણવી છે એટલે સપ્રમાણ માનવી જોઈએ રામચરણ ગુરુની સાથે પ્રેમાનંદે પૃથ્વીપ્રદક્ષિણા (હિંદુસ્તાનની) કરી હતી એથી તેમને જોવા નિહાળવાનું ને જાણવાનું ઘણું મળ્યું હશે વિદ્વાન ગુરુના સંગથી તેમને સારું જ્ઞાન પ્રાપ્ત થયું હશે જુદા જુદા પ્રદેશની પ્રાકૃત ભાષાઓમાં કવિતા કેવા પ્રકારની ને કેવી ખૂબીની છે તે તેમના જોવામાં આવ્યું હશે પ્રાકૃતભાષાઓ પૈકી હિંદુસ્તાની એ વખતે કવિતાની બાબતમાં પંકાતી હતી એટલે સંસ્કૃતથી બીજે નંબરે એ ભાષા હતી બાકી લગીને ઉત્તર હિંદુસ્તાનના પ્રાકૃત કવિઓ કવિતાને માટે હિંદી ભાષા પસંદ કરતા, કેમકે બીજી પ્રાકૃત ભાષામાં કવિતા કરવાથી તેમની ખ્યાતિ થતી નહિ કવિતાની બાબતમાં હિંદુસ્તાની ભાષા વધારે બેગાયની હોવાથી તેમાં કવિતા કરવાની સુગમતા વિશેષ હતી લોકોના સામાન્ય મત પ્રમાણે પ્રેમાનંદે પણ પ્રથમ હિંદુસ્તાનીમાં કવિતા કરવા માંડી અને તેમાં સુંદરદાસનું અનુકરણ કર્યું એમ વલ્લભ જણાવે છે એક વાર ગુરુ રામચરણ ફરતા ફરતા વડોદરે આવ્યા ત્યારે તેમને કવિએ હિંદુસ્તાનીમાં કરેલી કવિતા બતાવી એથી ગુરુ નારાજ થયા ગુરુ પૂર્વાશ્રમમાં પાટણ તરફના નાગર હતા તેથી તેમણે કહ્યું કે આપણી ગુજરાતી ભાષાનું અભિમાન રાખી પૂર્વ જૈન લોકોએ ઘણા ગ્રંથ ગુર્જર ભાષામાં બાંધ્યા છે, પરંતુ કોઈ બીજી જાતિનો એવો કવિ નથી થયો કે, જેણે ગુજરાતીને બીજી ભાષાઓના જેવી સુંદર કવિતા વડે વિભૂષિત કરી હોય મને આશા હતી કે તું આ ખોડ પૂરી પાડીશ પરંતુ તું પણ બીજાઓની માફક હિંદી કવિ બની ગયો તેથી મને ખેદ થાય છે ગુરુના વચનથી કવિને એવી અસર થઈ કે તેમણે તે જ વખતથી આખડી લીધી કે જ્યાંસુધી સર્વ ભાષાઓના જેવી ગુજરાતી ભાષા કવિતારૂપી અલંકાર વડે શણગારાય નહિ ત્યાં સુધી મારે પાઘડી પહેરવી નહિ! આ પણ તેમણે ઠેઠ સુધી પાળ્યું અને મરતા સુધી પાઘડી પહેરી જ નહિ? × ×'

(૨) 'પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે તેમણે કવિતાના કામની આ પ્રમાણે વહેંચણી કરી સંસ્કૃત અને પ્રાકૃત સર્વ ભાષાઓની ખૂબીઓ આવે એવી કવિતા કરવાનું પોતે માથે રાખ્યું પોતાના ચાર મુખ્ય શિષ્યો હતા તેમાંથી પુત્ર વલ્લભને હિંદીની ઢાળી પર કવિતા કરવાનું કામ સોંપ્યું એ વલ્લભે નવે રસ પર જૂદા જૂદા નવ ગ્રંથ લખ્યા છે તથા અલંકારશાસ્ત્ર અને પિંગળ પણ રચ્યું છે એ શિવાય હિંદી જેવા સાહિત્યના ને બીજા છૂટા ગ્રંથ તેણે ઘણા બાંધ્યા છે, પરંતુ તેમાંના ઘણાક અધુરા રહી ગયા છે વલ્લભ સ્વભાવે ઉન્મત્ત અને સ્વચ્છંદી હતો × ×"

"બીજો શિષ્ય રત્નેશ્વર મેઘજી ડભોઈનો રહેવાસી હતો. તેને મરાઠી જેવી કવિતા કરવાનું કામ સુપરત થયું હતું તેણે રામાયણ, મહાભારત, અશ્વમેધ, સંસ્કૃત મહાકાવ્યોના ભાષાન્તર અને એવા બીજા ગ્રંથ રચ્યા છે; તેમાં તુકારામ આદિ મરાઠી કવિઓની ધાટી પકડી છે. વળી મોરોપતના જેવી આર્યાઓ પણ તેમને ઘણી કરી છે, જે કદાચ અમારા ગ્રાહકોને વખત આવ્યે અમે બતાવવાને શક્તિમાન થઈ શકીશું."

"ત્રીજા શિષ્ય વીરજીને ઉર્દૂ, ફારસી, વગેરે ભાષાઓમાં જેવી ઉદગ વાતો લખાય છે તેવી વાતો કવિતાબદ્ધ લખવાનું કામ સોંપ્યું હતું એ સમયે આવી વાતો લખવામાં મહાકવિ શામળભટ્ટ પ્રખ્યાતિ પામ્યા હતા, તેમની સાથે વીરજીને ટક્કર લેવાની હતી. એ બન્ને વચ્ચે વાદ ચાલતો હતો. શામળની સાથે સરત થઈ હતી તેની રૂએ વીરજીએ સુરેખાહરણની કલ્પિત વાત જોડી, પરંતુ તેમાં તેણે હાર ખાધી, તેથી તેણે કાકુરાજ કથા, કામાવતી કથા વગેરે બીજી આઠ કથાઓ જોડી. શામળ સાથેના વાદમાં વીરજીએ હાર ખાધી તેથી વલ્લભ તેના ઉપર અદ્દ ચીડાયો હતો. તેણે વીરજીની ઘણી ઠેકડી કરી છે. × ×"

"ચોથો શિષ્ય સુંદર ધનદાસ કરીને હતો તેણે સંસ્કૃતની પૌરાણિક ધાટીની કવિતા કરવાનું કામ માથે રાખ્યું હતું. × ×"

(અને પછી દશમસ્કંધ પૂર્ણ કર્યાવાળો પ્રસંગ નોંધ્યો છે).

"કવિએ પોતાને માથે રાખેલું વિકટ કામ કેવી રીતે પાર પાડયું છે, તે તેમના ગ્રંથો જ કહી આપે છે, એટલે એ વિષે વધારે લખવાની જરૂર નથી. સર્વભાષાની ખૂબીઓ લાવવામાં તેમણે કેટલો પ્રયત્ન કર્યો છે તેની વિશેષ પ્રતીતિ દ્રૌપદીહરણથી વાંચનારને થયા વગર રહેશે નહિ. જે મહાકાવ્યો હવે પછી પ્રકટ થવાના છે તે એથી પણ વધારે ખાત્રી કરી આપશે"[૧૫]

(૩) સ્વ. કાંટાવાળાએ રણયજ્ઞ કવિચરિતવાળા (૪) ખંડ પછી ત્યાંનો (૬) ખંડ પ્રથમ આપી (૫) ખંડ જરા વધુ વિસ્તારથી આપી એમાં નર્મદાશંકરે અને નવલરામે આપેલી ગ્રંથયાદી ઉમેરી છે, જેમાં સપ્તમસ્કંધ અને વામનકથાની પ્રસ્તાવનામાંની ભાગવત સ્કંધ ૧ થી ૧૦ (પૂ.) સુધીની રચનાની સંભાવના બતાવી છે.

આગળ ચાલતાં એમણે જણાવ્યું છે કે—

૧૫. પ્રા. કા. મા. ગ્રંથ ૧, કવિચરિત, પૃ. ૫-૧૧.

(૪) "આ સિવાય બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો અમારે હાથ લાગ્યા છે, અને હજી ખોળ કરતા બીજા વધુ ગ્રંથો મળી આવવાનો સંભવ છે. આથી કવિએ રચેલા ગ્રંથોની સંખ્યા ઘણી મોટી છે એમ વાચનારને માલમ પડશે "[૧૬]

(૫) આ પછી પ્રેમાનંદની શક્તિઓનો ખ્યાલ આપી લક્ષ્મણાહરણ-કવિચરિતમાના ખંડ (૧) અને (૪)ની હકીકત આપી છે, અને અહીં પ્રથમ વાર લક્ષ્મણાહરણનો અંત ભાગ ઉતાર્યો છે. એ પછી લખે છે કે—

"ખૂબી એ છે કે એ ગ્રંથ મેં ઘડિયાળ મૂકી વાચી જોયો તો મને લગભગ એક કલાક એટલે અઢી ઘડી લાગી! હોડ પૂરી કરવા માટે અઢી ઘડીનું પ્રમાણ જાળવવા કવિએ કેટલી સાવચેતી રાખી હશે! ઈશ્વરપ્રેરિત લખનારા સમર્થ જ હોય છે × × "[૧૭]

(૬) પછી રણયજ્ઞ-કવિચરિતવાળો (૮) ખંડ આપી ઉમેર્યું છે કે—

"એમ છતા વલ્લભના લખવાથી જણાય છે કે પ્રેમાનંદ કોઈ જાતનો ધંધો રોજગાર કરતા નહિ નંદુરબારના રાજા સાથે કવિને સારી મિત્રાચારી હતી, તેથી તેમને રાજા ઘણીવાર પોતાને ત્યાં બોલાવતા મોજની ખાતર પોતાની નવી કરેલી કવિતા રાજાને સંભળાવતા રાજા તેમને ઇનામ તરીકે મદદ આપતા વડોદરાના બે નાગર વાણીઆ ધનાઢ્ય હોઈ પ્રેમાનંદના મિત્ર હતા, તે તેમને મોટો આશરો આપતા તેમના પાગડા પણ મોટા હતા પ્રેમાનંદ પુસ્તકો રચે તેની પ્રસિદ્ધિ થવા સારૂ એક શ્રીમંત ગૃહસ્થ પોતાને ખરચે તેની નકલો કરાવી વહેંચતો પ્રેમાનંદને પરમ ધાર્મિક અને જ્ઞાની માની બીજા લોકો પણ તેમને કીમતી મદદ આપતા."[૧૮]

(૭) (૯)-(૧૦) ખંડ સરખા આપ્યા પછી એક વિશેષ હકીકત ઉમેરી છે

"નાતવરામાં ને મકાનો પાછળ પુષ્કળ પૈસા ખરચ્યા છતાં પણ મરણ વખતે પ્રેમાનંદ પાસે સારા પૈસા રહ્યા હતા એમ માલમ પડે છે તેમના પુત્રોએ વહેંચણ કરી તેમા વલ્લભે વારસા તરીકે પ્રેમાનંદના પુસ્તક પસંદ કર્યાં, અને થોડા રૂપિયા લીધા, જીવણરામને દશ હજાર રૂપિયાની મિલકત મળી હતી. મરણ થયું તે વખતે તેમને અગ્નિદાહ કરવા સારૂ બે હજાર ગાઉમાં સ્મશાન આવું હતું તેમને સારું ઓરાડી હતી, અને તોડની જગ્યાએ વામન કાઢવામાં

૧૬. એજન, પૃ ૧૨.
૧૭ એજન, પૃ ૧૫
૧૮ એજન, પૃ ૧૬

આવી હતી. × × × પ્રેમાનંદ જને ખરચ કરવામાં કેવા ઘોતાળ હતા, તેનું એક દૃષ્ટાંત વટથભે આપ્યુ છે. એક વાર વેગણપુરવાળા કવિ શામળ સાથે તેમને મોટો વાદવિવાદ થયો હતો. કવિતાને સંબધે વાદનો નિર્ણય કરવા સારૂ પંડિતોની મોટી સભા ભરવામા આવી હતી. પંડિતોને દક્ષિણા આપવામાં પ્રેમાનંદે સો મોહોરનુ ખર્ચ કર્યું હતું !"[19]

(૮) ચરિતનો ઉપસંહાર કરતા ઉમેરવામાં આવ્યુ છે કે—

"× × વળી કવિ સસ્કૃત ભાષાના પંડિત અને કવિતાના ખાં હતા, તેના પૂરાવાનો એક દાખલો હાથ લાગ્યો છે તે એ કે, સસ્કૃત સાહિત્યશાસ્ત્ર અને ગુજરાતી કવિતાનો અભ્યાસ કરવા માટે કુલ ૧૦૦ શિષ્યો તેમની પાસે રહેતા. × ×"[20]

એ ઉપરાંતની વિશેષ હકીકત ખાસ ઉપયોગી નથી. પણ "દ્રૌપદીહરણ ઉપરથી વાચનારની ખાતરી થશે કે પ્રેમાનંદે પિંગળનો સારો અભ્યાસ કર્યો હતો, એટલું જ નહિ પણ જૂના કવિઓમા પિંગળનો સૌથી વિશેષ ઉપયોગ કરનાર એ જ મહાકવિ છે"[21] અને "હવે પછી પણ જેમ જેમ પ્રસંગ આવતો જશે તેમ તેમ વિશેષ હકીકત પ્રદર્શિત કરતા જઈશું"[22] એમ લખ્યુ છે.

(૯) કવિ અને કાવ્યપ્રશંસા એ મથાળે જુદા ૧૪ શ્લોક ગુજરાતીમાં અપાયા છે તેમાના બે શ્લોક નોંધપાત્ર છે—

"જેણે રચ્યા નવિન નાટક કાવ્ય વારૂ,
વર્ણ્યા જ્યદ્રા નવિન લાયક વૃત્ત ચારૂ;
શોભાવિ ચારૂતર ગુર્જર વાણિ તેવી,
શોભે સુચારૂતર ગુર્જર ભૂમિ જેવી. ૨"

"જેના ચાર સમર્થ શિષ્ય કવિઓ શોભે મહાસુંદર,
નામે વલ્લભ વીરજી કવિ તથા રત્નેશ્વ ને સુંદર,
જેણે ગુર્જર વાણિ અબુજ તણી ખીલાવિ રૂડી કલી,
પ્રેમાનંદ પ્રતાપથી ધરિ ગયા સાહિત્ય રત્નાવળી. ૪"

---

૧૯. એજન, પૃ ૧૮.
૨૦. એજન, પૃ. ૧૯ ૨૦.
૨૧. એજન, પૃ. ૨૦-૨૧.
૨૨. એજન, પૃ. ૨૧.

## ૧૫. સ્વ. કાંટાવાળા : દુઃશાસન-રુધિરપાનાખ્યાન

એને ૧૮૯૦મા પ્રા. કા. માળાના ગ્રંથ ૪ થા તરીકે વલ્લભનું દુઃશાસન રુધિરપાન આખ્યાન છાપવામા આવ્યુ છે તેમાં સંપાદકોએ વલ્લભનું ચરિત છાપ્યું છે. આ ચરિતમા પ્રેમાનંદને લાગતુ-વળગતું પ્રથમ વાર બતાવવામાં આવ્યુ છે, જેનો સાર ભાગ આ પ્રમાણે છે :

(૧) પ્રેમાનદની પત્નીનું નામ હરકોર હતુ

(૨) પ્રેમાનદની ૩૨-૩૩ વર્ષની વયે વલ્લભનો જન્મ.

(૩) પ્રેમાનદે વલ્લભને સંસ્કૃત તથા હિંદી ભાષાનો અભ્યાસ કરાવ્યો હતો.

(૪) પ્રેમાનદને કોઈ માધવ નામે ગૃહસ્થ સાથે સારી મિત્રતા હતી તથા તેના તરફથી પ્રેમાનંદને સારો આશ્રય મળતો હતો તેમ જ પ્રેમાનદના પુત્ર તરીકે તે વલ્લભ ઉપર પણ સારો ભાવ રાખતો હતો તેથી તેની ઉદારતા × × × વગેરે સદ્ગુણથી વલ્લભનું કવિતામય હૃદય દ્રવિત થઈ ગયુ અને તેથી તેણે પોતાના કવિતામંદિરના પ્રથમ સ્તભ તરીકે માધવ-કાવ્ય નામે ગ્રથ કરી પોતાના પિતાના ગુણજ્ઞ આશ્રયદાતા મિત્રની સ્તુતિ કરી" પ્રેમાનંદને એ ગ્રથ બતાવતા ખિજાઈ ઠપકો આપ્યો. પિતા તરફથી "વલ્લભ ભાટ" કરી ચીડવવામા આવતા વલ્લભે એ કાવ્યનો નાશ કર્યો.

(૫) "પ્રેમાનંદ કવિના વખતમાં સામળભટ્ટ કવિ થયા હતા. તેની સાથે પ્રેમાનદને કવિતા વિષે વાદ થયો હતો × × આ તકરારમા વલ્લભે પોતાના પિતાના બચાવ માટે ઘણુ લખ્યુ છે, જે મોટો વલ્લભ ગરબો પ્રસિદ્ધ થશે ત્યારે લેવામા આવશે."

(૬) "જે કામ પ્રેમાનંદના બીજા શિષ્યોએ ન કર્યું તે વલ્લભે કર્યું. તેણે હિંદીના જેવી ગુજરાતી ભાષામા ઉત્તમ કવિતા કરીને પ્રેમાનંદને ખુશ કર્યા. × × વલ્લભે હિંદી ભાષાના કાવ્યો જેવું એક કૃષ્ણવિષ્ટિ કાવ્ય રચીને પ્રેમાનદને બતાવ્યું તે જોઈને પ્રેમાનદ અતિ પ્રસન્ન થયા. × × × પ્રેમાનદે માથે પાઘડી મૂકી × × × પરતુ પોતાની સઘળી પ્રતિજ્ઞા પરિપૂર્ણ ન થવાથી પ્રેમાનંદે પાઘડી પહેરવાનું બની શક્યુ નહિ"

(૭) "વલ્લભે × × × પિતાને માઠું લાગે એવુ કાંઈક કર્યું, તેથી પ્રેમાનંદે તેને શાપ દીધો કે તારા પુસ્તક હવેથી પૂરા થવાના નથી. × ×"

(૮) "વલ્લભનું છેલ્લું પુસ્તક પ્રેમાનંદ કથા છે. તેમાં તેણે પ્રેમાનંદનું ચરિત્ર રસાલંકારમય વર્ણવ્યું છે."૨૩

આ ચરિતમાં "વલ્લભે કુતીપ્રસન્નાખ્યાન, 'યક્ષપ્રશ્નોત્તર, કૃષ્ણવિષ્ટિ, વલ્લભ-ઝઘડો, પ્રેમાનંદ કથા, વગેરે ઘણા ગ્રંથો લખેલા છે." એમ લખવામાં આવેલું છે.

૬. ૩. આ. નું મગળાચરણ આ છેઃ—

"પ્રેમને કે આનંદને, કે પરમાનંદ નમું,
નમું કવિભૂષણને, કે પ્રતાપવાનને,
કૃષ્ણસુત પ્રેમાનંદ કે **રામચરણશિષ્ય,**
વેદપાઠી આગમના, નમું પ્રેમપાનને;
ચાતુરવીંશી ભક્તિને, કે **માધવમિત્ર નમુ.**
રત્નગિરા ગુર્જરને, નમુ રૂદા નાનને,' વગેરે.

## ૧૬. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૮

સને ૧૮૯૦માં વીરજીની કામાવતી કથા, બળિરાજાનું આખ્યાન, દશાવતારની કથા આ ત્રણ કાવ્ય ગ્રંથ ૮ મામા છપાયા છે તેમા કવિ વીરજી "પાવન રૂપ પ્રભુ પ્રેમાનદ" એમ પ્રેમાનંદને આરંભમાં યાદ કરતો બતાવાયો છે. એ જ રીતે દશાવતારની કથામાં "વટપુરીમાં વિદ્યા શીખ્યા" "ગુરુકૃપાએ કવિ થયો" વગેરે વારાહાવતારની કથામાં તેમ આખરે પણ એ મતલબનું કહેતો બતાવાયો છે.

## ૧૭. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૯

સને ૧૮૯૦ માં પ્રા. કા. મા. ગ્રંથ ૯ મા હરિદાસ અને દ્વારકાદાસની કવિતા પ્રસિદ્ધ કરવામા આવી છે. આ બને કવિઓનાં જીવન આપતા પ્રેમાનંદ સાથે સંબધ ધરાવતી નીચેની હકીકત પ્રથમ જ આપવામાં આવી છે :

(૧) હરિદાસે સં. ૧૭૨૧ માં પ્રેમાનંદને ગુરુ કર્યો હતો.

(૨) હરિદાસ પ્રેમાનંદના ઘરનું કારસારુ કરનો હતો.

(૩) "મરણ સમયે હરિદાસે પોતાની મિલકતની વ્યવસ્થા કરવાનું કામ પ્રેમાનદને સુપરત કર્યું હતું તેથી પ્રેમાનંદે તેની પાછળ ખરચ ખુટસ ઉપર રહીને કરાવ્યુ, × × બાકીના પૈસાનો પ્રેમાનંદે વ્યય કર્યો હતો."

(૪) "પ્રેમાનદને ઘણા શિષ્ય હતા × × × વલ્લભે એક સવૈયામાં તે ગણી બતાવ્યા છે × × × :

---

૨૩. એજન, વલ્લભચરિત, પૃ. ૩-૬.

" છે નવ દામ અને ભાઈ ચારજ,
રત્ન ભલા હ્ય શિષ્ય કહાવે,
છે ભવ રાશ અને ભાઈ બારજ,
રત્ન મળ્યા કય વિષ્ય વહાવે
છે ધીર પચમ જી ભણિયે ત્રણ,
નદ ચતુરથ નામ સુહાવે,
છે વીર વલ્લભ શે ભણિયે ગુણ,
એક જ પ્રેમનું નામ પુકારે "૨૪

(૫) મહાકવિ પ્રેમાનદ દ્વારકાદાસની પડોશમા રહેતા હતા, તેથી એમને ત્યા તે વારે વારે જતો × ×

(૬) વકીલ દ્વારકાદાસની ટોળ કરતો, તેથી[૨૫] પ્રેમાનદે ૫૦ વર્ષના દ્વારકાદાસને કવિતા કરતા શીખવી

(૭) ભારતસારને અતે હરિદાસે 'કથમ કહુ વિપ્રગુરુનો શિષ્યજી" એ વગેરે ગાયુ છે ને ગુરુનું નામ જાણે કે ગુપ્ત રાખ્યુ છે

(૮) દ્વારકાદાસે પણ ગુરુનુ નામ છુપાવ્યુ છે પણ "પચાશ વર્ષની વાતે રે, ગુરુ મળ્યે ઉર હરખાય' વગેરે દ્વારકાદાસે આઈ ગુરુઋણ અદા કર્યું છે

૧૮ સ્વ કાટાવાળા પ્રા કા ત્રૈ વર્ષ ૭ અક ૨ ને પ્રા કા માળા ગ્રથ ૧૨

સને ૧૮૯૧મા પ્રા કા ત્રૈ ના ૭મા વર્ષનો ૨ જો અક અને પ્રા કા માળાનો ૧૨ મો ગ્રથ બહાર પડયો હતો પ્રા કા ત્રૈ મા દ્વારકાદાસનો રાધાવિલાસ છપાયો છે તેમા વિપ્રગુરુનો ઠેરઠેર ઉલ્લેખ છે, જ્યારે પ્રા કા મા મા અષ્ટાવક્રાખ્યાન બહાર પડયુ છે, જે સ ૧૭૬૬મા નદરબારમા રચ્યાનું જાણવામા આવે છે

પ્રા કા માળાના ગ્રથ ૧૪ મામા પ્રેમાનદના કાવ્ય તરીકે સુભદ્રાહરણ અને રુકિમણીહરણ છપાયા છે તેમાં વિશેષ માહિતી નથી મળતી

૧૯ સ્વ કાંટાવાળા પ્રા કા માળા ગ્રંથ ૧૫

સને ૧૮૯૧મા પ્રા કા માળાના ગ્રથ ૧૫ માર્મા રત્નેશ્વરની કવિતા છપાઈ છે તેના કવિચરિતમા રત્નેશ્વર સાથે 'ઓઈમા પુરાણીઓને ઝઘડો થયેલો લખવામા આવેલ છે 'ઓઈથી કટાળી રત્નેશ્વર વગેરે આવ્યા ને પ્રેમાનદને મળી

---

૨૪ એજન, પૃ ૨-૩

૨૫. દ્વારકાદાસની વકીલે ટોળ ક્યાંની વાતને સ્વ કે હ. ધ્રુવ પોગી કહે છે પ્રેમાનંદ, પૃ. ૭

પુરાણીઓ સબંધી હકીકત જણાવી, "પ્રેમાનંદને તે સાંભળીને પુરાણીઓ ઉપર બહુ તિરસ્કાર આવ્યો."

આ જ ચરિતમાં આગળ સંપાદકે જણાવ્યું છે :

"પુરાણીઓએ રત્નેશ્વરને બહુ પજવ્યા તેથી ચીડાઇને પ્રેમાનંદ કવિએ પણ પોતાના માર્કંડેય પુરાણ નામે ગ્રંથમાં પુરાણીઓની ખૂબ ઝાટકણી કાઢી છે. અને એક જગોએ તો તે વક્રોક્તિમાં લખે છે કે "રત્નસમો પ્રેમાનંદ નહિ, તેથી નમે પુરાણી પાય રે." તે ઉપરથી રત્નેશ્વરની હકીકત ઉપરથી જ તેમ તેણે કર્યું છે એમ જ જણાય છે."[૨૧]

૨૦. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રં. ૧૯-૨૦

સને ૧૮૯૨માં રત્નેશ્વરનું વૈરાગ્ય બોધકાવ્ય પ્રા. કા. ત્રૈ. વર્ષ ૮ ના અંક ૩ળ માં છપાયું તેમાં વિશેષ માહિતી નથી. એ જ વર્ષે પ્રા. કા. માળાના ૧૯ થી ૨૦ ગ્રંથો તરીકે પ્રેમાનંદનું કહી માર્કંડેય પુરાણ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, જેમાં પુરાણીઓ સાથેનો ઝઘડો ખૂબ રોચે પહોંચેલો બતાવવામાં આવ્યો છે.

૨૧. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રં. ૨૬ થી ૩૪

સને ૧૮૯૨ થી ૯૫ સુધીમાં પ્રા કા. માળાના ૩૫ સુધીના ગ્રંથ બહાર પડયા છે તેઓમાં વલ્લભના યક્ષપ્રશ્નોત્તર (ગ્ર. ૨૧), કુંતીપ્રસન્નાખ્યાન (ગ્ર. ૨૭), યુધિષ્ઠિર વૃકોદરાખ્યાન (ગ્ર. ૨૮), મિત્રધર્માખ્યાન (ગ્ર. ૨૯), એ ચાર કાવ્ય અને પ્રેમાનંદનાં રોષદર્શિકા સત્યભામાખ્યાન (ગ્રં. ૨૬), પાંચાલી પ્રસન્નાખ્યાન (ગ્રં. ૩૦) અને તપત્યાખ્યાન (ગ્રં. ૩૧), એ ત્રણ નાટક તેમજ અભિમન્યુ-સુધન્વાખ્યાનો (ગ્રં. ૩૩) અને માધાતાખ્યાન (ગ્ર. ૩૪) એ ત્રણ કાવ્ય પ્રસિદ્ધ થયાં છે. આમાં રોષ, સત્ય, આ. ના ગ્રંથવિવેચનમાં પ્રેમાનંદે ૧૧ નાટક લખ્યાનું બતાવવામાં આવ્યું છે. વલ્લભનાં આખ્યાનોમાં આવતા પ્રેમાનંદ સબંધી નિર્દેશોને બાદ કરતાં પ્રસ્તાવના વગેરેમાં સંપાદકોએ વિશેષ ખાસ કાંઈપણ આપ્યું નથી.

૨૨. સ્વ. કાંટાવાળા : "બુદ્ધિપ્રકાશ"

પ્રા. કા. માળાનું પ્રકાશન બંધ થયા પછી છાપવા ધારેલા ગ્રંથોનું પ્રકાશન જારી રહે એ માટે સ્વ. કાંટાવાળાએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સ. ૧૮૯૪-૯૬ માં ૬૦ ગ્રંથોની એક યાદી પ્રાચીન કાવ્ય કમિટી તરફથી મોકલી આપી હતી, આમાં—

૨૧. એજન, પૃ. ૫-૬.

| “નં. પુસ્તકનું નામ | ગ્રંથકારનું નામ | વિષય | પૃ. નો આશરો |
|---|---|---|---|
| ૧ લોપામુદ્રાખ્યાન | પ્રેમાનંદ | નાટક કે આખ્યાન | ૧૭૫ |
| ૨ મારુતીવિજય | વલ્લભ | નાટક | ૨૫૦ |
| ૩ દશાતાબ્ધિ | ” | સાહિત્યમય | ૩૦૦ |
| ૪ સુદર્શનાખ્યાન | પ્રેમાનંદ | આખ્યાન | ૨૫૦ |
| ૧૨ રઘુવંશનું ભાષાંતર | ” | કવિતા | ૪૦૦ |
| ૧૩ કર્ણચરિત્ર | ” | મહાકાવ્ય | ૪૦૦ |
| ૧૪ ભીષ્મચંપુ | ” | ગદ્યપદ્યાત્મક કાવ્ય | ૪૦૦ |
| ૧૫ દુષ્ટભાર્યા નાટક | ” | નાટક | ૧૫૦ |
| ૧૬ વલ્લભ ઝઘડો | ” | કવિતામય | ૫૦ |
| ૧૭ શુકજનક સંવાદ | ” | કવિતા | ૬૦ |
| ૧૮ ત્રિપુરવધાખ્યાન | ” | આખ્યાન | ૧૫૦ |
| ૧૯ ધૃતરાષ્ટ્ર કુરુક્ષેત્ર દર્શન | વલ્લભ | બીભત્સરસ કાવ્ય | ૧૦૦ |
| ૨૦ યુધિષ્ઠિર વૈરાગ્ય | ” | શાંતરસ કાવ્ય | ૨૦૦ |
| ૨૧ ગદ્યપદ્યસંવાદ | ” | સાહિત્ય | ૧૦૮ |
| ૨૨ શિશુપાળવધ | રત્નેશ્વર | ભાષાંતર કવિતા | ૧૫૦ |
| ૨૩ મહાભારત | પ્રેમાનંદ | કવિતામય ઇતિહાસ | ૨૦૦૦૦” |

આટલી કૃતિઓ, એઓમાં ૧૦ પ્રેમાનંદની, ૫ વલ્લભની અને એક રત્નેશ્વરની નોંધાયેલી છે.[૨૭]

### ૨૩. સ્વ. કાંટાવાળા : શામળશાહનો મોટો વિવાહ

“સાહિત્ય” માસિકના ૧૯૧૩-૧૪ના દોઢ વર્ષમાં પ્રેમાનંદે રચેલો કહેવાતો શામળશાહનો મોટો વિવાહ ૪૬ કડવાંનો છપાયો છે. ૧૯૧૫માં એ પુસ્તકાકારે “સાહિત્યમાળા”ના મણકા ૨ તરીકે સ્વ. કાંટાવાળાએ પ્રસિદ્ધ કર્યો છે તેની પ્રસ્તાવનામાં પ્રેમાનંદના જીવનનો એક વિશિષ્ટ પ્રસંગ એમને મળેલી એક ૧૦૪ કડીની અપૂર્ણ જૂની કવિતાના રૂપમાં મૂકેલો આપ્યો છે. આ ચરિત્રાત્મક કાવ્ય કોણે ક્યારે રચેલું છે એ આ કાવ્ય અપૂર્ણ હોવાથી જાણી શકાતું નથી. આ કાવ્યમાં નાગરોએ પ્રેમાનંદને ભોજનનું નિમંત્રણ આપી તેની પજવણી કરી હતી

૨૭. આ સંપૂર્ણ યાદી “બુદ્ધિપ્રકાશ” પૃ. ૫૮મું, જાન્યુ. ૧૯૧૧ના અંકમાં છપાયેલી છે.

એનું ધ્યાન આપવામા આવ્યુ છે. એ કાવ્ય ઉતારવા જેટલુ અહી સ્થાન નથી. એનો સાર ભાગ અહી માત્ર આપુ છુ.

(૧) મામેરુ હૂંડી અને હારમાળા પ્રેમાનદે રચી એઓમા નાગરોનું હાસ્ય કર્યું હતુ. આનાથી નાગરો ચિડાયા હતા, તેથી એક વાર પ્રેમાનદને નાગરોએ બોલાવી પોતાની કેમ નિંદા કરી છે એનો ખુલાસો પૂછ્યો કવિએ માત્ર કવિધર્મે જ એ થયાનું કહ્યુ અને બાણ અને એના સાળા મયૂર કવિનો એક પ્રસગ કહ્યો, અને ઉમેર્યુ કે હુ તો તમે નાગરોના લખણ ઢાકવા માગુ છું, પણ કેટલા ઢકાઈ શકે ? નાગરોએ "નાગર સાથે કામ છે" એમ ધમકી આપી. પ્રેમાનદ ચાલી નીકળ્યો ત્યા નાગરીઓ બારી ખોળા પાથરવા લાગી

(૨) નાગરોએ એ પછી મસલત કરી પ્રેમાનદને ભોજનનુ નિમત્રણ આપી અમુક જગ્યાએ આવવા કહ્યુ એ પ્રમાણે પ્રેમાનદ બેચાર શિષ્યો સાથે ગયા. એ જગ્યાએ જતા માલૂમ પડ્યુ કે ભોજન બીજે સ્થાને બદલાવ્યુ છે, ત્યા જતા ત્રીજે અને ત્યા જતા ચોથે એમ ખૂબ રખડાવ્યા અને અતે કવિ પાછા ભૂખ્યા ઘેર આવ્યા

(૩) કવિને પારાવાર રોષ ચડ્યો ને 'નાગરનિંદા' નામનો ત્રણ હજાર શ્લોકનો ગ્રથ લખવા પ્રતિજ્ઞા કરી એક હજાર શ્લોક લખી કાઢ્યા એક વાર શ્રાદ્ધપ્રસગે અચાનક કવિના ગુરુ રામચરણ (પૂર્વના નાગર) આવ્યા. કવિએ ગુરુને પોતાના રચેલા ઘણા ગ્રથ બતાવ્યા ગુરુને આનંદ થયો એ પછી "નાગરનિંદા" ગ્રથ બતાવ્યો, ગુરુએ દેખતા જ ચૂલામા નાખી બાળી નાખ્યો, ને કહ્યુ કે આવુ ન કરવુ જોઈયે કવિએ આજ્ઞા શિર પર ચડાવી અને શામળશાના મોટા વિવાહનો આરભ કર્યો અને પૂર્ણ કરી એની ઘણી પ્રત લખાવી નાગરોએ એ જાણી પરસ્પર ફાળ કરી સત્તાએ તેમ બીજી યુક્તિઓએ એ ગ્રથની હાથપ્રતો મેળવી નષ્ટ કરવા પ્રતિજ્ઞા કરી અને "જે હાથ આવે તે બાળી દીધાં'

(૪) આ ચરિત પ્રમાણે કવિએ શ્રાદ્ધ માટે જ્ઞાતિભોજનનું જ્ઞાતિજનોને એક વાર નિમત્રણ કર્યું નાગરોએ પ્રેમાનદના નાતીલાઓ સાથે યુક્તિ કરી સામાન ઓછો મગાવી રસોઈ થાય એવુ કર્યું જ્ઞાતીલાઓ જમતીવેળા તોફાન કરવા લાગ્યા તે જ વખતે ગુરુ રામચરણ મહારાજ ઉપર કહ્યુ તેમ આવ્યા

(૫) આ ગ્રથ કોણે રચ્યો છે એ સ્પષ્ટ નથી છતા એ કોઈ એક 'બ્રાહ્મણ'-નો રચેલો છે (કડી ૨ જી), અને સ્વ. કાગવાળાને એ "હાલ વડોદરામા ભીખા મહુવાની વાડીની વસ્તીની યોજના જેવા જૈસાજની ગપ્પી આપી છે તેવા

રહેનાર જેવી હરિહરના દીકરા ગગાશંકર પાસેથી મળી આવેલા ચોપડામાં”થી મળી આવ્યો હતો.

(૬) આ જ પ્રસ્તાવનામાં “શામળશાહના મોટા વિવાહ”ની પુષ્પિકા આપવામાં આવી છે તે પ્રેમાનંદચરિતના સોપાનની બીજી પૂર્તિ જેવી છે. એ નીચે મુજબની છે :

कस्यापि लेखकस्य अभिमानिनः भट्टप्रेमानंदस्य दशमस्कंध नलाख्यान द्रौपदिहरणादिग्रंथान् लिखित्वा तदनंतर अभिमान कर्तव्यः इदं लेखन सस्कृतं वेत्ति तस्मै न किन्तु केवलम् अशुद्ध लेखकं करोति तस्मै न इदम् इति नरसिंह मेहेताना पुननो विवाह सपूर्ण समाप्त श्रीरस्तु कल्याणमस्तु शुभ भवतु सतत ॥

॥ शके ॥          ॥प्र०॥ दक्षणायनगते श्रीसूर्ये हेमन्तऋतौ मासोत्तममासे शुभकारीमासे मार्गशिर्षमासे शुक्लपक्षे द्वितीयायाम् गुरुवासरेण दवे गोविंदराम शिवराम लिखतोयम् पुस्तक । श्री श्री श्री

(૭) “શામળશાનો મોટો વિવાહ” સિદ્ધસ્થની પૂર્ણાહુતિએ સં ૧૭૪૦ માં રચાયો છે, ને એ ગોદાવરીનું સ્નાન કર્યું તે અરસામાં (આમાં તિથિ-વાર-માસ પક્ષ કાંઈ મળતું નથી)

## ૨૪. શ્રી. ભા. નિ. મહેતા : મહાભારતનાં પર્વ

પ્રેમાનંદે મહાભારત રચ્યું છે એવું આ પૂર્વે જણવામાં આવ્યું છે, એના જુદાં જુદાં પર્વ શ્રી ભાનુસુખરામ મહેતાએ ‘સાહિત્ય”ના અંકોમાં પ્રસિદ્ધ કર્યાં છે છૂટા ફર્મા બધાયે ‘પાડવાશ્વમેધ” સને ૧૯૧૮માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેની પ્રસ્તાવનામાં એમણે સને ૧૯૧૧ માં પ્રેમાનંદના મહાભારતના પર્વોની ધાગધ્રા તાલુકે સીયાના મહેતાજી પાસેથી ભાળ મળ્યાનું જણાવી એ પ્રત કોઈમાંથી મેળવી નકલ કરી લીધાનું લખી જણાવ્યું હતું કે “એ ગ્રંથની નકલ જે વૃદ્ધ પાસેથી મળેલી તેણે જણાવ્યું હતું કે એ ગ્રંથની મને ગૂજરાત ચરોતર-માંથી બ્રાહ્મણને ઘેરથી નકલ મળી હતી, તેની નકલ મેં કરાવી લીધી હતી. કોની પાસે તે પ્રત હતી તે ગૃહસ્થનું નામ હું ભૂલી ગયો છું”

અને ક્રમે પાડવાશ્વમેધ, વિરાટપર્વ, ભીષ્મપર્વ અને સભાપર્વ શ્રી. મહેતાએ “સાહિત્ય”માં છપાવ્યા હતા. પાડવાશ્વમેધને અંતે સં. ૧૭૩૨ અને વૈશાખ સુદિ ૧૩ રવિવારે એ ગ્રંથ રચાયાનું માલૂમ પડે છે. નકલ “સં. ૧૯૫૨ના

દિ ૧૦ ગુરુવારે રતનાવતી-પુરમાં લખેલી ભવાનીશંકર દ્વિજે કોઠના
વતની."

## ૨૫. સ્વ. કે. હ. ધ્રુવની "માસ"ની પ્રસ્તાવના

પ્રેમાનંદના સુરતી "રાધિકાના માસ" સુપ્રસિદ્ધ છે. અનેક હાથપ્રતો ઉપરથી સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે સંપાદિત કરી "બુદ્ધિપ્રકાશ"ના પુ. ૭૮ના ૧૦-૧૨ મા અંકમાં છપાવેલા છે. આ "માસ"ની પ્રસ્તાવનામાં સ્વ. દી. બ. ધ્રુવે સુપ્રસિદ્ધ પ્રેમાનંદ ઉપરાંત એનો એક શિષ્ય અપર પ્રેમાનંદ હોવાનું વિધાન કર્યું છે: 'એનો શિષ્ય અપર પ્રેમાનંદ સં. ૧૭૭૬માં મહાભારત આરંભવાની હામ ભીડે છે અને આદિપર્વ લખી કાઢે છે.''[૩૦] આગ્રેજ તેરમો માસ રચી જૂના બાર માસમાં દાખલ કરવાનું એમણે કર્યું છે. આમ મહાભારતનાં પર્વ રચનારો અપર પ્રેમાનંદ છે અને એ પણ કૃષ્ણસુત પ્રાયઃ આને જ અનુસરી પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લા માં શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળે એવા ત્રણ કૃષ્ણસુત પ્રેમાનંદ હોવાનું વિધાન કર્યું છે.[૩૧] અને એમને એ વાત યોગ્ય જણાઈ છે. ત્રણેના બાપ પણ "કૃષ્ણ" છે. એમના બતાવ્યા મુજબ—

"નળાખ્યાન, સુદામાચરિત્ર અને ઓખાહરણ ઇત્યાદિના કર્તા તે મહાન્ કવિ પ્રેમાનંદ ભટ્ટ, તે વિના 'સાહિત્ય' માસિકમા પ્રસિદ્ધ થયેલા મહાભારતના કર્તા તે બીજા, ને " પાંડવોની ભાંજગડ " નામના કાવ્યના કર્તા પ્રેમાનંદ તે ત્રીજા. પહેલા બન્ને જણે જ્યારે પોતાના કાવ્ય દેશી રાગમા બનાવ્યા છે, ત્યારે છેલ્લા ત્રીજા કવિએ પોતાનું આ કાવ્ય દોહરા ચોપાઈમા રચ્યુ છે."

"કુવડ સ્ત્રીનો ફજેતો" એવુ એક ૧૮ કડીનું કાવ્ય એમણે છપાવ્યુ છે તેને એમણે પહેલા પ્રેમાનંદનું સ્વીકાર્યું નથી.

અહીં મારે ઉમેરવું જોઇયે કે સ્વ. દી. બ. ધ્રુવે સને ૧૯૩૬ મા મને ૭ પ્રેમાનંદ હોવાનું કહ્યું હતુ, જેમા બે કૃષ્ણસુત હતા, અને એ ગુરુ-શિષ્ય હતા. આમાંનો બીજો તે અપર પ્રેમાનંદ. બીજા ચાર કયા એ વિશે એઓ એ પછી તરતમા જ સ્વર્ગસ્થ થવાથી હુ ખુલાસો મેળવી શકયો નથી.

---

૩૦. એજન, પૃ. ૨
૩૧. પ્રા. કા. વિનોદ, ભાગ ૧ લો, પૃ. ૧૯૨.

# ૪. સોપાન-પચીશીનો ઉપસંહાર

પ્રેમાનંદ-ચરિતનાં સોપાન ક્રમ વધતાં આવે છે એ ઉપર જોયું. આ યાદીમાંના કોઈ કોઈ અંશ વિશે ચર્ચા કરતાં સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે ઈ૦ ૧૯૧૧ માં ઠીક માહિતી આપી હતી તે આ સોપાન-પરંપરા પૂર્ણ કરે છે. એ નોંધ આ પ્રમાણે છે:—

"પ્રેમાનંદનાં કાવ્ય નાટક બાબતની માહિતી તેમની ઉત્તરોત્તર વધતી જાય છે. કાવ્ય કોટિમાં પહેલું 'દ્રૌપદીહરણ' તેમના જાણવામાં છે; પછી 'અષ્ટાવક્રાખ્યાન' હાથ લાગે છે; ત્યારપછી 'કર્ણચરિત્ર'નો પત્તો મળે છે. 'દ્રૌપદીહરણ' છપાવતી વખતે પ્રેમાનંદે નાટકો લખ્યાનું તેઓ જાણે છે, પણ કેટલાં ને ક્યાં તેની ખબર તેમને હોય એમ જણાતું નથી. જ્યારે રોષદર્શિકાસત્યભામાખ્યાન છાપવાનો વારો આવે છે ત્યારે પ્રેમાનંદે અગિયાર નાટકો લખ્યાં છે એમ તેઓ જણાવી શકે છે. ખરેજ મલ્લિનાથની પેઠે એઓ પણ એક રીતે નામૂલં લિખ્યતે કિંચિત્ એ સંકલ્પને તે તે કાળે વળગી રહેતા અને મળી આવતા પ્રમાણને તે તે કાળે માન આપતા જણાય છે."[1]

સ્વ. કાંટાવાળાએ આ ૫ થી ૨૩ એ ૧૯ સોપાને પ્રેમાનંદનું ચરિત પૂરા સ્વરૂપમાં રજૂ કરી આપ્યું છે. એમાં પછી બે સોપાન વધ્યાં છે તે ૨૪ અને ૨૫. સ્વ. કે. હ. ધ્રુવે "પ્રેમાનંદ"ના જીવનના પાંચ પ્રસ્તાવ આપતાં સ્વ. કાંટાવાળાના બધાં વિધાનોનું એક યા બીજી રીતે સમર્થન કર્યું છે. એટલે પ્રેમાનંદ-ચરિત બાંધવામાં ૨૫ મા સોપાનની બાંધણી સિવાય બીજો એમનો મૌલિક ફાળો નથી. એમનું કાર્ય વિશેષતઃ એક સમર્થ ભાષ્યકારનું છે.[2]

---

૧. "બુદ્ધિપ્રકાશ" પુ. ૫૮ મું, માર્ચ ૧૯૧૧નો અંક, પૃ. ૯૪-૯૫.

૨. એ એમણે "પ્રેમાનંદ" વિશેના નિબંધની ચાર આવૃત્તિ કરી ગુજરાતી સાહિત્યની શોખીન જનતા સમક્ષ રજૂ કર્યું છે; એ ચાર આવૃત્તિ:

(1) સને ૧૯૦૮ ની ૩૦ મી જુલાઈએ આપેલું મૂળ ભાષણ (૧૯૧૫ માં છપાયેલું).

સ્વ કાગવાળાની પૂર્વના ચાર અને સ્વ મગલાળાએ 'શબ્દાર્થ'નુ કલ્પિત લખ્યુ ત્યાથી સ્વ કે ૯ મુદ્રતા "માસ" સુધીના ૨૧ મળી ૨૫ સોપાન આપણી મનસ રજૂ થયા છે એની મીમાસા કરવામા મારે છેવટે પચીશીથી શરૂઆત કરવી પડશે એમ મને લાગે છે, કેમકે છેવટે સોપાને ચરિતમા પૂર્ણતા આવી છે ચરિતમા પૂર્ણતા લાવવાનો પ્રત્યેક પ્રયત્ન થાય છે કે નહિ એ બતાવવા જ એ જ કરવો મને સ્વાભાવિક લાગે છે, એનાથી જ પ્રેમાનંદનું નિર્મળ જીવનચરિત તરી આવશે

પણ એ પૂર્વે એ ચરિતના મૂળમા ઓતપ્રોત જણાતા વૈષ્ણવના વિષયમા, એ સાથે વીરજીને જેટલુ લાગેવળગે છે તેના સબધમા પણ ખુલાસો કરી લેવો અત્યત આવશ્યક છે એનાથી એ સોપાનોના સધિભાગ ઉકેલવાની સરળતા થશે

## પ્રેમાનંદ-સુત વલ્લભ (?)

વલ્લભનું સૌથી પ્રથમ નામ આપણને સ્વ નવલરામ લ પડ્યાએ 'મામેરા'ની પ્રસ્તાવનામા આપેલી પ્રેમાનંદના ગ્રંથોની યાદીમાના ૨૩ મા ગ્રંથ "વલ્લભ ગ્રંથો' એ નામમાથી મળે છે અને ૧૯૬૨ મા સ્વ નવલરામે આ નામ પ્રસિદ્ધિના મૂક્યુ છે. એમણે ન જોયેલા છેલ્લા છ ગ્રંથોમાનો આ ગ્રંથ છે, એટલે એ સ્પષ્ટ છે કે એમને એ વિશે ક્યાય અન્યત્રથી માહિતી મળી હશે એ માહિતી ક્યાથી

(૨) એમા નહિ જેવા સુધારા કરી ગુર્જર સાક્ષર જયન્તીઓ 'મા છપાયેલો એ જ નિબધ (૧૯૨૧ મા છપાયેલુ)

(૩) ન ૧ મા પુષ્કળ સુધારાવધારા થઈ સાહિત્ય અને વિવેચન" ભાગ ૨ જામા છપાયેલો (સને ૧૯૪૦)

(૪) ન. ૨ મા સ્વલ્પ સુધારા કરી ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી' (સને ૧૯૪૩) મા છપાયેલો

આમા ત્રણ અને ચારના સુધારા વિભિન્ન જ છે આ સુધારાઓમા એમણે કેટલે સ્થળે જૂના વિધાન જતા કર્યા છે જ્યારે અનેક સ્થળે ખુદ મૂળમા તેમજ પાદટીપોમા વધારા કર્યા છે આ બધાને હુ અહીં સ્વતત્રતયા નોધતો નથી સ્વ કાગવાળા વગેરેના વિધાનોની સત્યાસત્યતાની મીમાસામા આવશ્યક હશે ત્યા એનો હવાલો પૂર્વપક્ષે કે ઉત્તરપક્ષે યથાસ્થાન આપીને જ સતોષ લઈશ અન્યથા નકામુ લબાણ થઈ પડે એમ છે

મળી એ વિશે આપણે આજે કશું જાણતા નથી—જાણી શકવાની સ્થિતિમાંયે નથી. તે વર્ષ પછી સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા અને સ્વ. નાથાશંકર શાસ્ત્રીએ "રણયજ્ઞ પ્રસિદ્ધ કર્યો, અને કવિચરિતમાં એમણે એક પેઢીનામાનો હવાલો આપી વલ્લભરામ અને જીવણરામ એ નામના બે પુત્ર પ્રેમાનંદને હોવાનું જણાવ્યું "હારમાળા"ના પ્રસ્તાવનામાં ગ્રંથકાર તરીકે એનો, ૮૪ પદની હારમાળાના કર્તા પ્રેમાનંદ ને અને એણે નામ નથી આપ્યું એવા પ્રકારનો પ્રથમ હવાલો મળે છે, જ્યારે લક્ષ્મણા હરણમાં "પ્રેમાનંદકથા" નામના વલ્લભના ગ્રંથમાંથી લક્ષ્મણાહરણ અને શામળશાહનો મોટો વિવાહ પ્રેમાનંદે કેટલી ઝડપથી લખી નાંખ્યા એનો ખ્યાલ આપતો પદખંડ ઉતારવામાં આવ્યો છે પણ એ ટીખળી હતો એનો નક્કી ખ્યાલ તો "દ્રૌપદીહરણ"માં આપેલા કવિચરિતમાં વીરજીની કવિતા વિશે આપેલા વાક્ય ખંડમાં આવે છે એ જ ચરિતમાં પ્રેમાનંદના મુખ્ય ચાર શિષ્યોમાં "હિંદીની ધાટી પરની કવિતા કરવાનું" એને સોંપવામાં આવ્યું હતું એ જાણવા મળે છે ત્યાં જ એ પણ જાણવા મળે છે કે એણે "નવે રસ પર જૂદા જૂદા નવ ગ્રંથ" તથા "અલંકારશાસ્ત્ર અને પિંગળ પણ" રચ્યા છે "ઉન્મત્ત અને સ્વચ્છંદી" વલ્લભના જીવન વિશે સળંગ માહિતી તો ૧ "દુઃશાસનરુધિરપાનાખ્યાન"ના કવિચરિત (સને ૧૮૯૦) માં મળે છે એના ગ્રંથોના નામ એ જ સ્થળે "૨ કુંતી પ્રસન્નાખ્યાન, ૩ યક્ષપ્રશ્નોત્તર, ૪ કૃષ્ણવિષ્ટિ, ૫ વલ્લભઝઘડો, ૬ પ્રેમાનંદકથા વગેરે' જાણવા મળે છે અને જ્યારે છપાઈ પ્રસિદ્ધ થય છે ત્યારે, ૭ મિત્રધર્માખ્યાન, ૮ યુધિષ્ઠિરવૃકોદરસંવાદ, ૯ મારુતિવિજય (નાનક-ટુકડો માત્ર-"સાહિત્ય" માસિકમાં સને ૧૮૨૯માં છપાતાં તેમ 'ગુજ્જર'ની ચાહીમાં—એ ઉપરાંત), અને નામથી જ મળી, ૧૦ દશાવતાબ્ધિ, ૧૧ ધૃતરાષ્ટ્રકુરુક્ષેત્રદર્શન, ૧૨ યુધિષ્ઠિરવૈરાગ્ય, ૧૩ ગધપવસંવાદ, (આ ઉપરાંત આર્યજ્ઞાનવર્ધક સને ૧૮૮૭, પૃ. ૨૦૬માં જણાવ્યા પ્રમાણે) ૧૪ ઉત્તર ગોગ્રહણ (હાસ્યરસ), ૧૫ દ્રૌપદી-વસ્ત્રાહરણ, ૧૬ કર્ણભીમા ખ્યાન, ૧૭ સીતાવિલાસ (શૃંગારરસ), ૧૮ રુક્મિણીકૃષ્ણ સંવાદ, ૧૯ રતિકામાખ્યાન (શૃંગારરસ), ૨૦ સીતાવિલાપ (કરુણરસ) ૨૧ તારાવિલાપ (કરુણરસ), ૨૨ કૃષ્ણ સ્વધામગમન, ૨૩ કામજુગુપ્સા અને (દુઃશાસનરુધિરપાનાખ્યાનના કવિચરિતમાં જણાવ્યા પ્રમાણે) ૨૪ માધવકાવ્ય, એ ગ્રંથો જાણવા મળે છે, આ વલ્લભની જાણવામાં આવેલી સાહિત્યસેવા. એના કેટલાક સંખ્યાબંધ કાવ્ય અધૂરાં કહ્યાં છે તે આથી અલગ.

એનું જીવન ઘણું ઉદ્દામ અને સૂચક છે સ્વ. કાંટાવાળા, સ્વ. કેશવલાલભાઈએ

સૂચવ્યું છે તેમ અને વલ્લભનાં કાવ્યોમાંથી અર્જિત રીતે સ્ફુટ થાય છે તેમ વલ્લભ શામળનો કટ્ટર વિરોધી હતો અને પ્રેમાનંદ પાસે શામળની કશી વિસાત નહોતી એ બતાવવા પિતા પ્રેમાનંદ સર્વશ્રેષ્ઠ હોવાનું કહી એણે પિતાનાં ખૂબ ગુણગાન કર્યાં છે, એવું જણાવે છે. આવો પિતૃભક્ત કવિપુત્ર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં કેવળ વિરલ પ્રસંગ છે!

કવિ વલ્લભની અત્યાર સુધીમાં ૧ મિત્રધર્માખ્યાન (સં. ૧૭૬૦), ૨ યુધિષ્ઠિર-વૃકોદરસંવાદ (સં. ૧૭૬૧), ૩ કુંતીપ્રસન્નાખ્યાન (સં. ૧૭૭૦), ૪ દુઃશાસનરુધિર-પાનાખ્યાન (સં. ૧૭૮૦), ૫ યક્ષપ્રશ્નોત્તર (સં. ૧૭૮૧) અને ૬ મારુતિવિજય નાટક (ટુકડો જ માત્ર) આ છ કૃતિ પ્રસિદ્ધ થઈ છે. છપાયેલા ગ્રંથો પ્રમાણે એનો કવનકાળ સં. ૧૭૬૦ થી ૧૭૮૧ એ ૨૧ વર્ષોનો છે. બીજી કૃતિઓ કદી બહાર આવી નહિ હોવાથી તેમ છપાયેલી એની કૃતિઓની જેમ એ અપ્રસિદ્ધ કૃતિઓની એક પણ હાથપ્રત મળી ન હોવાને કારણે એમાં શું વિશેષ આપ્યું હશે એ આપણે મેળવી શકવાની કોઈ સ્થિતિમાં નથી.

વલ્લભે હિંદી કવિતાની ધાટી ઉપર એટલે કે હિંદીમાં જેમ કવિત્તનું પ્રાધાન્ય છે તેમ ગુજરાતીમાં પ્રાધાન્ય સ્થાપવાને માટે કવિત્તમાં જ છપાયેલાં કાવ્ય રચી કાઢ્યાં છે. (કુંતીપ્રસન્નાખ્યાનને અંતે માત્ર એક સવૈયો છે; યક્ષપ્રશ્નોત્તરમાં વચ્ચે સંખ્યાબંધ લલિતવૃત્તની કવિતા છે; દુઃશાસનરુધિરપાનાખ્યાનમાં વચ્ચે સવૈયા, ભુજંગપ્રયાત ને શિખરિણી પણ છે; જ્યારે મારુતિવિજયમાં થોડા માત્રામેળ તેમ અક્ષરમેળ છંદ છે)

વલ્લભનાં કાવ્ય જોઈ સૌથી પહેલો પ્રશ્ન એ થાય છે કે એમાં આવતા બે પ્રસંગ (૧) શામળની નિંદા અને (૨) પ્રેમાનંદને વલ્લભે એક પ્રસંગે પાઘડી પહેરાવી જે વીરજીએ લાવી આપી તે બરાબર છે કે નહિ.

આ બંને પ્રસંગોને લગતા વલ્લભના કાવ્યોમાંના નીચે મુજબ ઉલ્લેખ મળી આવે છે:

### (૧) શામળની નિંદા

"કવીશ્વર પ્રેમ જેવા, કોક તો અમારા જેવા,
શામ લક્ષણવંતા કો, રાયરંક સેવતા,
અભ્યક્ષ મત તજી, માગણની રીત ભજી,
ચજવાનું તે ન પજી, બને મોટા દેવતા.

દ્વિજધર્મ ભૂલનારા, વાસ વસ્યા તેણે કરી,
ગુજરાતને કલંક દેશું વિના દેવતા;
ધિક ધિક ધ્યાનમાન, અરે ન સહુ સમાન,
કરતું હવે તો ધ્યાન, લાગો ભૂરે દેવતા."
(મિત્રધર્માખ્યાન-સં. ૧૭૬૭-કડી ૮)

"ચંદ્રસમ જે શીતળ, મહાબળ બલિષ્ઠમા,
વરિષ્ઠમા વરિષ્ઠ જે, કૃષ્ણદેવ તારકા;
ગુર્જરગિરાની પેઠે, અજાણના નવીન એ,
જાણના પ્રાચીન પૂરા, રસાદિના જાણકા;
સર્વગુણસંપન્ન છે, પ્રભુ પૂરા પ્રેમવાળા,
પૂજ પૂરે માનજો હું શા મળ્યા આ વારકા."
(યુધિ. વૃ. સંવાદ-૧૭૭૧-કડી ૨૪)

"એવો જેન જોઈ એક, બ્રાહ્મણ કે ભાટ આવ્યો,
ગુણ ગાવા લાગ્યો ઝટ, કવિતા નાખી કરી;
શિબિ સમ દાનેશ્વરી, નૃપ અમે ટેક રખી—
દા કનેથી દાન લેશું, ખશુ લેઉં ના જરી."
(કુતીપ્રસન્નાખ્યાન-સં. ૧૭૭૬-કડી ૨૦૨)

## (૨) પ્રેમાનંદની પાઘડીનો પ્રસંગ

"માગ માગ મારા સુત, સુખ માગ્યું આપું તને,
કવીશ્વરે એવી ધગી, એક વાર આણીની;
દ્વિજ અભિપ્રાય માન્યાં, મૂગ લઈ ગયો જેહ,
પાઘ પે'રાવી કવિએ, કવિતા વખાણીતી;
ચોક્કુ કહ્યું એ તો મે જ, પરીક્ષા લેવાને દર્યાં,
પિતાએ સ્તુર્યું છું એમ, સુત રીત જાણીતી;
આપ્યા કંઈ વર્ન આણી, આનંદ થયો અપાર.
વીરજીએ પાઘ આપી પ્રેમથી પ્રમાણીતી,
બંને લગ્ન બાપે કહ્યું બીજું કાંઈ માગો સુત,
માગુ ધર્મે તે જ આપું, પછી કહું માઢ્ડું:
ધંધીએ બેસવું જેની, બીનો દેનાં આવાં પે'લાં,

ધર્મરાજ્ય માગે ધર્મ, જ તમા એ જાદરે:
કવીશ્વરે માગ્યું કહું, પુસ્તક તમારાં જોઈ,
મુને ગર્વે મગે પિતા! આપિયું તે તો ખરું,
ધન્ય ધર્મરાજ ધન્ય! કવીશ્વર ધન્ય તને!
ઉભયને શ્રેમ નવ, સત્ય સદ્ ઉચ્ચરું!!"

(ચશામઓત્તર–સં. ૧૯૮૧–કડી ૫૨૦–૨૧)

શ્રી. નગેંદ્રશંકર પંડ્યાએ વલ્લભના જીવન વિશે ધ્યાન દોર્યું છે કે પ્રેમાનંદ–શામળ વચ્ચે તેમ વલ્લભ–શામળ વચ્ચે પ્રત્યક્ષ ઝઘડો નહિ હોય,[3] "એટલું જ કહી શકાય કે, પ્રેમાનંદ, વલ્લભ વગેરેની ખ્યાતિ શામળને કાને આવેલી. એ બનેની (પિતાપુત્રની) પ્રશંસા ઘણી થતી અને વિદ્વાન તેમજ સામાન્ય વર્ગમાં એમના કાવ્યોની તારીફ ઘણી થતી. આથી શામળને બળતરા થતો, અને પોતાની બળતરા તેણે આમ કાઢી." શ્રી. પંડ્યાએ કટાક્ષ ઉલ્લેખ શામળના કાવ્યોમાંથી નોંધ્યા છે, એ વલ્લભ પ્રતિ હશે એવ એમનું માનવું છે "મદનમોહના" ની બૃ. કા. દો. ભાગ ૫ મા માની વાચનાને અંતે પિતા–પુત્ર ઉપર કટાક્ષ કરતો ભાગ જૂની પ્રતોમાં નથી[4] એવું શ્રી. પંડ્યા પણ સ્વીકારે છે. પણ બાકીના ઉલ્લેખોમાં કેટલેક સ્થળે કવીશ્વર ઉપર કટાક્ષ જણાય છે તે વલ્લભને ઉદ્દેશી લખાયેલા એમને લાગ્યા છે. એ જ રીતે ઉદ્યમકર્મસંવાદના એક વાક્યમાં પ્રેમાનંદને ઉદ્દેશી કટાક્ષ અને વેતાલની વાર્તા—રૂપાવતીની વાર્તામાં વલ્લભનાં ભાગે કે કવિતને ઉદ્દેશી ટકોર હોય એમ એમને લાગ્યું છે, જો કે એમણે એવા પણ ઉદાહરણ આપ્યા છે કે જેમાં "કવીશ્વર" હોવા છતા એ વલ્લભને ઉદ્દેશી ન હોય.

શામળનો સમય ક્યો એ એના કાવ્યોથી નિશ્ચિત છે. શિવપુરાણ સં. ૧૭૭૪મા રચાયેલું છે.[5] એથી પહેલાની એની કોઈ કૃતિ રચ્યાવર્ષવાળી નથી

---

૩. "વલ્લભ"—પૃ ૮૮

૪. પ્રા કા ત્રૈ પુ ૬ અંક ૧ (સને ૧૮૯૦)-મા પણ એવું કશું નથી.

૫. સં. ૧૭૭૪, ૧૭૭૮, ૧૮૦૪ એવા ત્રણ સંવત્સર છે તેમા ગણિતની દૃષ્ટિએ મને ૧૭૭૮ વાજબી લાગ્યો છે એ દિવસે શ્રાવણ સુ ૫ ગુરુ (તા. ૧–૮–૧૭૨૨) બરાબર છે. શ્રી નરહરલાલ દેસાઈ પણ સં ૧૭૭૪ ને વધુ વજૂદ આપે છે (બૃ કા દો ભાગ ૮મો પ્રસ્તા પૃ. ૧૦) તેમ સં ૧૮૦૪ શ્રાવણ સુ ૫ ગુરુ (તા ૩૦–૭–૧૭૪૭) ખરા છે. આ બંને વર્ષ આધારહીન જ છે. માત્ર રણછોડદાસ વિશે કશો ઉલ્લેખ નથી, તેથી સં ૧૭૭૮ વધુ સંભવિત છે.

મળતી; એ રીતે સૂડા બહોતરી સં. ૧૮૨૧ માં પૂર્ણ થઈ છે. આમ એનો કવનકાળ નિશ્ચિત રૂપે સં. ૧૭૭૪-૧૮૨૧ છે. એણે એ પહેલાં બહુ તો પાંચેક વર્ષ ઉપર કવિતા લખવાનો આરંભ કર્યો હોય તો સં. ૧૭૬૯ (શિવપુરાણનું વર્ષ તેમ પદ્માવતી-ની વાર્તાનું પાઠાંતરે વર્ષ) થી નીચે જઈ શકવાની શક્યતા નથી; જ્યારે વલ્લભના મિત્રધર્માખ્યાનમાં તો રાયરંક સેવતા શામળ ઉપર કટાક્ષ છે. એટલે કે શામળ સં. ૧૭૬૦માં તો સારી રીતે રાયરંક સેવતો હતો એવી રીતે ખૂબ જાહેર થઈ ચૂક્યો હતો. શામળ રખીદાસનો આશ્રિત હતો એ સં. ૧૭૭૭ ના કુંતીપ્રસન્નાખ્યાનમાં સ્પષ્ટ છે. આમ શામળને ૧૭ વર્ષ રાયરંક સેવતાં થઈ ચૂક્યાં જણાય છે. વારુ, શામળના પ્રથમ કયા કાવ્યમાં રખીદાસના આશ્રિત બન્યાનો નિર્દેશ છે એ જોઈએ :

સિંહાસનબત્રીશીને અંતે સ્પષ્ટ ઉલ્લેખ છે કે—

"સંવત સતર સીતોતરે કરવા માંડ્યો ગ્રંથ
પનર વાત પંચાસિઇ પુરણ કીધિ પથ
સિંહજપત્ય શ્રીરખીયદે કોડે તેડ્યો કવીરાજ
સતર વાત સભળાવિઇ મોટા છો મહારાજ."[૬]

આથી એ સ્પષ્ટ થશે કે સં. ૧૭૭૭માં સિંહાસનબત્રીશી રચવાનો આરંભ કરી સં. ૧૭૮૫માં પંદર વાર્તા પૂરી કરી. અને વાર્તા પૂરી થયે રખીદાસે શામળને તેડાવ્યો અને શામળે રખીદાસને પંદર વાર્તા સંભળાવી એમ સમજાય છે.[૭] આ જ વાતને વધુ ચોક્કસ રૂપમાં આપતી મેનાપોપટની[૮] (૧૫મી) વાર્તાને અંતે મેળવી શકિયે છિયે; જેમકે

"તેહને ગુપ્ત રદેમાં ધરી પનર વાત પેહેલી કરી,
રૂડી ખ્યાત થાશી તેહ તણી જોયે કથાંતર કાને સુણી. ૪૦૫

---

૬. ફા. ગુ. સ. હ. લિ. યાદી ભાગ ૨ જો, પૃ. ૩૮૫ (સં. ૧૮૮૫ ની નં. ૧૧૯ની પ્રત).

૭. આ વાત મારી પૂર્વે પ્રથમ બતાવવાનો યશ સ્વ. અંબાલાલ જાનીને સિં. બ. ભાગ ૨ ની ભૂમિકામાં, વિદ્યમાન શ્રી. રામલાલ મોદીને "સાહિત્યકાર"-ના શામળ-અંકમાં અને મારા મિત્ર શ્રી. નરહરલાલ દેસાઈને શામળના શિવ-પુરાણની પ્રસ્તાવના પૂર્વે આપેલી સાલવારીમાં છે.

૮. એજન, પૃ. ૩૦૦.

> માતર પાસેનું મોટા ગામ ગોંદજ આમ પોરંધરધણી
> સંતોષી કર તેહ કહું લક્ષણ પુન્ય તણે એ લહુ
> પનર વાત પેહેલી સાંભળી શાંત આપ હરખી હશી."[૯] ૪૧૧

સં. ૧૭૭૩ થી ૧૭૮૫ સુધીનાં ૮ વર્ષોમાં શામળે પદર વાર્તા ઘડી કાઢી હતી. આ જ ગાળામાં પદ્માવતીની વાર્તા એણે કરેલી છે; જેવી કે—

> "સંવત ૧૭૭૯ નાસીઓ આસોમાસ સુંદર સાર
> પુષ્ય કથા થઈ પાંચમે નેહનો મંગળવાર." ૧૦

આ ગ્રન્થમાં રખીદાસ વિશે કશો નિર્દેશ નથી, એ જોતાં સં. ૧૭૭૯ સુધી પણ રખીદાસનો મેળાપ થયો નથી. રુતીપ્રસન્નાખ્યાનમાં—

> "વસુશ્રમ અગ તત્ત્વો પ્રથમવલક્ષ, વદલક્ષ માસ રસાલ વખાણું,
> સત્તર સાત અને વળી સાત જ, શાંત સુવિખ્યાત પ્રસા હું પ્રમાણું."

—એમ સં. ૧૭૭૭નું વર્ષ પ્રાપ્ત થતું હોવાથી અને એમાં રખીદાસનો

---

૯. ફા. ગુ. સ. હ લિ. પુ યાદી ભાગ ૨ જો, પૃ. ૩૭૭; એ ભાગને મળતું પૃ. ૨૯૮ અને ૩૦૯ ઉપર અવતરણ છે, જેમાં પદર રખીદાસે સાંભળીને ૧૭ બાકી રહી, એમ લખ્યું છે. વિશેષ અવતરણો પૃ. ૩૪૭ ઉપર પણ મળશે. ગુ. વ. સો. હ. લિ. પુ. ન. ૮૭૫ મા સિંહ્રસ. ની ૧૭ વાર્તા છે, તેની ૧ લી વાર્તા શરૂની વાર્તાના આરંભમાં રખીદાસે બે સારા કામ કરાવ્યાનો નિર્દેશ છેઃ

> "કરુ નવાંણુ દો કારમુ ગમા આગ્રી પેર :
> એક પરમારથ એ કરુ બીજું ધારુ મન :
> પઢીત તેડો પ્રીતસૂ જોગપુરુષ જે જન
> ગમક પ્રાકાર સંતોષીયો ખાનપાન ધનધાન."

આ બેમાંનું ૧ લું કામ એ સં. ૧૭૬૬ મા રખીદાસે કૂવો ખોદાવ્યો તે અને બીજું કામ એ ૧૭૮૫ મા શામળને તેડાવ્યો તે. ૧૬મી વાર્તાને અંતે પણ આ જાતનું વિધાન મળે છે.

૧૦. ગુ વ. સો. હ. હ. લિ. પુ. ન. ૬૨૮ અ. સં. ૧૭૭૯ માઘ સુદિ ૫ ને મંગળવાર સાચી મિતિ છે. સં. ૧૭૭૪ માં માઘ સ્વીકારતાં એ મિતિ ખોટી છે, જે પ્રતોમાં માસ જ નથી ( ફા. ત. ખૂ. કા. દો. ભાગ ૧ લો, પૃ. ૪૩૬ ) તેને વિશે તો ચર્ચા જ નકામી છે.

નામોલ્લેખ, હોવાથી વિચિત્ર કાલવિરોધ ઊભો થાય છે. આ કાલવિરોધનું સમાધાન કેવી રીતે કરવું ?

સં. ૧૭૩૭ પહેલાંની શામળની કૃતિ શિવપુરાણ (સં. ૧૭૩૮) મળે છે તેમાં પણ રખીદાસ વિશે કશો નિર્દેશ નથી. વૈતાલપચીશીમાં સિંહાસનબત્રીશીની જેમ વિસ્તારથી રખીદાસની હકીકત આપવામાં આવી છે, પણ ત્યાં વૈતાલપચીશી ક્યારે રચાઈ એ વિશે કશું કહ્યું નથી; કહ્યું છે તે તો સિંહાસનબત્રીશી ક્યારે રચાઈ તે; જેમકે—

> "સંવત સત્તર પચીસ્તરો કરવા માંડ્યો ગ્રંથ,
> બત્રીશ વાત પંચાશીએ પુરણ કીનો પંથ;
> ભિક્ષુજ પટેલ રખીદાસ વડો, કહે તેડ્યો કવિરાજ,
> સત વાત સંભળાવીએ માગ છે મહારાજ." ૧૧

ઉપર સિ૦બ. ના અવતરણમાં અને આમાં કેટલું સામ્ય છે એ જણાશે. 'પચીસ્તરો'ને સ્થાને 'સીતોતરે,' 'બત્રીસ' ને સ્થાને 'પનર,' ને 'સત'ને સ્થાને 'સતર.' આ અવતરણની સંદિગ્ધ "સત" ની હકીકત પૂર્વે આપેલા અવતરણથી દૂર થાય છે. એમ છતાં સં. ૧૭૮૫ થી પૂર્વે રખીદાસે શામળને નથી બોલાવ્યો એ સ્પષ્ટ છે.

આ પ્રમાણે પ્રાપ્ત થતો કાલવિરોધ આપણને વહેમ થયો હોય તોપણ એની જ આ કૃતિઓ છે એ માનવાનો નિષેધ કરે છે.

હવે પ્રેમાનંદને પાઘડી પહેરાવી એ પ્રસંગને તપાસીએ સં. ૧૭૮૧માં રચાયેલા યક્ષપ્રશ્નોત્તરમાં આ વિગત છે. ટીકાકાર બતાવે છે તે પ્રમાણે પાંડવવિષ્ટિ—કૃષ્ણવિષ્ટિ જેવું—જેવું એક કાવ્ય કરી બદ્ધપ્રતિજ્ઞ પિતાને વલ્લભ ખુશ કરી પાઘ પાછી પહેરાવે છે, એ પાઘ લાવી આપનાર ભીખો છે. આ પ્રસંગ કયા વર્ષમાં થયો હશે એ ત્યાં સ્પષ્ટ નથી, પરંતુ મિત્રધર્માખ્યાન (૧૭૬૦), યુધિષ્ઠિરવૃકોદર-સંવાદ (સં. ૧૭૭૦), કુંતીપ્રસન્નાખ્યાન (સં. ૧૭૭૬) અને દુઃશાસનરુધિરપાના-ખ્યાન (સં. ૧૭૮૦) આ ચારે ગ્રંથોમાં એ વિશે કશું કહ્યું નથી, જ્યારે યક્ષપ્રશ્નો-ત્તરમાં એ પ્રથમ સૂચવાય છે, એ જોતાં સં. ૧૭૮૧માં આ પ્રસંગ બન્યો સંભવે. યક્ષપ્રશ્નોત્તરથી તો પિતા નારાજ થયો છે એ "અગ્નિ નાખી છે રમા આ" (૫૩૨ મી

---

૧૧, બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો, પૃ. ૧૭૮. સ્વ. અ. ગુ. ત્યાગીની આ ઉપરની નોંધ જુઓ : ફા. ગુ. સ. ઙ. લિ. પુ. ચાદી ભાગ ૨ જો, પૃ. ૩૭૭.

કડી) થી સંપાદકો જણાવે છે.[12] વસ્તાજનો કવનકાળ એની કાચી કૃતિ મિત્ર-ધર્માખ્યાન જોતાં સં. ૧૭૬૦ થી માંડી સ. ૧૭૮૧ યક્ષપ્રશ્નોત્તરના રચ્યા વર્ષ સુધી છે. આ ઉલ્યા વર્ષોમાં વીરજી હયાત છે કે નહિ એ જાણવું રહે છે. આ અંગે વીરજીનો સમય નક્કી કરવો અહીં જ આવશ્યક થઈ પડે છે.

વીરજીને નામે જે ચાર કૃતિ પ્રસિદ્ધ થઈ છે તેમાં સુરેખાહરણ સ. ૧૭૨૦માં નિશ્ચિત છે;[13] જેમકે—

> સંવત ૧૭૨૦ માંહાં ગ્રંથ સપૂરણ્ થાએ ॥અનલા॥
> વૈશાખ શુદે પંચમી વાર ગુરૂ તાંહા કેહેવાએ ॥અનલા॥૩૨॥"

એની બીજી કૃતિ કામાવતી-આખ્યાન છે; એનું રચ્યાવર્ષ સ. ૧૭૨૫ છે; જેમકે—

> "સવત સત્તર ને પચીશ, વિક્રમાજીત ભૂમિનો ઇશ;
> શાકે પંદર નેવું તશ, શાલિવાહન કેરાં તે ખરા.
> પોષ માસ ઉત્તરાયન રવિ, કથા સંપૂરણ અભિનવી;
> કૃષ્ણ પક્ષ ને એકાદશી, એ કથા સહુને મન વશી.
> સોમવાર શુભ છે પાવન, ઘડી સાત ત્યાં ચઢિયો દિન;
> ઉગમને દિન પૂરણ થઇ, ચંદ્રસેનને વ્યાગે કહી."[14]

આ કૃતિનું રચ્યાવર્ષ વગેરે નિઃસંદિગ્ધ છે. એથી વીરજીના કર્તૃત્વ માટે ખાસ શંકાને કારણ નથી છપાયેલી હવે બે કૃતિ રહે છે. તે બલિરાજાનું આખ્યાન અને દશાવતારની કથા આમાનો ૧લો ગ્રંથ—

> "સંવત અર્હત સાગર સાતે, ત્રીગુણ ને આકાશ રે,
> આદિમતમ ગ્રંથ પૂરણ કીધો શ્રાવણ એકાદશી
> ઉજાસ રે. ૨૧
> શુકરવાર તો સારો બાઈ, બલિરાયના ગુણ ગાયા રે."

---

૧૨. ચરિતમાં પણ એ વાત નિર્દિષ્ટ છે; જુઓ બને પ્રસંગ માટે ક્રુ શાસન ગુ. આ. કવિચરિત, પૃ ૫ અને ૬.

૧૩. ગુ. વ. સો. હ. લિ. પુ. ન. ૬૫૫ ક (સ. ૧૭૫૮ની જૂની પ્રત —પ્રા. કા. ત્રૈ. પુ. ૫—અંક ૩ (સને ૧૮૮૯)-પૃ. ૭૫મા "પોસ" માસ · સં. ૧૭૨૦ વૈશાખ સુદિ ૫ ગુરુ ને તા. ૨૦-૪-૧૬૬૪ એ સાચી મિતિ છે. તે પૌષ સુદિ ૫ ને તા ૨૩-૧૨-૧૬૬૩ પણ ખરી છે. મે અહીં જૂનો પ સ્વીકાર્યો છે.

૧૪. પ્રા. કા. માળા, ગ્રંથ ૮, પૃ. ૧૨૫.

એટલે કે સંવત્ ૧૭૩૦ના શ્રાવણ સુદિ ૧૧ ને શુક્રવારે રચાયેલ છે ચૈત્રી કે કાર્તિકાદિ બને રીતે ગણતા આ તિથિવાર ખોટા છે દર્શાવનારકથામા તો સં ૧૭૪૨ના વૈશાખ વદિ પાચમ એવો વાર વિના જ નિર્દેશ છે, એટલે એની કસોટી થઈ શકે એમ નથી અભિરાજના આખ્યાનમા એક વસ્તુ ધ્યાન ખેચે છે તે પ્રેમાનંદને યાદ કરવાને લગતી જેવી કે—

"મોટા કવિ અનત થયા છે, નરસઈ મેહેતા નામ,
સુરદાસ કબીરજી કહીએ, બીજએ સુદરશ્યામ   ૧૪
નરહર નારાયણ નમીએ કવિ મોટા ગુણવાન
મીરાબાઈને ભાવે નમતા, મળશે મોટુ માન   ૧૫
પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતા લજ્જાય,
પ્રભુના નામે ગુણ ગાઈએ તો કોઈકી શું સમજાય   ૧૬
કૃપા થાય જો પરમાનંદે, તો કવિ વીરજી થાય,
અનેક કથાઓ કરીને વીરજી, ગુણ ગુરુના ગાય   ૧૭ ૧૫

આમા જૂના કવિઓ સાથે પ્રેમાનંદને નમસ્કાર કરવામા આવ્યા છે આ એની પદ્ધતિ સુરેખાહરણમા મળે છે, જેવી કે—

'નમસ્કાર નૃસિંહ મેહેતાને, પ્રથમ નામી શીશ,
સર્વ વૈષ્ણવને નમી ભાવશું મન નવ ધરશો રીસ. ૧૬
પ્રભુના ગુણ પ્રેમે પ્રણુયો, ભાવ ધરીને મન,
સુરદાસ પ્રભુ પ્રેમાનંદ, ચિંતન કરી સ્વામિન ૧૭'૧૬

સુરેખાહરણની મુદ્રિત વાચનામા આ પાઠ છે પ્રેમાનંદ શબ્દ બીજી પણ કેટલીક પ્રતોમા મળે છે, પણ સં ૧૭૫૪ની જૂની પ્રતમા આવો પાઠ મળે છે,—

'નમસ્કાર નરશહી મેહેતાને પ્રથમે નામૂ શીશ ॥ ૧૬ ॥
વજનાગર ગુણસાગર પ્રણુમૂ ભાવ ધરીને મન ॥
સુરદાસ પાવન પરીમાનંદન ભાવ ગા પરશો
ભીન ॥ ૧૭ ॥'૧૭

---

૧૫ પ્રા કા માળા, ગ્રથ ૮ મો, પૃ ૧૨૮
૧૬ પ્રા કા ત્રૈ વર્ષ ૫, અંક ૩ (સને ૧૮૯૦) પૃ ૧
૧૭ ગુ વ સો ૬ ઠ લિ પુ ન ૬૫૫ ક

વ્રજભાષાના સાહિત્યના સુપ્રસિદ્ધ અષ્ટછાપ કવિઓમાંના સૂરદાસ-પરમાનંદદાસનો અહીં સ્પષ્ટ નામોલ્લેખ છે. પાઠાન્તરથી 'સૂરદાસ' ને બદલે 'સુંદરદાસ' ને 'પરમાણંદ' ને સ્થાને 'પ્રેમાનંદ' જેવા ફેરફાર થઈ ગયેલા મળે છે. પણ જૂની હાથપ્રત તેમજ સ્વાભાવિક રીતે સૂરદાસ-પરમાનંદદાસની જોડી વૈષ્ણવોમાં જાણીતી હોઈ એ જ પાઠ વધુ યુક્ત છે. શ્રી. રામલાલ ચુ. મોદીએ આ તરફ સૌથી પ્રથમ ધ્યાન દોર્યું છે.૧૮ આ જોતા બલિરાજાનું આખ્યાન વીરજીને નામે પાઠાન્તરથી ચિહ્ન થયેલું જણાય છે. સુરેખાહરણ-કામાવતીમાં નથી તેવું પ્રેમાનંદનું કૃત્રિમ ગુણગાન છતાં ગુરુનું નામ ગોપ્ય રાખવાનો પ્રયત્ન, ભાષાની કૃત્રિમતા વગેરે જોતાં બલિરાજાનું આખ્યાન અને દશાવતારકથા પ્રમાણ તરીકે સ્વીકારી શકાય એવી સ્થિતિ નથી. આમ વીરજીનો કવનકાળ સં. ૧૭૨૦-૨૫ નો જ આવી રહે છે. પાછલી બંને કૃતિઓને સ્વીકારવામાં આવતાંયે સં. ૧૭૨૨ થી આગળ જઈ શકાતું નથી.૧૯ એ જ વીરજીને આપણે છેક સં. ૧૭૯૧માં ખેંચી જવો પડે છે આ સ્વાભાવિક લાગતું નથી, કેમકે વીરજીને એટલાં બધાં વર્ષ અકર્મણ્ય સ્વીકારી શકાય નહિ.૨૦

આવી સ્થિતિમાં પાઘડી પહેરવા ટાણે પાઘડી લાવનાર તરીકે વીરજીને સ્વીકારી શકાય એમ નથી. એટલે પ્રેમાનંદે પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી એ વાત જ મૂળ આધાર વિનાની થઈ પડી જાય છે.

---

૧૮. ગુજરાતી-દીપોત્સવી અંક, સને ૧૯૩૦, પૃ ૭૪-૭૫

૧૯. પ્રેમાનંદ કાવ્ય રચનો અને વીરજી એ બાઈ સંભળાવતો એવી વાત વહેતી મુકાઈ છે અને એ રીતે વીરજીના દીર્ઘ જીવનનું સમર્થન કરાય છે. સ્વ. કે. હ. ધ્રુવ પણ "પ્રેમાનંદ" નિબંધ-નવ્ધા (પૃ. ૬)મા આ વિગત જણાવે છે. આ વાતને ક્યાંયથી કદી ટેકો મળ્યો નથી. તેથી જ કહેવાની જરૂર નથી કે શ્રી. ક. મા. મુનશીએ પ્રેમાનંદ માણ વગાડી ગાય છે અને વીરજી કાંસિયા વગાડે છે એવું ચિત્ર દોરાવ્યું છે એ માત્ર કાલ્પનિક છે. એની પાછળ સ્વ. કાલેલાળાએ બતાવેલા કવિચરિત સિવાય અન્ય કોઈ પણ પ્રામાણિક સાધનનો ટેકો નથી.

૨૦. સ્વ. કે. હ. ધ્રુવ પ્રેમાનંદને શરણે વીરજી આવ્યાનું વર્ષ સં. ૧૭૨૧ આપે છે, જ્યારે "સુરેખાહરણ"મા નામ હોય તો એ સં. ૧૭૨૦મા રચાયેલું છે. આ કાલવિરોધ જોતા પણ બંનેનો મેળ મળે એમ નથી.

ઉક્ત નિર્દિષ્ટ મલનિરોધ અને વીરજીની પાઘડી લાવનાર તરીકેની અસલ વિલતા આપણને વલ્લભને નામે છપાયેલી કૃતિઓમા પ્રામાણિકતા સ્વીકારવા અવરોધ ઊભો કરે છે અને તેથી જ પેલી "પ્રેમાનંદકથા"ના છપાયેલા ખંડ પણ પ્રામાણિક ઠરી શકતા નથી આ જ કારણે "પ્રેમાનંદકથા" પ્રમાણે પ્રેમાનંદને નામે ચડેલ "લક્ષ્મણાહરણ" અને "શામળશાહનો મોટો વિવાહ" પ્રેમાનંદની કૃતિઓ તરીકે સ્વીકારી શકાય એમ નથી

વલ્લભને નામે ચડેલી કૃતિઓમા જેનો બચાવ ન થઈ શકે તેવા નવા અર્થો—પ્રયોગો છે, એની ચર્ચા એ કૃતિઓ પ્રાચીન ન હોવાને કારણે નકામી છે, તેથી એ વિશે અહીં મૌન જ સેવુ છુ

અહીં એ નોંધવુ આવશ્યક થઈ પડે છે કે પ્રેમાનંદની ૩૨-૩૩ વર્ષની વયે વલ્લભ જન્મ્યો હતો, એટલે કે સ ૧૬ ૨ ના બાપનો જન્મ માનિયે તો સં. ૧૭૨૪-૨૫ મા દીકરો જન્મ્યો હતો, એણે સ ૧૭૭૦ મા દ્વારકાંગાસને ટોર કરી, એટલે કે ૫ ૬ વર્ષની વયે આ ન બેસનાથી સ્વ કે હ મુને વલ્લભનો સ. ૧૭૩૫ ના જન્મેલો મધો છે ( પ્રેમાનંદ, પૃ ૭) વસ્તસ્થિતિએ આવા એકમેકના વિરુદ્ધ વિધાન ઊભા કરવા પડે છે એ જ બતાવે છે કે મૂળમા નાઈક અન્ય છે અને એ જ દ્વારમદાસ વ લ્લભ એ બેઉના અનસ્તિત્વમા પરિણમે છે. આમ પ્રેમાનંદને વલ્લભ નામનો એક પુત્ર હતો, એ પુત્ર મોટો કવિ હતો વગેરે વાતો જ હાથ તાળી દઈ વિલીન થઈ જાય છે

સ્વ કે હ. મુને પ્રેમાનંદ નિબંધના સુસાશ ર્યા છે તેના શામળવિગ્રહના તરફ દીવપ બતાવી છે એ અહીં લક્ષ્યમા લેવા જેવી વસ્તુ છે

પણ એ શામળવિગ્રહ સ ૧૭૬૦ મા શરૂ થઈ સ ૧૭૭૦ પહેલા જ પૂરો થયાને વળગી રહ્યા છે, આની અસિદ્ધતા ઉપર સ્પષ્ટ છે વસ્તુસ્થિતિએ આમ સ્વ મુનની પ્રેમાનંદ"ની વળીખરી વાતો, ર્ર કાગવાળાના વિધાન તૂટી જતા, ઊડી જાય છે

## ૫. પ્રેમાનંદચરિતની સોપાન-પચીશી વિશે વિચાર

**ચર્ચેથી** વીમનો પ્રશ્ન સરળ થઈ જતાં હવે પ્રેમાનંદચરિતનાં સોપાન ઉકેલવાનું સહેલું પડશે. પૂર્વે બતાવ્યું છે તેમ ઉહશેથી એનો ઉકેલ અહીં હવે આપવા પ્રયત્ન કરું છું.

### ૨૫ : સ્વ. કે. હ. ધ્રુવની "માસ"ની પ્રસ્તાવના

દી. બ. કેશવલાલ ધ્રુવે કરેલી આ કલ્પના, પ્રેમાનંદના "બાર માસ" મા ચડેલા ઉશના પ્રક્ષેપના "દાસ પ્રેમાનંદ"ના કરતા મને તો મહાભારતના પર્વ ખાસ કરી દ્રૌપદીસ્વયંવર—આદિપર્વ—ને ઉદ્દેશી એમણે કરી છે એમ કહેલ વાજબી લાગે છે. "બારા"માનો છેલ્લો ૧૩મા માસનો પ્રક્ષેપ કોઈ મહત્ત્વનો નથી. "દાસ પ્રેમાનંદ" ની છાપ કોઈ અન્યે નાખી હોય અને એનું નામ પ્રેમાનંદ હોય યા ન હોય ન હોય એ વધુ શક્ય છે, કેમકે પ્રયોગ કરતારા પોતાના નામ કરના મૂળ લેખકના નામનો જ એવા પ્રસગે ઉપયોગ કરે છે એ અત્યંત જાણીતી વાત છે. એથી માસ-પૂરતી "અપર-પ્રેમાનંદ"ની કલ્પના નકામી છે. હવે રહે છે પ્રશ્ન દ્રૌપદીસ્વયંવરનો. આ કૃતિનું રચનવર્ષ નીચે પ્રમાણે આપ્યુ છે :

> "સંવત સત્તર છત્રીશો જાણ, પવિત્ર આશ્વિન માસ વખાણ,
> પક્ષ કૃષ્ણ ને દ્વિતીયા બુધવાર, કરી ગુરૂકૃપાએ કથા સાર." ૧

આ સં. ૧૭૩૬ આશ્વિન વદિ ૨ બુધવાર એ દિવસ શંકાસ્પદ છે. એ દિવસે આષાઢી સંવત લેખે શનિવાર (તા. ૧૧-૧૦-૧૬૭૯) આવે છે, જ્યારે કાર્તિકી લેખતાં બુધવાર (તા. ૨૯-૯-૧૬૮૦) આવે છે, પણ પ્રેમાનંદનું "સુદામાચરિત" જોતા વર્ષ આષાઢી જ હોય, એથી આ વર્ષ પ્રેમાનંદનું આપેલું નથી લાગતું. આમ તિથિવાર ટકી શકે એમ નથી. આ ગ્રંથની રચના ગુરુ-પ્રતાપે પ્રેમાનંદે કરી એ વગેરે હકીકત કાવ્યાતે નીચે મુજબ મળે છે :

૧. બૃ. કા દો. ભાગ ૬ ઠ્ઠો, પૃ. ૪૬૪.

"કળીકુલ વાડવ ચોવીસી ન્યાત, વીરક્ષેત્ર વડોદરે વાસ.
ગુરૂપ્રતાપે ગાવું આખ્યાન, અલ્પ બુધે રીઝવું રોજાન;
રામે આજ્ઞા શ્રીમુખે ભાખી, ધર્મરાયની લીલા દાખી.
ગુરૂઓ દેશ રૂડો ગુજરાત, તેમાં વાડવ કેરો વાસ.
કૃષ્ણ પિતાના ગુણ ગાઉ કોડે, પદબંધ પ્રબંધ રચના જોડે.
પ્રેમાનંદ ભટ્ટ છે મિથ્યા નામ, કવિતા રચવાની રૂડી હામ.
શ્રોતા વક્તાને આશીશ, સૌને સહે થજો જુગદીશ." ૨

જે પ્રત ઉપરથી આ કાવ્ય છાપવામાં આવ્યું છે તે વિશે ત્યાં અંતે નીચે મુજબની સંપાદકની ટીપ મળે છે :

"ટીપ—સુરતના તપોવન આશ્રમના સાધુ વિચારદાસજીના સંગ્રહમાંથી મળેલા ગ્રંથમાંથી આ કાવ્ય મળ્યું છે. એ કાવ્ય સંવત ૧૬૮૫ના શ્રાવણ વદ આઠેમ—જન્માષ્ટમિએ લખાયલું છે."

સં. ૧૬૮૫ એમાં સંવત્સર વિક્રમ હોય તો એ પ્રેમાનંદના જન્મ પહેલાં-ની હાથપ્રત ઠરે. વાર નથી આપ્યો એટલે કસોટી કરવી મુશ્કેલ છે. આ કૃતિ પ્રેમાનંદની હોય તો સંવત્સરમાં કાંઈક છાપભૂલ થઈ હોવી જોઈએ; મને અને મારા મિત્ર શ્રી. નટવરલાલ દેસાઈને લાગ્યું છે કે આ સં. ૧૮૬૫ છે. આ કાવ્યને અંતે પ્રેમાનંદની સ્પષ્ટ છાપ છે; એથી એ મોડું ૧૫૦ જ નકલ થયાનું હોવું જોઈએ, તો જ એની પ્રામાણિકતા મેળવી શકાય, અન્યથા નહિ.

આ કાવ્યની એક માત્ર હાથપ્રત મળ્યાનું સ્વ. ઇચ્છારામ દેસાઈએ બૃ. કા. દો. ભાગ ૬ઠ્ઠાની પ્રસ્તાવનામાં "આ ભાગમાં કવિરત્ન પ્રેમાનંદનું દ્રૌપદીહરણ કાવ્ય નવીન છે. એની બીજી પ્રતિ મળી નથી, તેથી એક પ્રતિ પરથી જ પ્રકટ કીધું છે' એ રીતે જણાવ્યું છે. અહીં "દ્રૌપદીહરણ" નહિ, પણ "દ્રૌપદીસ્વયંવર" જોઈએ, કેમકે આ ૬ઠ્ઠા ભાગમાં "દ્રૌપદીસ્વયંવર" છપાયેલો છે, નહિ કે "દ્રૌપદીહરણ". એ તો બૃ. કા. દો. ભાગ ૪ થામાં છપાયેલ છે. આમ "દ્રૌપદીસ્વયંવર" ની એક જ નકલ મળી હોવાનું સ્વ. ઇચ્છારામભાઈએ લખ્યું છે, છતાં મૂળ કાવ્ય છપાયું છે ત્યાં એક સ્થળે મળે છે કે (પૃ. ૨૫૯ ની પાદટીપમાં) "એક પ્રતમાં કેટલેક સ્થળે ઢાળને બદલે 'તુક' એમ લખ્યું છે." આથી તો એમ સમજાય કે બીજી પણ પ્રતો હશે. આ ઉપરથી

---

૨. એજન, પૃ. ૪૧૪.

મારુ એવુ અનુમાન છે કે આ કાવ્યની મૂળ હાથપ્રત સ્વ. દેસાઈને મળી નહિ હોય, પણ માત્ર નકલ ( પ્રેસકોપી ) મળી હશે. અને નકલમા જેમ લખાયેલું તેમ જ આ છપાયુ.

આ કાવ્યની હાથપ્રત અસલ સ્વરૂપમા ક્યાં તો મળી નથી, યા તો મળી હોય તો સ્વ. દેસાઈને છાપવા મળ્યુ એ પૂર્વે જ કોઈનાથી એમાં કાંઈક કાંઈક ઉમેરવું થયુ છે એમ મને લાગે છે.

આ કાવ્યનું સંપૂર્ણ વાચન કરતા મને લાગ્યુ છે કે એના ભાગ કાવ્યગાય અને કવિતા બોલ્ચાં ચમત્કારપદ કાવ્યો જેવા નથી, પણ પ્રેમાનંદના સમયમા જેવા હોઈ શકે તેવાં છે. માત્ર ક્વચિત્ કાંઈક જ નવીન અંશ માલૂમ પડી આવે છે, જે કરેલા સુધારાને આભારી હોય. એ સ્થળો નીચે પ્રમાણેના મને માલૂમ પડ્યા છેઃ—

"કંસારી હુતી શું નાહાનડી, કે કેરી તણાઈ જાય?" ૧૮ (પૃ. ૨૬૨)
"માટે ઋતુદાન મુજને દીજીએ, જો કષ્ટો ભરવાની વાત રે." ૩૧ (પૃ. ૨૬૫)
"કાઢો છે દ્રોણ દુ દણુ ક્ષણ માટે, કે ધાવની ખાતર જાય." ૧૧ (પૃ. ૩૩૩)
"માટે પુત્રી રહેશે કુમારી, એમ વિચારો રાજન ......" ૧૦ (પૃ. ૩૩૬)
"ઉભા દ્વારે જેષ્ઠિકાદાર પોકારે . ..." ૯ (પૃ. ૩૩૭)
"ચહેરી રાયના વાયક ગવેંરા... ." ૧૯ (પૃ. ૩૩૮)
"...કરેશ.........મરેશ........." (પૃ. ૩૫૯)
"કમીના તેમા ન લઇએ . ..." ૧૫ (પૃ. ૩૬૧)

આમા કાંઈક લહિયાનો દોષ યા સંપાદકીય ફેરફાર હશે. માત્ર નીચેના થોડા પ્રયોગ મને તદ્દન અર્વાચીન લાગ્યા છે:

"આવીને કહી વાત વિસ્તારી, સજ્જન કો પામ્યા હરખ અપારી..." (પૃ. ૨૮૪)
"પાંડવનો બેશી . " ૧૭ (પૃ. ૨૯૦)
"દ્રુપદ કહે રે સ્વામીજી, એ શું બોલ્યા આપ " ૧૦ (પૃ. ૩૨૨)

આ કાવ્યમા કેટલાક કડવાને અંતે "પ્રેમાનંદ," "ભટ્ટ પ્રેમાનંદ" "કૃષ્ણસુત પ્રેમાનંદ' વગેરે જેવી છાપો મળે છે

જુઓ "કૃષ્ણસુત પ્રેમાનંદ"-પૃ. ૨૫૮, ૩૦૩,
"ભટ્ટ પ્રેમાનંદ"-પૃ ૨૬૧, ૨૬૯, ૨૮૭, ૨૮૮, ૩૧૮, ૩૨૪, ૩૩૪, ૩૬૮, ૩૬૯, ૩૯૮,
"પ્રેમાનંદ પ્રભુ" પૃ. ૨૬૩, ૨૬૪, ૨૭૭, ૩૪૧, ૩૫૮, ૩૬૬, ૩૮૪, ૪૦૮,
"પ્રેમાનંદ" પૃ. ૨૮૬; "વિપ્રપ્રેમાનંદ' પૃ. ૩૫૦, "પ્રેમાનંદ ભટ્ટ" પૃ. ૪૦૩,

ઊંડે ઊતરી જોતાં, વસ્તુસ્થિતિએ છેલ્લા કડવાની આખરમાં ફેરફાર થયો જણાય છે. અને તો રચ્યાવર્ષ વગેરે જે છે તે પણ ક્ષિપ્ત જણાય છે, કેમકે આપેલું વર્ષ સં. ૧૭૩૬ આશ્વિન વદિ ૨ બુધવાર (તા. ૨૯-૯-૧૬૮૦) એ કાર્તિકી વર્ષ છે; જ્યારે 'માર્કંડેય પુરાણ' વિશે વિસ્તૃત ચર્ચા આપી છે તે સ્થળે બતાવ્યા પ્રમાણે "સુદામાચરિત"માં મળે છે તેમ પ્રેમાનંદે આષાઢાદિ વર્ષ સ્વીકાર્યાં છે એટલે સને ૧૯૦૦ સુધીમાં પ્રેમાનંદના નામસ્પદ કાવ્યોની મિતિઓના વિષયમાં ઊહાપોહ થવાથી કોઈએ ગણતરી કરીને આ કાર્તિકી વર્ષ આપનારા કોઈ કવિની કૃતિમાંથી નામફેર કરીને આ કાર્તિકાદિ વર્ષ સાથે કવિનું નામ સાંધી દીધું હોય એવી શંકા ઉદ્ભવે છે.

ઉપર સૂચવેલાં સ્થાન અને એવાં કેટલાંક શંકાસ્પદ સ્થાન બાદ કરતાં આ કૃતિ પ્રેમાનંદયુગની થવા પાત્ર છે. એ પ્રેમાનંદે રચી છે કે નહિ એ કહેવું એની કોઈ પણ પ્રામાણિક હાથપ્રતના અભાવને લીધે મુશ્કેલ છે.

એથી આ કૃતિને હું અર્ધ શંકાસ્પદના વર્ગમાં મૂકું છું.

૫] આ કાવ્ય અપર પ્રેમાનંદનું છે એ બતાવવા સ્વ. કે. હ. ધ્રુવે પાછળથી રત્નદાસના હરિશ્ચંદ્રાખ્યાન વિશે લખતાં ચર્ચા કરી છે એની વિગત એમણે એ કાવ્યની પ્રસ્તાવનામાં વિસ્તાર કરીને આપી છે. આમાં બેતાં ત્રણ પ્રેમાનંદ એમણે કહ્યા છે. બીજા પ્રેમાનંદ વિશે પ્રથમ આમ કહ્યું છે:

"૨૦. ત્રણ પ્રેમાનંદ પૈકી એક પ્રેમાનંદ તે અનેક સુપ્રસિદ્ધ આખ્યાનનો કર્તા. બીજો બૃહત્કાવ્યદોહન. ગ્રંથ ૬, પૃષ્ઠ ૨૫૬ ૪૧૪માં છાપેલા ભારત-આદિપર્વનો કર્તા. સદ્ગત ઇચ્છારામભાઈએ એને દ્રૌપદીસ્વયંવર નામ આપ્યું છે, તે એમની પાસેની હાથપ્રતને અનુસરીને આપ્યું હશે. ગ્રંથના છેલ્લા કડવામાં આદિપર્વ નામ જ જોવામાં આવે છે, તેથી હું એને આદિપર્વ કહું છું. એનો કર્તા પ્રેમાનંદ, એટલે કે બીજો પ્રેમાનંદ વડોદરાનો વતની હતો અને જ્ઞાતિએ ચોવીસો હતો. વિશેષમાં એના પિતાનું નામ પણ કૃષ્ણ હતું. પ્રસ્તુત પર્વના પહેલા કડવાની આઠમી કડીમાં કર્તા પરમહંસ નામના ગુરુને સ્મરે છે પરંતુ મારા જાણવા પ્રમાણે પરમહંસનો વિશેષ નામ તરીકે ઉપયોગ થતો નથી. અગત્યનો ફેરફાર કરી હું એ કડી નીચે મુજબ વાંચું છું:

શ્રીગુરુના ચરણે નમી આરંભ કરું છું કામ,<br>
મુજ શીશ પાણિ ધરો પરમ આનંદ જેનું નામ"

(પૃ. ૧૭)

ઊંડે ઊતરી જોતાં, વસ્તુસ્થિતિએ ઉલટા ફેરવાની આખરમાં ફેરફાર થયો જણાય છે. મને તો સ્વાર્થ વગેરે જે છે તે પણ ક્ષિપ્ત જણાય છે, કેમકે આપેલું વર્ષ સં. ૧૭૩૯ આશ્વિન વદિ ૨ ગુરુવાર (તા. ૨૯-૯-૧૬૮૦) એ કાર્તિકી વર્ષ છે; જ્યારે 'માર્કંડેય પુરાણ" વિશે વિસ્તૃત ચર્ચા આપી છે તે સ્થળે બતાવ્યા પ્રમાણે "સુદામાચરિત"માં મળે છે તેમ પ્રેમાનંદે આષાઢાદિ વર્ષ સ્વીકાર્યાં છે એટલે સને ૧૯૦૦ સુધીમાં પ્રેમાનંદના શંકાસ્પદ કાવ્યોની મિતિઓના વિષયમાં ઊહાપોહ થવાથી કોઈએ ગફલતી કરીને યા કાર્તિકી વર્ષ આપનારા કોઈ કવિની કૃતિમાંથી નામફેર કરીને આ કાર્તિકાદિ વર્ષ સાથે કવિનું નામ સાંધી દીધું હોય એવી શંકા ઉદ્ભવે છે.

ઉપર ગણાવેલાં સ્થાન અને એવાં કેટલાક શંકાસ્પદ સ્થાન બાદ કરતાં આ કૃતિ પ્રેમાનંદયુગની થવા પાત્ર છે. એ પ્રેમાનંદે રચી છે કે નહિ એ કહેવું એની કોઈ પણ પ્રામાણિક હાથપ્રતના અભાવને લીધે મુશ્કેલ છે.

એથી આ કૃતિને હું અર્ધ શંકાસ્પદના વર્ગમાં મૂકું છું.

આ કાવ્ય અપર પ્રેમાનંદનું છે એ બતાવવા સ્વ. ડૉ. ધ્રુવે પછીથી રત્નદાસના હરિશ્ચંદ્રાખ્યાન વિશે લખતાં ચર્ચા કરી છે એની વિગત એમણે એ કાવ્યની પ્રસ્તાવનામાં વિસ્તાર કરીને આપી છે. આમાં બેના નામ પ્રેમાનંદ એમણે કહ્યા છે. બીજા પ્રેમાનંદ વિશે પ્રથમ આમ કહ્યું છે :

"૨૦. ત્રણ પ્રેમાનંદ પૈકી એક પ્રેમાનંદ તે અનેક સુપ્રસિદ્ધ આખ્યાનનો કર્તા, બીજો બૃહત્કાવ્યદોહન ગ્રંથ ૬, પૃષ્ઠ ૨૫૭-૪૧૪માં છાપેલા ભારત-આદિપર્વનો કર્તા. સદ્ગત ઇચ્છારામભાઈએ એને દ્રૌપદીસ્વયંવર નામ આપ્યું છે, તે એમની પાસેની હાથપ્રતને અનુસરીને આપ્યું હશે અથવા ઉલટા મતમાં આદિપર્વ નામ જ જોવામાં આવે છે, તેથી હું એને આદિપર્વ કહું છું. એનો કર્તા પ્રેમાનંદ, એટલે કે બીજો પ્રેમાનંદ વડોદરાનો વતની હતો અને જ્ઞાતિએ સોનીમો હતો. વિશેષમાં એના પિતાનું નામ પણ કૃષ્ણ હતું. પ્રસ્તુત ગ્રંથના પહેલા કડવાની આઠમી કડીમાં એ પરમહંસ નામના ગુરુને સ્મરે છે, પરંતુ મારા જાણવા પ્રમાણે પરમહંસનો વિશેષ નામ તરીકે ઉપયોગ થતો નથી. આ મતનો ફેરફાર કરી હું એ કડી નીચે મુજબ વાંચું છું:

શ્રીગુરુના ચરણે નમી આરંભ કરું છું કામ;
મુજ શીશ પાણિ ધરો પરમ આનંદ જેનું નામ"

(પૃ. ૧૭)

શોધ ચાલુ હતી. આદિપર્વ–દ્રૌપદીસ્વયંવર (સં. ૧૯૭૯) ખ. કા. દો.ના ૬ ઠ્ઠા ભાગમાં છપાયું તેણે એ વાતને જોર આપ્યું અને પછી તો શ્રી ભાનુસુખરામ મહેતાને સૌથી પ્રથમ પાડવાશ્વમેધ મળી આવ્યો. પાડવાશ્વમેધમાં માત્ર છેલ્લે અ. ૧૧૪ મા પ્રેમાનંદનું ચાર વાર નામ આવે છે

> "સંવત સત્તર અત્રીસમાં ગ્રંથ પૂરણ થાય,
> પ્રેમાનંદ ભટ વદે વાણી, સન્મુખ શ્રી જદુરાય." ૯
>
> અને "વૈશાક સુદ તેરસ રવિવારે ભટ પ્રેમાનંદ ગાય રે;
> શ્રોતાજન સૌ સાસળો, બોલો રણછોડરાય રે ૧૩
>
> વટપત્રવાસી ચતુરવસી, જ્ઞાતિ ભટ પ્રેમાનંદ નામ રે,
> શ્રોતાવક્તા સ્નાન ગંગા, બોલો ને શ્રીરામ રે " ૧૪

"इति श्रीमहाभारते लक्षसंहितायां वैयासिकेन प्रेमानंदकृत अश्वमेघ साडव-पर्वणिके वैशंपायनजनमेजयसंवादे पाडवाश्वमेध संपूर्णो नाम एकशत चतुर्दशो-ऽध्यायः ॥ ११४ ॥"

આ પર્વ અધ્યાયબદ્ધ છે. પ્રાય પ્રત્યેક અધ્યાયને અંતે વલણ છે આવા કોઈ પણ વલણમાં "પ્રેમાનંદ"ની છાપ નથી, અને માત્ર છેલ્લે જ ઉપર બતાવ્યું તેમ મળે છે. આ એક જ વસ્તુ આ કૃતિ પ્રેમાનંદની નથી એમ કહેવા પૂરતી છે. પરંતુ મોટો ભ્રમ તુલસીના 'અશ્વમેધ"ના દર્શન થયા પછી તૂટી જાય છે. કહેવાની જરૂર નથી કે આ પાડવાશ્વમેધ તે તુલસીનો અશ્વમેધ જ છે. કાવ્યાંતે તુલસીએ પોતાનો નીચે મુજબ પરિચય આપ્યો છે:

> "સંવત સત્તર બત્રીશામાં પૂર્ણ કીધો પ્રબંધજી
> બ્યમ્ન કરીને લેખન કિધુ પ્રાકૃતમાાા સબંધજી
> ગુર્જરદેશ અનોપમ રચના બ્રાહ્મણવેદ વખાણેજી
> ગાથારૂપક છંદ અનોપમ વેદ કલાને જાણેજી
> બેધાવિદ્યા ચક્રકલાગત્ય અગમ મારગે ચાલેજી
> પાધન પરદારાની સેવા, તેને દીઠે ટાળેજી
> અમદાવાદ તણી દશકોશી ત્યાહા જન પાવે ધર્મજી
> સાભરમતિની દક્ષિ સરિતા, તેના ઉત્તમ કર્મજી
> કૌરવે આપ્યો હરી વૈસાટે ત્યાહા થયો અવતારજી

ગોકુલથી સરીતા થઈ મોટી ઉનારે મત્રપારજી
લીલાવતીમા વાડવ વાર મંગલ ગણપત્યનંનજી
વેદ પુરાણ પ્રભાવે દ્વિજને જેહનુ ઉત્તમ મનજી
સંધ્યા તરપણ પુજન હરિનુ દરશન નારણ દેવજી
મંગલનાથ સદાગિન કેરી નિત્યે કરે હરિની સેવજી
તે તણો સુત તુલશી ઠાકર જાણો દીજનો ભેદજી
તેણે ગ્રંથ અનોપમ કીધો, નાઠ્ઠે મનમા ખેદજી
સંવત સત્તર બત્રીશામાં વૈશાકે શુભ વારજી
ત્રયોદશી રવિવારના દિવસે પુરણ થયો વીસ્તારજી"૩

અને આ ગ્રંથ અમદાવાદમા જ નમરોર બહાદુર પ્રેસમાં છપાઈ ગયો છે ગ્રંથની રચના સાલ સ. ૧૭૩૨ વૈશાખ સુદિ ૧૩ રવિવાર ( તા. ૧૬ ૪-૧૬૭૬) વગેરે સાચા છે. અ ચાયવાર એજ અનુવાદ આપ્યો છે, જે પદ્ધતિ પ્રેમાનંદની નથી; તો પછી આને આપણે કયા સબળ કારણે તુલસી પાસેથી એચી પ્રેમાનંદને સોપી દઇયે ? કહેવાની જરૂર નથી કે કોઈને હાથે આખરમાં અસામાન્ય ફેરફાર થઈ ગયો છે, અને આને કાણે પ્રેમાનંદનુ કર્તૃત્વ આરોપિત થઈ ગયુ છે.

આ જ સ્થિતિ બભ્રુવાહન આખ્યાનની છે ૨૦ કડવાના આ કાવ્યમા કર્તાના વલણમા કોઈપણ સ્થળે "પ્રેમાનંદ"ની છાપ નથી. દારેની નકલમા ૨૦મા કડવાને અંતે નીચે મુજબ પ્રાપ્ત થાય છે :

"વૈશાખ સુદ તેરસ રવિવારે, ભટ પ્રેમાનંદ ગાય રે;
શ્રોતાજન સૌ સાંભળો, બોલો રણછોડરાય રે ૨૬
વડપત્રવાસી ચતુરરશી, જ્ઞાતિ ભટ પ્રેમાનંદ નામ રે,
શ્રોતા વક્તા સ્નાન કરશે બોલો ને શ્રીરામ રે" ૨૭

કહેવાની જરૂર નથી કે "પાંડવાશ્વમેધ"ની છેલ્લી બે કડી સીધી ઉઠાવીને અહીં ( અને ૧૯૧૭ મા જ સભવત ) ગોઠવી દેવામાં આવી છે. એ કૃતિ તો કોઈ ભવાનીશંકરની છે. હાઈસ્કૂલની લાઇબ્રેરીમા એની સં. ૧૮૫૨ ની (નં. ૯-૫) હાથપ્રત છે. એનો ઉપયોગ શ્રી ભાનુસુખરામે કર્યાનું નોંધ્યુ જ છે. છપાયેલા ભાગની છેલ્લી કડી કાઢીને સ્થાને એમા આ પ્રમાણે મળે છે:

૩. ગુ. વ. સો. ૬ હ. લિ. પુ ન. ૫૫.

"હે હીરા અરજુનનો, મણીપુરનો મહીમાય,
કથા ભવાનીશંકર કહે, પાતક પરમે થાય.
મહાવીસે ચતુરારી છે જાગત ઘણી પર જોય,
ભારત ભાખે ભારતી, દેશ, ન દેશી કોય."[૪]

સંપાદકને "આદ ઇશ્વરી માહારી માત, કહે કવિતા પુણ્ય વાત"માં "કવિતા"ને સ્થાને "પ્રેમાનંદ" પાઠ મળ્યો છે તેને આધારે આ કૃતિ એમણે પ્રેમાનંદની ગણી છે. મને એ યોગ્ય નથી લાગતું.

"ભીષ્મપર્વ"માં ક્યાંય પણ "પ્રેમાનંદ"ની છાપ નથી. માત્ર છેલ્લે પુષ્પિકામાં સત્પ્રેમાનંદવિરચિતાયાં એવી પ્રેમાનંદની છાપ છે. આ પર્વ તો કુતિયાણાના સં. ૧૭૦૦ આસપાસ થયેલા "શુકાખ્યાન"ના કર્તા વૈકુંઠની કૃતિ છે. આ કાવ્ય મારા તરફથી મહાભારત-ગુજરાતી પદબંધ ભાગ ૪ થામાં છપાઈ ગયું છે. વૈકુંઠના ભીષ્મપર્વની ૧૦ મી કડી અને શ્રી. મહેતાના ભીષ્મપર્વની અધ્યાય ૧ લાની ૪ થી કડી એક જ છે. ત્યાંથી સરખું ચાલતા છેક આખર સુધી અક્ષરશ: માઇમેરથી કાવ્ય દોરાયું જાય છે. વૈકુંઠની ૧૨૬૪ કડી છે. એની ૧૨૫૭મી કડીનો ઉત્તરાર્ધ તે શ્રી. મહેતાના ૧૫ મા અધ્યાયની ૪૧ મી કડીનો પૂર્વાર્ધ છે. વૈકુંઠનો પાઠ આ પ્રમાણે છે :

* ભારથ ગંગા જલપ્રવાહ ઝીલે સહુકો આક્રમઝોય પછ
જનમેજે યથા રલિયાત ધન્ય ભીષ્મની અવિચળ ખ્યાત;
વૈકુંઠે વિસ્તારી કહી, જેહ પુરાણે સુણિયૂ સહી. ૫૮
* શ્રોતા વક્તા પાતક જાય, વક્તા-પૂચ્છક પાપ ન થાય;
ભારત સાંભળે ભાવ જ ધરી, મેલ્જે જાશે ભવસાગર તરી. ૫૯
* ભારત માંહે ભીષ્મની કથા પુણ્ય ઘણાં પાતક ગયા;
કર્યાં કર્મ કાંઢે થઇ થકા વક્તા શ્રોતા ને પૃચ્છકા. ૬૦

( પૂર્વછાયો )

ભારથમાં ભીષ્મ જ કથા જેમ જલ માંહે ગંગ,
* પ્રેમ ધરીને સાંભળે, તેને સાહ્ય થાયે શ્રીરંગ. ૬૧
* ભીષ્મપર્વ ઉત્તમ કથા, જનમેજે આધાર,
શ્રોતાજન તમે સાંભળો તેહને વછપદ હોય સંસાર. ૬૨

૪. જ. આર. પ્રસ્તા. પૃ. ૫.

* શ્રોતા જે કોય સાંભળે, વૃદ્ધ યૌવન બાલ;
* મનોરથ સિદ્ધ થશે, પૂરે શ્રીગોપાળ. ૯૩
ભારથકથા પવિત્ર છે, બ્રહ્મહત્યાદિક છોડ;
શ્રોતાજન શ્રવણે સાંભળો, બોલો જે રણછોડ ૯૪

આ પંક્તિઓમાંથી * આ નિશાનીવાળી જ પંક્તિઓ શ્રી. મહેતાના ભીષ્મપર્વમાં સચવાઈ છે (જેમાં ક્ષુદ્ર પાઠભેદ છે) આમ વૈકુંઠની છાપવાળી પંક્તિ જ ઉડાવી દેવામાં આવી છે, સાથે દોહરા ચોપાઈ-પૂર્વછાયા-વાળી સળંગ રચનાને અ ધ્યાય વાર ૧૫ ભાગમાં વિભક્ત કરી નાખી છે. આમ આ કૃતિને પ્રેમાનંદને માથે ચડાવી શકાય એમ નથી. પ્રેમાનંદના બાપપણાનો તો તુલસીસુત વૈકુંઠ મહાભારતના કેટલાય પર્વ આપી ગયો છે.

"સભાપર્વ"માં તો વિષ્ણુદાસની જ છાપ છે એ પણ "વિષ્ણુદાસ"નું નહિ પણ શિવદાસનું છે એ આ પૂર્વે (મારા "કવિચરિત" માં વિષ્ણુદાસ-શિવદાસના ચરિતોમાં) તેને સ્થાને ચર્ચાઈ ગયું છે

હવે રહ્યું વિરાટપર્વ. વિરાટપર્વને અંતે આ પ્રમાણે પ્રાપ્ત થાય છે

"ભટ પ્રેમાનંદ કહે કથા ભારત ભવજલમોડ,
શ્રોતાવક્તા ઉધરો એકવાર શ્રીરણછોડ. ૧૭
બોલો શ્રીરણછોડ મનથી, કવિ પ્રેમાનંદે કરી,
શ્રોતાવક્તા સર્વ કો, એક વાર બોલો શ્રીહરિ. ૧૮"

અને પુષ્પિકામાં ભટ્ટપ્રેમાનંદવિરચિતે મળે છે. પુષ્પિકાની કેટલી કીમત છે એ આ પૂર્વેના પર્વો વિશે કહેતાં સ્પષ્ટ થઈ ચૂક્યું છે. આ પર્વની પદ્ધતિ ઉપર બતાવ્યું તેમ અપ્રેમાનંદીય છે, ક્યાંય પણ વલણને અંતે 'પ્રેમાનંદ'ની છાપ નથી એ પણ કોઈ અન્ય કવિની કૃતિ છે, જેની એક પણ હાથપ્રત મારા જોવામાં અદ્યાપિ આવી નથી. એમાં માત્ર અંતભાગમાં ઉપરના પર્વોની જેમ જ ઉમેરો કરી પ્રેમાનંદને નામે ચડાવવામાં આવી જણાય છે

આમ પ્રેમાનંદને શિરે ચડાવેલા મહાભારતના પર્વો અને બભ્રુવાહન આખ્યાન ટકી શકતાં નથી એ જ રીતે અપર પ્રેમાનંદની પીડામાંથી પણ મુક્ત થઈ જવાય છે

## ૨૩. સ્વ. કાંટાવાળા : શામળશાહનો મોટો વિવાહ

પ્રેમાનંદે 'નરસિંહ મહેતાના દીકરાનો વિવાહ" ૩૬ કડવાંનો એક લખ્યો છે. આ કાવ્ય અમદાવાદના બુકસેલર સાકરલાલ બુલાખીદાસે સને ૧૯૦૬ માં

છપાવ્યું છે હાથપ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાં છે એમાં ઠેરઠેર "પ્રેમાનંદ"ની છાપ છે, એટલે એના કર્તૃત્વ વિશે કાંઈ પણ શંકા નથી શંકા રૂર કાટાવાળાએ છપાવેલા "શામળશાહના મોટા વિવાહ"ને માટે ઊભી થાય છે આ મોટા વિવાહના કાવ્યમાં ક્યાંય પણ એવો ઉલ્લેખ નથી કે પ્રેમાનંદે એ વિવાહ બનાવ્યા છે અને વસ્તુમાં પણ મોટો તફાવત છે પેલો પદ્યાત્મક પ્રેમાનંદચરિતકાર જાણે કે બને વિવાહ હોવા વિશે જાણે છે, કેમકે ૧૦૨મી કડીમાં 'પ્રેમાનંદે ઉદાસીનછ મોટા વિવાહનો આરંભ કીનો" એમ એ જણાવે છે, જો કે મારું દૃઢ માનવું છે કે 'નાનો વિવાહ" તેને મન હરિદાસનો છે, જતાં ચનાની સહાયે ત્યારે પ્રશ્ન એ ઊભો થાય છે કે પ્રેમાનંદે બે વિવાહોમાં કયો પ્રથમ કર્યો મોટા વિવાહને અંતે જણાય છે કે—

> "સિંહસ્થની પૂરણાહુતીએ, ગ્રંથ થયો સંપૂર્ણ રે,
> નવન મત્તર ચાળીશ વર્ષે, ગોદાવરીસ્નાને થયા અર ચૂર્ણ રે ૩૮"
>
> (કડવું ૪૬ મું)

ચંદ્રહાસઆખ્યાનને અંતે સં ૧૭૨૭માં સિંહસ્થની સંધિએ એ કાવ્ય પૂરું કર્યાનું લખ્યું છે એ વર્ષમાં લગભગ કાર્તિક વદિ ૩ ગુરુવાર (તા ૨૨-૧૦ ૧૬૭૦)ને દિવસે સિંહસ્થ બેસે છે એમાં ૧૨ વર્ષ ઉમેરતાં આસાઢી સં ૧૭૩૯ના ભાદ્રપદ સુ ૯ બુધવાર (તા ૩૦-૮ ૧૬૮૨) લગભગમાં સિંહસ્થ વર્ષ બેસે તે આસાઢી સં ૧૭૪૦ના ભાદ્રપદ સુદિ ૧૫ રવિવાર (તા ૨૬ ૮ ૧૬૮૩) લગભગમાં પૂરું થતાં આ કાવ્ય પૂર્ણ થયું એવું ઉપરની પંક્તિઓ કહે પ્રેમાનંદના બીજા ગ્રંથોમાં જ્યાં વર્ષ હોય છે ત્યાં માસ-પક્ષ તિથિ વાર હોય છે; ક્વચિત જ વાર નથી જેમાં તેવું નથી ત્યાં વર્ષ પણ નથી આવ્યું અને નાના વિવાહમાં આમ કાંઈ જ નથી આમ મોટા વિવાહના રચનાસમયની કસોટી કરવાનું મુશ્કેલ બને છે પેલો ચરિતકાર બ્રાહ્મણ નાગરોની પજવણીને અંતે રામચરણદાસ ગુરુ ૧૫ વર્ષે કવિને ત્યાં આવ્યાનું કહે છે એટલે કે સં ૧૭૨૫ લગભગમાં રામચરણદાસની મુલાકાત થયેલી તે ૧૫ વર્ષે સં ૧૭૪૦માં થઈ, પરંતુ આ વાત પ્રેમાનંદે ક્યાંય પણ જણાવી નથી તો માત્ર ચરિતકારના વચનો ઉપર જ વિશ્વાસ રાખી બેસી રહેવું ? રામચરણદાસનો નામોલ્લેખ કરતી વહીમની કૃતિ દુઃશાસનરુધિરપાનાખ્યાન (મંગળાચરણ) અને એવી જ બીજી એની બધી કૃતિઓ અસિદ્ધ છે, એટલે કવિને રામચરણદાસ નામનો ગુરુ હોવાની વાત પ્રામાણિક નથી. દશમસ્કંધમાં જ્યાં નામ છે ત્યાં એ ભગવાન રામચંદ્રને ઉદ્દેશીને છે.

આવી સ્થિતિમાં ચરિતકારને કેટલો પ્રામાણિક માનવો? મોટો વિવાહ આરંભવાનું કહે છે, પણ નાનો વિવાહ પ્રેમાનંદે લખ્યાનું ચરિત્રકાર ક્યાંય નથી કહેતો. અને આશ્ચર્ય તો એ છે કે ખુદ મોટા વિવાહના કર્તાને પ્રેમાનંદે નાનો વિવાહ કર્યો હોય એવો ખ્યાલ નથી, એ કર્તાએ એ કૃતિ જોઈ જ જણાતી નથી. દા. ત. નીચેની વસ્તુ લઈયે :

૧ નાના વિવાહમાં મદન મહેતાની પત્નીનું નામ નથી; પુત્રીનું નામ જૂઠીબાઈ છે. મોટા વિવાહમાં પત્નીનું નામ બચીબાઈ અને પુત્રીનું નામ કમળાગૌરી છે

૨. નાના વિવાહમાં નરસિંહના મામા સારંગધર મહેતાને ત્યાં દીક્ષિત જાય છે, મોટા વિવાહમાં એવું નથી. એ તો માત્ર મદન મહેતાના નામને કારણે હરકોઈ નાગરથી સંમાનિત થાય છે.

૩. મોટા વિવાહમાં તો ગરીબ નરસૈયાને ઘેર છેવટે દીક્ષિત જાય છે, જ્યારે નાના વિવાહમાં તો ભગવત્કૃપાથી સુસમૃદ્ધ મકાનમાં નરસિંહને દીક્ષિત મળે છે. નાગરી ન્યાતના ભોજનનું ટીખળ નાના વિવાહમાં નથી.

૪. લગ્નની તૈયારી વિશે નાના વિવાહમાં કાંઈ જ નથી, ત્યારે મોટા વિવાહમાં તો સુદામાના ચરિતની માફક પત્ની નરસિંહને ભગવાન પાસેથી મદદ લાવવાનું કહે છે, નરસિંહ દૂર જઈ ભજનમાં બેસી જાય છે અને સુસમૃદ્ધ નાગરવાડો ભગવાન સર્જી આપે છે ભજનમાંથી જ નરસિંહ પાછો આવી સુદામાની માફક જ મહેલો જોઈ ઊલટો હેરાન થાય છે.

૫ મોટા વિવાહના મદન મહેતાના સાળા રૂપગીલાલ વિશે નાના વિવાહમાં કાંઈ જ નથી.

૬ જાન કેવી લાવવી એ વિશે વડનગરના એક નાગરે ઉપાય બતાવી નરસિંહથી કદી ન બની શકે એવી જાન લાવવાનું કંકોતરીમાં લખાવ્યું એ વિશે મોટા વિવાહમાં કશું નથી

૭ નાના વિવાહમાં ભીમ વગેરેથી સમૃદ્ધ જાન વડનગર આવે છે એવું મોટા વિવાહમાં કાંઈ જ નથી. ત્યાં તો માત્ર સમૃદ્ધ જાન વડનગરમાં આવી દાખલ થઈ એટલું જ છે. તેમ રાજાની પ્રથમ વિમાસણ અને આપેલી સગવડ વિશે મોટા વિવાહમાં કશું જ નથી.

૮ ભગવાન જ જાન લઈ બંનેમાં આવ્યા છે, પણ બંનેમાં જુદો જ પ્રકાર છે

એક મહત્ત્વનો તફાવત તો નોંધવા જેવો એ છે કે આ મોટા વિવાહમાં મહેતો મોસાળમાં ઊતર્યા હતા એવું લખ્યું છે પ્રેમાનંદના અન્ય કોઈપણ કાવ્યમાં આ વિગત નથી

આમ મહત્ત્વના આઠ મુદ્દાઓમાં તેમ જ બીજી નાની મોટી કોઈપણ વાતમાં બંને 'વિવાહ' વચ્ચે કોઈપણ સામ્ય નથી, તેમ જ ભાષામાં પણ આ વસ્તુ બંનેના એકકર્તૃત્વને બાધ ઊભો કરે છે

મોટા વિવાહમાં "મામેરા"ની અને "સુદામાચરિત"ની ઓથ લેવાનો પ્રયત્ન છે, નાનો વિવાહ તો એવા ફાંફાંમાં ન પડતાં નરસિંહના જીવનના અન્ય ચમત્કારો માફક જ આ ચમત્કારનું નિરૂપણ કરે છે

ભાષા અને કાવ્યબંધનો વિચાર કરતાં કાવ્યબંધ વિશે તો કાંઈ જ કહેવાનું નથી રહેતું, કેમ કે દેશીબંધ પ્રયોજાયો છે અને એમાં પ્રેમાનંદની દેશીઓનું સગળ અનુકરણ છે પણ માત્ર ભાષાનો જ ખ્યાલ રહે છે. મોટા વિવાહમાંના શબ્દપ્રયોગ જોતાં એમાં અર્વાચીનતા જણાય છે એ નીચે જણાવેલા શબ્દોના નિર્દેશથી સમજી શકાશે

વખત પૃ ૩૪, ૩૫, ૮૮, ૫૫ વગેરે
વગર પૃ ૨, ૧૦, ૧૩૮
(?) ખચીત પૃ ૩૬, ૧૦૭
સુંફે પૃ ૬
નફર પૃ ૪૦, ૧૩૭
પ્રમાણે પૃ. ૯ ૪૧, ૧૦૮
રજૂ પૃ ૬૧
કારગુજારે પૃ ૧૫
દીવાન પૃ ૪૨
આમંત્રણ=નિમંત્રણ પૃ ૨૪ ૬૦
સરસામાન પૃ ૪૧
જેર પૃ ૪૩
હાજરાહજૂર પૃ ૪૪
સરભરા પૃ ૪૬
રસમ પૃ. ૪૬, ૯૦

ફુરસદ પૃ ૬૧
ફિકર પૃ ૬૮, ૧૦૦
કબૂલ પૃ ૭૨, ૮૦
શોચ-વિચાર પૃ ૭૩
નરદમ પૃ ૮૨
સાહિત્ય=સામગ્રી પૃ ૯૫
જુગ પૃ ૧૦૫
કમર પૃ ૧૨૮
દરિયાવ પૃ ૧૨૯ ("સુરતસંગ્રામ"માં છે, પણ એનું તદ્દન જ છે.)
ફના પૃ ૧૦૬
વખતસર પૃ ૯૫
વિધિસર પૃ ૧૦૬ વગેરે સંખ્યા-બંધ છે

પ્રયોગોમાં—૧ કે નો વાક્યયોગી તરીકે પ્રયોગ :

"નાગર સદુ કોઇ એમ જાણે કે દીક્ષિત આપણા દેવ રે" ૧૨ (પૃ ૨૬)

"કરી ધારો કે સર્વ થાય" (પૃ ૨૮)

'જોઈ મે'તી ઉઠયા કે દાસી ઉઠી." (પૃ. ૮૬)

"પોતે ઉઠયો કે ઉઠી ગર્વ સભા" (પૃ ૯૦)

આવા ઘણા સ્થળ છે (આ પાઠ્યમા *No sooner than* જેવો પ્રયોગ છે એ કહેવાની જરૂર નથી)

૨. 'માટે'નો વાક્યારભે પ્રયોગ સખ્યાબધ સ્થળે જૂના પ્રયોગ પ્રમાણે આવ સ્થળે "તે માટે" સામાન્ય રીતે આવે છે

૩ 'માત્ર' વાક્યારભે

'માત્ર વરી પાપડે રહી છે, તારી જ વારેવાર" ૧૯

કૃત્રિમ પ્રાસો મોટા જોરો ખોટો, વાતો. આ તો, કોણ એણ જેના અત્યાનુપ્રાસ, રવિ કવિ (પૃ ૧૦૬) જેવો પ્રેમાનદની અસિદ્ધ કૃતિઓમા આવતો કવિતા સવિતાનો પર્યાય, રચ્યો પચ્યો, શરસ્વચીચદ્રના બુદ્ધિધનને જાણે કે લક્ષિત કરી નાગરોને માટે વપરાયેલો "બુદ્ધિસાગર" શબ્દ (પૃ ૧૧૫), અને સ. ૧૭૮૦ પછી ૩૮ વર્ષે સ્થપાયેલા "ભાવડપુર=ભાવનગર"નો ૫ નિર્દેશ. આવાં તો સખ્યાબધ કારણ આ કૃતિને પ્રેમાનદની થતી અટકાવે છે

પ્રેમાનદે નાગરોનુ ટીખળ આપ્યુ છે પણ એ મર્યાદામા રહીને, જ્યારે મોટા વિવાહમા તો ઉઘાડે છોગે નાટકણી, તેમા પણ નાગરાણીઓને અત્યત હલકી ચીતરી માનવતાની હદ વટાવાઈ ગઈ છે આ બધા કારણ વિપ્રરૂપ ન હોય તોયે નાગરોના અર્વાચીન નામ · રતિલાલ કાંતિલાલ કપટીલાલ વગેરે પણ કૃતિને જૂની ઠેરવા દે એમ નથી

કહેવાની જરૂર નથી કે પેદા ચરિતકાર બ્રાહ્મણે આપેલી એક પણ વિગત પ્રામાણિક નથી એ કાવ્યરચના જ નવીન પ્રયોગોથી ભરપૂર છે, અને માત્ર પ્રેમાનદે "નાગરનિદા" ગ્રથ કર્યો હતો એ બતાવવા, ગુરુ તરફ એને માન હઈ

---

૫. બોમ્બે ગેઝેટિયર ગ્ર ૮ માના પૃ ૩૬૦ મા જણાવ્યા પ્રમાણે ભાવસિંહજીએ સને ૧૭૨૩ (સ. ૧૭૭૯) મા "ભાવનગર"ની સ્થાપના કરી હતી. લેખકને એ ખ્યાલ નથી રહ્યો હિંદના પંજાબમાના "ભાવલપુર" નો આ સાથે કશો સબધ નથી નાગરની ભરચક વસ્તી "ભાવનગર" મા જ ઉદ્દિષ્ટ છે

એ પુરવાર કરવા અને ગુરુ તરફની આજ્ઞા ન છતા અંદરની દાઝે પ્રેમાનંદે નાગરોને છેવટે છોડયા નહિ એ વ્યક્ત કરવા આ નવી કૃતિ ઊભી કરવામાં આવી છે એ પદ્યાત્મક પ્રેમાનંદચરિત તૂટે છે ત્યાંના શબ્દ જુઓ —

"દિલગીરી એટલી જ છે કે આ કવિતા અહીંથી અધુરી રહે છે, અને તે બીજે કોઈ ઠેકાણેથી મળવાનો સંભવ નથી."

શા માટે? જૂની કૃતિ હોય તો એકથી વધુ નકલ થવાની ઓછી સંભાવના નથી. માત્ર મોટા વિવાહનું પ્રયોજન રજૂ કરવા જ આટલે સુધી કૃતિ રચાઈ હોય તો જ એ ન મળે અને એ સ્વત જ સિદ્ધ છે

મોટા વિવાહની પુષ્પિકાની અપ્રામાણિકતા એમાં સંવત અને શકના ખાના ખાલી રાખ્યા છે એનાથી જ સ્પષ્ટ છે માસ-પક્ષ-તિથિ વાર ને અયન તેમજ ઋતુ આપીને વર્ષ જ નહિ, એ શું? કે માત્ર "દ્રૌપદીહરણ' અને આ "મોટા વિવાહ" પ્રેમાનંદના જ છે એમ બતાવવા જ આ પ્રયત્ન છે?

આ મોટા વિવાહનું સંપાદન કેવી રીતે પૂર્ણ થયું એ વિશે સ્વ ભાગવાળાના જ શબ્દ જોઈયે:

"વિવાહના પાછલા કેટલાક કડવા જો રા રા. ઘનશ્યામ બાપુભાઈ વૈદે અને છેવટનું કાર્યુ ચકલાશીવાળા રા ભીખાભાઈ શિવરામે પૂરું ન પાડયું હોત, તો ગ્રંથ અધૂરો જ રહ્યો હોત " (પ્રસ્તા પૃ ૧૦)

આ વિશે શ્રી. ભીખાભાઈએ (તા ૧૩ ૯ ૪૩ ના પત્રથી) એવા આશયનો ખુલાસો કર્યો છે કે શ્રી. નાથાશંકરનો રચેલો આ વિવાહ હતો તે મે મોકલેલો, એને અંતે છાપેલી પુષ્પિકા બનાવટી છે[૬]

પ્રેમાનંદની અસિદ્ધ કૃતિઓમાં પ્રાપ્ત થાય છે તેવા નીચેના શબ્દ જુઓ.

"છંદ પ્રબંધ મતિમંદ ન જાણું, નૂતન કે'વાઉં પ્રેમાનંદ રે" (પૃ. ૫)

"જન પ્રેમાનંદ મિથ્યા જાણો, જયમલ્લમ હરિગુણને ગાઉં રે"

(પૃ. ૧૧૧)

આ મિથ્યા પ્રેમાનંદ કોણ હશે? આપણને એના ઉત્તર સાથે કશો

---

૬. "શાસ્ત્રીના હાથનો લખેલો એ ગ્રંથ અને એ શામળશાનો વિવાહ લખવાનું કારણ એમનું લખેલું મારી પાસે હતું તેમાં એવું લખેલું હતું જ નહિ—એ બાકી એ ગ્રંથ છપાવનારે બનાવટી લખેલું છે."

તા. ૧૩-૯-'૪૩ના શ્રી. ભીખાભાઈ શુકલના પત્રમાંથી

સંબંધ નથી આમણે તો એટલું જ કહી શકિયે કે એ સાચો પ્રેમાનંદ નથી, કેમકે સાચા પ્રેમાનંદની સાચી કૃતિઓમાં એણે પોતાને ઠેરઠેર મિથ્યા કે નામધારી કહ્યો નથી 'સુદામાચરિત'માં અંગ્વોપડવો મળે છે તો ત્યાં સંદર્ભને અનુરૂપ કહ્યો છે. અને તેથી જ કોઈ આધુનિકની આ કૃતિ સમસે છે

એ કહેવાની ભાગ્યેજ જરૂર છે કે "મોટો વિવાદ" પ્રેમાનંદના શિર પર લાદતા પ્રેમાનંદના ગૌરવને અસાધારણ હીણપત લાગે છે, એવી "માર્કંડેય પુરાણ"ના કર્તૃત્વથી

## ૨૨. રેવ. કાંટાવાળા : બુદ્ધિપ્રકાશ

"બુદ્ધિપ્રકાશ'માં છપાયેલી યાદીમાંના પ્રેમાનંદના નં. ૧, ૪, ૧૨ થી ૧૮ અને ૨૩ એ ૧૦ નાટક, આખ્યાનો કે કાવ્યો અદ્યાપિપર્યંત છપાયાં નહિ હોઈને તેમજ હવે એ છપાવાની કોઈ સંભાવના ન હોઈને એ સોપાન વિશે કાંઈપણ કહેવાપણું રહેતું નથી. એમાં વળી વલ્લભના નં ૨, ૩, ૧૮ થી ૨૧ એ કાવ્યો ઉલ્લિખિત થયાં છે પણ આપણે જોયું કે વલ્લભના આખ્યાન ઐતિહાસિક કસોટીમાં પાર ઊતરી શકવાની સ્થિતિમાં ન હોવાને કારણે, એ રચાયાં હોય તોયે પછીથી જ રચાયાં સંભવે એવી સ્થિતિ હોવાથી એ આખી યાદી જ કલ્પિત છે, એટલે કે એ યાદીમાં ચાર પાંચ અપવાદ સિવાયના પ્રેમાનંદ અને વલ્લભના ઉપરાંત રત્નેશ્વર વગેરેના મળી, બધાં કાવ્યો વગેરેનાં નામ મન કલ્પિત જ છે. આમ આ સોપાન લેશ પણ ટકી શકે એવી સ્થિતિ નથી

## ૨૩ રેવ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૨૬ થી ૩૪

ગનરમા સોપાનમાં નિર્દિષ્ટ વલ્લભના આખ્યાનોનો પ્રશ્ન નિરાકૃત થઈ ગયા પછી પ્રેમાનંદે ૧૧ નાટક રચ્યાં હતાં એવી "રોવદર્શિકાસત્યભામાખ્યાન"ની પ્રસ્તાવનામાં રજૂ થતી વાત આપોઆપ અગ્રાહ્ય બની જાય છે, જેમાં માધવાખ્યાનના કર્તૃત્વ સબંધેનો પણ પ્રશ્ન ઉમેરાય છે ૧૧માંના ૮ નાટક કદી બહાર પડ્યાં નથી એટલે એ વિશે કંઈ પણ કહેવાપણું રહેતું નથી એટલે બાકી રહ્યાં ત્રણ નાટક. આ સોપાનમાં ગ્રંથ ૩૩ માંમાં છપાવેલા અભિમન્યુઆખ્યાન (ર. સં ૧૬૨૭) અને સુધન્વાખ્યાન (ર. સં. ૧૭૪૦) ના કર્તૃત્વના વિષયમાં શંકા પણ રહેતી નથી, માત્ર પેલાં ત્રણ નાટક અને માધવાખ્યાનનો પ્રશ્ન બાકી રહે છે

પ્રેમાનંદને નામે ચડેલાં એ નાટકોનો પ્રશ્ન હાથ ધરતાં સ્વાભાવિક રીતે નીચેના પ્રશ્નો ઊભા થાય છે :

છે એ સમજવામા આવે છે. એમાથી ખૂંચ કાઢવાનો પ્રયત્ન હાસ્યાસ્પદ લાગે. પણ જે પ્રધાન ભેદ માલૂમ પડી આવે છે તે આ વિષયના નિષ્ણાતોની નજર બહાર જઈ શકતો નથી. આ એક જ પ્રશ્ન નાટકોના સમય ઉપર પ્રકાશ પાડવા પર્યાપ્ત છે. અને એ ચાલુ અંકે જ વચ્ચે વચ્ચે પાત્રોના ચાલ્યા જવા સાથે બીજાં જ પાત્રોનો પ્રવેશ કરાવવાની પદ્ધતિ. સં. નાટકોમા આ પદ્ધતિ જાણીતી નથી. કોઈ અને કોઈ પાત્ર ચાલુ જ રહી સાંકળ ચાલુ રાખે છે સ્થળ બદલાતાં હોય છે તે પણ સાળીએ જ, નહિ કે એક સ્થાને રહેલા બધા પાત્ર ચાલ્યાં જતા, પછીના પ્રવેશમા બીજા સ્થળ ઉપર પાત્રો ખડાં થઈ જાય, જે પડદાવાળી આધુનિક રંગભૂમિ ઉપર જ શક્ય છે. તપત્યાખ્યાનમાથી એવાં નીચેનાં ઉદાહરણ તારવિયે :

પ્રથમ અંકમાં એક વિશિષ્ટ સ્થળ ઉપર સુલોચના વગેરેનો પાત્રપ્રવેશ થાય છે. એની સાથેના પાત્ર બધા જ ચાલ્યાં જતા બીજે સ્થળે વસતક પ્રવેશ કરે છે એના પછી આવતા સવરસ્ સાથે વાતચીત પૂરી થતા એ બને પાત્ર ચાલ્યાં જાય છે અને માલતી પ્રવેશ કરે છે. બીજા જ સ્થગે માધવી અને વલ્લિકાના પ્રવેશ પછી વાતચીત પતાવી ત્રણે પાત્ર ચાલ્યા જાય છે અને બીજે જ સ્થળે સુલોચના પ્રવેશ કરે છે, વગેરે. આવો જ ઉલ્લેખ અકમા પ્રયોગ જોઇયે. અકારણે તપતી પ્રવેશ કરે છે, સવરણના પ્રવેશ પછી બંને વચ્ચેના સંવાદને અંતે ચાલ્યા જાય છે અને બીજે સ્થળે લમાદિકા વગેરે પ્રવેશ કરે છે. એની સાથેના ગવાદને અંતે પ્રવેશેલા પાત્ર ચાલ્યા જતા, આશ્રમ નિકટ રમતો બાળક અને તપતી પ્રવેશ કરે છે અને બધાનો મેળો થયે છવટ અકસમાપ્તિ અને નાટકસમાપ્તિ થાય છે.

૨૫. રણછોડભાઈના નીચેના શબ્દો અહીં ઉપયોગી થઈ પડશે : "પ્રાચીન સમયના રૂપકની સાદી રચના, જેમાં ત્રણ કે ઘણામા ઘણા પાચ પાત્ર આવે અને રુચિરીના નિયમને વળગી રહીને પ્રાસગિક અગ વધારવામાં આવે નહિ તો તેવી રચના કરવામા કાઈ કઠિણ નથી, પણ અર્વાચીન સમયની રંગભૂમિનો પ્રસગ આથી જુદી રીતિનો થઈ પડ્યો છે. તેમા આધિકારિક અગ સચવાઈને પ્રાસગિક અગની સાથે નાના પ્રકારના બનાવ કરી દેખાડવાને વિવિધ પ્રકારના પાત્રોનો પ્રવેશ કરાવવામા આવે છે તેથી તેનો સમગ્ર દેખાવ જૂદા જ પ્રકારનો રમણીય થઈ પડે છે. એ વાત પણ લક્ષમાં રાખવી જોઇએ."[૭]

---

૭. નાટ્યપ્રકાશ, પૃ. ૨૯.

અને આપણે જોઈ શકિયે છિયે કે ગુજરાતના સિદ્ધહસ્ત નાટકકાર સ્વ. રણછોડભાઈ ઉદયરામનાં નાટકોમાં આ પદ્ધતિ ઉત્તરોત્તર વિકાસ સાધતી ગઈ છે. આ જ પદ્ધતિનો સારો એવો વિકાસ જ પ્રેમાનંદનાં નાટક છે.

તપત્યાખ્યાનના છેલ્લા અંકમાં નાટ્યશાસ્ત્ર વિરુદ્ધનું એક કલાવિધાન પહેલી જ નજરે લક્ષ્ય ખેંચે છે અને એ તપતી તરફ સંવરણનું બીભત્સ વર્તન : બળજબરીથી કુચમર્દન. સંસ્કૃત નાટકોમાંના શૃંગારરસથી સમૃદ્ધ એક પણ નાટકમાં આવો પ્રસંગ દેખા દેતો નથી.

આ નાટકો પ્રસિદ્ધ થયાં એ અગાઉ થોડાં વર્ષો ઉપર સને ૧૮૮૪ માં પ્રસિદ્ધ થયેલા, કિર્લોસ્કરના મરાઠી નાટક 'સુભદ્રા' માં આવો કુચમર્દનનો પ્રસંગ રંગભૂમિ ઉપર બતાવવામાં આવેલો, એથી મરાઠી સમાજમાં મહારાષ્ટ્ર તેમ જ વડોદરામાં ભારે ઊહાપોહ થયેલો. આની અત્રે યાદ આપવી ઠીક લાગે છે. નાટકોનો રચનાસમય આનાથી જાણવાની સરળતા થાય છે.

આ નાટકોના વિલક્ષણ પ્રવેશ પ્રત્યક્ષનેતૃચરિત, આસન્નનાયક અને દાયનાઘરપાનાદિવર્જિત તેમ વ્રીડાકરવર્જિત હોવા જોઈયે, એ વસ્તુ આપણા આ નાટકકાર કયા બળે ભૂલી ગયા છે એ કલ્પવું મુશ્કેલ છે.

કૃતિઓની દૃષ્ટિએ તપત્યાખ્યાન, પાંચાલીપ્રસન્નાખ્યાન અને રોષદર્શિકાસત્યભામાખ્યાન ઉત્તરોત્તર ચઢિયાતી કૃતિઓ છે. એઓમાં પ્રાચીન અને અર્વાચીન રંગભૂમિનો એકંદરે અચ્છો સુમેળ સધાયો છે. એ મેળ સાધવા જતાં જ નાટકકારે જાણ્યેઅજાણ્યે એ છૂટ લીધી છે. એ નાટકો સંપૂર્ણ રીતે ભજવી શકાય એ જ દૃષ્ટિએ રચાયેલાં હોઈ વિક્રમની વીસમી સદીના પૂર્વાર્ધની ગુજરાતી રંગભૂમિને અનુરૂપ છે.

આ નાટકોમાં પાત્રાલેખનના કેટલાક દોષ છે, એ વગેરે વિગત સ્વ. કે. હ. ધ્રુવે "પ્રેમાનંદ" નિબંધના પૃ. ૨૬ ઉપર આપી છે. આ વિશેનો એમનો અભિપ્રાય જોવા જેવો છે :

"પ્રેમાનંદના મનની એ એક નિર્બળતા કહો કે ગમે તેમ, પરંતુ શ્રોતા જેથી રાજી થાય તેવા પ્રયોગ ઉત્તમ આદર્શોમાં પણ એનાથી વાપર્યા વગર રહેવાતા નહિ; એ વાપરતાં એ ઔચિત્ય અનૌચિત્યનો વિચાર ભુલી જતો, રસ પોષવાની સાવધાનતા તે ખોઈ બેસતો, પાત્રની યોગ્યતા જાળવવાની જરૂર વીસરી જતો."

હવે ત્રીજો અને અત્યંત મહત્ત્વનો મુદ્દો નાટકોની ભાષા વિશેનો છે. ત્રણે નાટકોમાં પ્રયોજાયેલા ભાષાના વિષયમાં ત્રણ પેટા મુદ્દા ખડા થાય છે :

૧. શબ્દપ્રયોગો,

૨. વાક્યરચના અને

૩ ગદ્ય-પદ્ય શૈલી, વિશેષત અનુપ્રાસો.

શબ્દપ્રયોગનો પ્રશ્ન એકંદરે બહુ જટિલ છે પ્રેમાનંદના સમગ્ર ગ્રન્થોનો સમગ્ર અભ્યાસ કર્યા વિના એ પ્રયત્ન સફળ થાય એમ નથી. એથી જ કરીને અત્યાર સુધીના બધા પ્રયત્નોમા એક પણ સફળ થયેલો જોવામા આવતો નથી. ખાસ કરીને નવા અરબી-ફારસી શબ્દોનો વાપર તેમજ પ્રેમાનંદના સમયમાં જેની સર્વથા શક્યતા નથી તેવા શબ્દોના પ્રયોગ વીણી કાઢવામા આવે તો જ આ પ્રશ્નનું નિરાકરણ લાવી શકાય અહીં ત્રણે નાટકોને મધ્યબિંદુમા રાખી (વહીવના "બ્રાહ્મતિવિજય"ને પણ આમા સામેલ રાખી) એવા શબ્દપ્રયોગ વીણી કાઢવાનો એક પ્રયત્ન કર્યુ છું

રોષદર્શિકાસત્યભામાખ્યાન—

(શબ્દોની બાજૂમા ૨ જી આવૃત્તિના પૃષ્ઠ) સુધ્ધ (૩), બાજુ (૨૮, ૨૨૯, ૨૩૨ વગેરે), સુકતા (૨૯), ખરેખાત (૩૦, ૪૬, ૪૮), સલાહ (૩૨), વાકેફગરી (૩૨, ૪૬, ૧૦૪), અણમાહિતી (૩૩, ૪૬), વગર (૩૭, ૫૬, ૮૨, ૮૩, ૮૭, ૯૦, ૯૪ વગેરે સંખ્યાબંધ સ્થળે), વાસ્તે (૪૪), મદદ (૪૪, ૮૮), બલા (૪૮), બેત (૫૦), ગરક (૫૪), ફેરક (૫૪) ઇલાજ (૫૮), બિના (૬૦), ઉપરી (૭૫), બજાર (૮૬), ખચીત (૯૮), પોબાર (૧૦૬), આરામ (૧૧૬, ૧૨૦), હાજીમુવાલી (૧૨૦), કબજે (૧૩૪), નોકરપણે (૧૪૧), એકદમ (૧૪૪, ૧૯૪), સ્વય (૧૫૬, ૧૮૮, ૧૯૦), બનારાત (૧૯૫, ૨૦૬), દાનત (૨૦૦), મતલબી (૨૦૬), સોગન (૨૦૬), બોગદારી (૨૨૮).

પાંચાલીપ્રસન્નાખ્યાન —

ધન્યવાદ (૬), તોપણ (૧૦, ૬૧, ૧૦૬, ૧૧૮, ૧૫૮), સુવા (=સુવાની ૧૬), કપાસ (૩૩), કબૂલ (૩૮), મહાશય (૩૯), કારી (૪૬, ૫૫), કમી (૫૧), રાજી (૬૩), જેમ (૬૬), વધારે (૮૨), તરફ (૯૩), કરામત (૧૫૦), આજુબાજુ (૧૪૭), દુર્મિલ (૯૫), કારમી (ભ્રમયાનક ૧૦૮), જેમકે (૧૧૩), આદરી (૧૧૭), પરવા (૧૨૯), બગસ (૧૫૦), લાચાર (૧૩૬).

તપત્યાખ્યાન—

મિજાજ (૧૯), બાતમી (૨૧, ૨૧), જલદી (૨૧), મહાશય (૨૪, ૨૯, ૩૯ વગેરે), ખુશામત (૪૧), જરૂરી (૪૩, ૧૦૫), બોગદારી (૫૧), સરકારી (૬૨) દુરસ્ત (૬૪), જમીન (૭૧), નસીબ (૭૧), જોર (૭૩), રકમ (૮૧), સરકારી

(૮૩, ૮૪), નિકાલ (૮૯), એકદમ (૯૯), તમાસા (૧૧૩), જૂઠો (૧૩૭), બંદોબસ્ત (૧૨૯), દુરસ્ત (૧૩૬), હિમાયતી (૧૬૧), ઇલાજ (૧૩૫), બીના (૧૩૧), બારીક (૧૩૧), નીડર (૧૫૯).

આવા સંખ્યાબંધ શબ્દ ત્રણે નાટકોમા પ્રયોજાયેલા છે, જે પ્રેમાનંદની શંકા-રહિત કૃતિઓમા જોવામા નથી આવતા. ઉપરાંતની કૃતિઓમા કવચિત્ કોઈ મળે છે તો જૂની પ્રતોમા નથી હોતા. આ જ પ્રમાણે નીચેના રૂઢિપ્રયોગોની પણ સ્થિતિ છે, જેવા કે–તજવીજ કરવી (રો સ. ૭૮ વગેરે), વિદિત કરવુ (રો. સ. ૨૫, ૫૭, ૫૪, ૬૧, ૧૧૯, ૧૭૧, ૨૧૬, ૨૨૬ વગેરે), માલ હોવો (રો. સ ૩૬, ૧૨૧, ૧૮૪, ૨૦૦, ૨૦૩, ૨૦૫), લેવા દેવા (રો સ. ૫૫, ૧૦૫), અદા કરવુ (રો સ ૫૫), તજવીજ કરવી (ત. આ ૨૧), ખર આવવુ (ત આ. ૪૫), હવાલે કરવુ (પા. પ્ર. ૭૨) મોજ માણવી (ત આ ૧૪૭), રસ્તો સુઝવો (ત આ ૮૮), વગેરે સંખ્યાબધ મળી આવે છે.

પિતા, માતા, દેવ વગેરેની સાથે 'શ્રી'નો અર્વાચીન પ્રયોગ આ નાટકોમા અત્યંત વ્યાપક છે, જેમ કે—દેવશ્રી, પિતાશ્રી, માતુશ્રી, વળી કુમારશ્રી, આપશ્રી વગેરે પણ[૮]

---

૮. સ્વ. મટુભાઈએ સ્વ નરસિંહરાવ વગેરેની દલીલોના ઉત્તર આપવાનો જે પ્રયત્ન કર્યો છે તે માત્ર ઊકરમતિયો (પ્રે. ના પૃ. ૨૧ થી ૧૧૫) છે એમ કહેતાં ખરેખર દુઃખ થાય છે. એમના મોટા ભાગના જવાબ કા તો પ્રેમાનંદની અન્ય શંકાસ્પદ કૃતિઓમાંથી અવતરણો આપી આપેલા છે, યા તો 'પિતાશ્રી' વગેરે પ્રયોગોના માત્ર ફટપટાંગ અનૈતિહાસિક પ્રમાણાભાસવાળા આપેલા છે સાચી કસોટીમા એમાંના ઘણાખરા ટકી શકવાની સ્થિતિમા નથી, એ કોઈ પણ તટસ્થ વિદ્વાન જોઈ શકશે. નરસિંહરાવને ઉદની દલીલમા યાપ આપવાનો પ્રયત્ન પણ છે. એ ખરું કે અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ પ્રેમાનંદના સમયમા તેમ પૂર્વે પણ હતો, પણ બચાવ કરનારા એ ભૂલી જાય છે કે મદનમહા, ઇંદ્રવિજય, રુચિરા, મરહટ્ઠા, અશ ન, આર્યાને સ્થાને ગીતિજ, ચોપાયા, ગીતક વગેરે નવા છંદ તો જે સ્વરૂપમા પ્રયોજાયા છે તે રીતે ગુજરાતી ભાષાને નવા જ છે પ્રેમાનંદના સમયમા અરબી ફારસી કેટલાએક શબ્દ વ્યાપક હતા પણ એ મર્યાદિત સ્વરૂપમા; એનો વિશેષ ઉપયોગ તો નવા યુગમા જ થયો છે મને તો સ્વ મટુભાઈની "ઘણીખરી દલીલો તો નકામી જ લાગી છે એથી જ પ્રસ્તુત ચર્ચામા એને ખોટું મહત્વ આપવાનું ઇષ્ટ નથી ધાર્યું".

વિદ્વાનો એ વાત લક્ષ્યમા લે કે નરસિંહરાવની ઘણીખરી શંકાઓ હજી અનુત્તરિત જ છે.

બીજા પુરુષવાચક સર્વનામનો 'આપ' શબ્દ એકલો તેમ વિભક્તિના પ્રત્યયો સાથે, તેમ તે-જે-આ નાં બહુવચનનાં 'મ'વાળાં વિભક્તિરૂપ તેમને તેમણે આમનું વગેરે પણ સર્વત્ર મળી આવે છે.

અવ્યયોમાં, તોય પણ, તોપણ, એટલું જ નહિ, નીકર (માત્ર એક જ સ્થળે 'નહિતો'—તપતી. માં પૃ. ૨૩. બેશક આ "નીકર" જૂનો છે, પણ એનો અહીં તો પાં. પ્ર. માંનો વારવારનો પ્રયોગ કૃત્રિમ છે.) સર્વત્ર વપરાયા છે; તે જ રીતે નિયમ પ્રમાણે (ત. આ. ૫૮), અભિપ્રાય પ્રમાણે (૮૭), અને પા. પ્ર. માં તો થોડે જ સ્થળે (પૃ. ૧૨૩ વગેરે), પરંતુ ત. આ. માં તો પ્રાયઃ કોઈ પણ પ્રવેશ પામતા પાત્રને પ્રસંગે કે નીચેનું બોલવા તત્પર બતાવતા પાત્રને 'આ પ્રમાણે કહે છે' એમ (૧૪, ૧૫, ૩૪, ૫૧, ૫૪, ૫૫, ૫૭, ૭૩, ૮૬, ૮૭ વગેરે) સંખ્યાબંધ સ્થળે મળે છે. કારણ એ કે (ત. આ. ૯૭), કેમકે (ત. આ. ૩૧), આપ દ્વારા (ત. આ. ૧૪૫) વગેરે પણ પ્રથમ વાર મળે છે; આ પાછલાં ઉદાહરણ વાક્યપ્રયોગમાં સ્તુ સમાવિષ્ટ છે.

આ નાટકોમાં અંગ્રેજી શબ્દ કે પ્રયોગ એક પણ ન હોવો જોઈયે. વાક્યરચનાનાં ઉદાહરણ તો નીચે બતાવાશે, પણ ક્વચિત્ અંગ્રેજી શબ્દ પણ મળી આવે છે. તેવો એક શબ્દ મળ્યો છે તે "તપતી આખ્યાન"માં (પૃ. ૮૮ અને ૧૨૨ ઉપર), જેમકે

"એક નવુ પરેડ ઊભુ થયુ છે તે કેમ?"

"મૂકોને પરેડ."

પરડ કે પરેડ (ઉચ્ચારણે લઘુપ્રયત્ન ય-કારવાળો 'પરડ્ય') એ શબ્દ અંગ્રેજી Parade ઉપરથી આવેલો છે. નર્મકોશમાં એ નથી; એ પ્રથમ બહુસાઈના શબ્દકોશમાં અને પછી બેલસરેના કોશમાં નિ:સંદેહ મળે છે. લલ્લુભાઈ ગોકુલદાસે "તપત્યાખ્યાન"ના ઉપરના એક અવતરણથી જ એ નોંધ્યો છે.

પાછળથી ઉમેરાયેલો એને માની શકાય એમ નથી. કેમકે આ નાટકોમાં સંખ્યાબંધ અંગ્રેજી વાક્યરચના પણ મળી આવે છે; જેવી કે—

"શાંગાદિ આયુધ અને કૌસ્તુભાદિ મણિ કે જેના વિના મે દેવને કદી પણ દીઠા નથી તો આજ એ સર્વ તજવા જેવું કયું કાર્ય ધાર્યું છે?" (રો. સ. પૃ. ૬૦)

"પણ મારી સખી જે હું, તે પણ મારો તિરસ્કાર કરવા લાગી." (રો. સ. પૃ. ૮૮)

"હું કોણ છું તે તારે જાણવાની જિજ્ઞાસા." (પાં. પ્ર. પૃ. ૧૨૫)

"તથાપિ વનદેવતાઓ જે સ્ત્રીજાતિ મનાય છે તેમનો હું નાશ કરીશ નહી." (પાં. પ્ર. ૧૩૪)

"આ અધમીએ આપણા પુરને ઘેરી લેવાનો ઘાટ દઢપણે કર્યો, જે આ પત્રાવલોકયી આર્યને જણાઈ આવશે." (ત. આ. પૃ. ૯૧)

"પણ એ દેવ પાસેથી ઉઠી ગયો ત્યાર પછે એણે શું કર્યું તે વિષે કંઈ જાણવામાં આવે એવું જો તું કરે તો તો હું મારાં સર્વ કારજ કર્યાં સમજું." (રો. સ. પૃ. ૪૭).

[ "મારુતિવિજય" માં 'અન્ય પાત્રનો અવકાશ હશે.' એવો ( Scope નો જ અનુવાદ આપતો ) પ્રયોગ અંગ્રેજી રચનાનો ખ્યાલ આપે છે, એવો જ "અંગદના રક્ષણ નીચે" ( under નો અનુવાદ આપતો ) પ્રયોગ પણ ધ્યાન ખેંચી એ કૃતિઓને ૧૮ મી સદીમાં નથી જવા દેતો. "મારુતિવિજય"માં ઉપરમાંના ઘણાખરા પ્રયોગ દેખાય છે જ એ કહેવાની જરૂર નથી. ]

આવી રીતે અંગ્રેજી what-how વગેરેની રચનાવાળો "કેવું"થી બતાવાતો પ્રયોગ પણ ખૂબ છે. સંસ્કૃતમાં ત્યાં માત્ર આરંભે અહો જ હોય છે. અહો રમણીયમેતત્ નભઃ-આકાશ કેવું સુંદર છે! હવે જુઓ આ નાટકમાં-"આ ત્રિભુવનતારિણીનું તોય કેવું રમણિય લાગે છે ( પાં. પ્ર. ૮૨ ); How beautiful the water of...is! એ જ રીતે "એટલું જ નહિ--not only—નો પ્રયોગ પણ : "× × એને કોચવાનું ભૂલી ગયો છે એટલું જ નહિ, પણ દૃઢ સ્નેહ માની પોતાનો આત્મા પણ એને અર્પણ કરી દીધો છે." (પાં. પ્ર. ૮૯)

જેમ આ અંગ્રેજી વાક્યરચના મળી આવે છે તેમ ગુજરાતી છતાં છેલ્લા યુગની જ વાક્યરચનાઓ પણ દેખા દે છે. એમાં મુખ્ય કે નો નવો બે પ્રકારનો પ્રયોગ—વિકલ્પવાચક એરાક પ્રેમાનંદના સમયમાં પ્રયોગ હતો જ; યત્ ( that )= 'જે'ના અર્થનો વાક્યયોગી-"અમારો તો એ સ્વભાવ છે કે ટાઢા પહોરની લહેરો ખાવી અને ખવરાવવી" (રો. સ. પૃ. ૩૨).

"દેવ! ત્યારે એને વારો કે મારી સાથે જીભાજોડી કરે નહિ." (રો. સ. પૃ. ૩૫).

પ્રશ્નાર્થ-"પદ્મપ્રભે! શોધ લાગ્યો કે?" (રો. સ. પૃ. ૨૫).

એવો જ "કે નહિ"ના ઉદ્ગારરૂપ હતીનો પ્રયોગ અત્યંત વ્યાપક છે : "વચરયા કેમ તારે ધારેલે સમયે સર્વ તૈયારી થઇ હતી?' વગેરે (રે. સ. પૃ. ૫૩)

'જો'—'જો'-પ્રત્યયવાળા આજ્ઞાર્થને સ્થાને "પધારશો" (પા. પ્ર પૃ. ૨૯), "કરશો" (પૃ. ૧૩૩); એકવચનમા "કરીશ નહી" (પૃ. ૧૩૪) એ અર્વાચીન વ્યાપક પ્રયોગ પણ ધ્યાન ખેંચે છે. એ જ રીતે જોઇએની અનેકવિધ રચનાઓ પણ માત્ર અર્વાચીન વ્યાપક પ્રયોગોની જ સાખ આપે છે.

મારી કરતાં (રે. સ. પૃ. ૫૯), લેના કરતાં (પૃ. ૬૦, ૭૮); જો કે નો પ્રયોગ (પા. પ્ર. પૃ. ૬૩) વગેરે પણ આ પ્રકારના નવા પ્રયોગ છે.

કૃદંતોના વિષયમા બે પ્રયોગ ધ્યાન ખેંચે છે : (૧) દ્વિતીય ભૂત કૃદંતનો બહોળા પ્રમાણમા વિશેષણ તરીકે ઉપયોગ અને (૨) સામાન્ય કૃદંતનો 'મા' સહિત પ્રયોગ. આ પાછલા પ્રયોગમા જૂની રૂઢિ પ્રમાણે સર્વત્ર ભૂતકૃદંત જ વપરાય, જેમકે-

"જાણવામા હોય" (ત આ પૃ ૧૦૬) = જાણ્યામા હોય

"ધારવા પ્રમાણે" (પૃ. ૧૦૭) = ધાર્યા પ્રમાણે

"જોવામા આવે" = જોયામા આવે.

વગેરે અસંખ્ય સ્થળે મળે છે એ સાથે જાણ્યામાં હશે (પૃ. ૧૧૮) વગેરે પણ ક્વચિત્ મળે છે.

પ્રયોગોની દૃષ્ટિએ ખાસ ધ્યાન ખેંચે છે તે જૂના પ્રયોગને વિચિત્ર રીતે યા કૃત્રિમ રીતે રાખી મૂકવાનો પ્રયત્ન કરે છે તે. સતિ સપ્તમીના અર્થમાં "સતા"નો બહોળો પ્રયોગ (પા પ્ર. પૃ. ૪૫, ૫૭, ૬૩, ૧૩૮, ૧૪૮, ૧૪૯), (ત આ. પૃ. ૩, ૧૬, ૩૫, ૪૧, ૪૮, ૫૧, ૭૫, ૭૭, ૭૮ વગેરે સંખ્યાબંધ). (મારુતિવિજય'મા પણ આ પ્રયોગ અત્યંત વ્યાપક છે.) એ જ અર્થમા "સતે"નો પ્રયોગ પણ ક્વચિત્ પ્રયોજ્યો છે (રે. સ પૃ. ૧૦૮, ૨૨૬ વગેરે)

મરાઠીમાં વ્યાપક, પણ અંગ્રેજી વાક્યરચના (baving કે being-વાળી)માંથી મળેલો એક પ્રયોગ પ્રેમાનંદની કૃતિમા મળે છે ત્યારે આશ્ચર્ય જ ઊપજે છે :

"શું ઝાડપાડ બળી જઈ ઢીંગોરે હીમ ઠર્યા!" (રે. સ. પૃ. ૧૨)

આમાં જતા—જવાથી—જવાને કારણે એવા અર્થમા સંબંધક ભૂતકૃદંતનો પ્રયોગ ગુજરાતી ભાષામા નવો જ છે, સ્વ. આનંદશંકરમા એનો બહોળે હાથે

પ્રયોગ છે એવો જ 'હોઇ' [ મ. होऊन ]નો પ્રયોગ વહીંસના "યક્ષપ્રશ્નોતર"માં છે, જેવો કે

> પાણીની અપાર સોઈ, પાંદરાં અથાગ જોઇ.
> આપાણની હાર હોઇ, ભૂપ કેરા ભાગ્યમાં!!
> વ્રતધારી પાંચ રહ્યા, ફળાહારી તે રહ્યા.[૯]

આ એ બધી કૃતિઓને જૂને જવા દેતાં નથી.

ત્રીજો પેટા મુદ્દો ગદ્ય-પદ્ય શૈલીનો વિચારણીય છે. ત્રણે નાટકો (નેમ માકૃતિ-વિજય)ની આ વિષયમા એકસરખી સ્થિતિ છે, જેમાના પદ્યની સ્થિતિ વલ્લભનાં કાવ્યો તેમજ પ્રેમાનંદના વૃત્તમદ્ધ શકારપદ કાવ્યોનાં પદો જેવી જ છે

શૈલીનો વિચાર કરતા ત્રણ પૃથક્ મુદ્દાઓમા અહી એનો વિચાર દર્શાવુ છુ તે: (૧) ગદ્યસ્વરૂપ, (૨) પદ્યસ્વરૂપ અને (૩) છંદોવિચાર.

આમાનાં છેલ્લા બે પૃથક્ એ માટે ગણાવું છુ કે એકમા પદ્યશૈલી--અનુપ્રાસાદિકનો વિચાર અને અન્યમા કયા પ્રકારના છદ પ્રયોજ્યા છે એનો વિચાર આવશ્યક છે. ગદ્યસ્વરૂપમા પણ અનુપ્રાસાદિકનો વિચાર છે, પણ એ પદ્ય જેટલો ધ્યાન ખેંચનારો નથી, એટલે તદ્ગતત્વેન જ એનો નિર્દેશ આવી જશે, એનો પૃથક્ વિચાર તેથી અપેક્ષિત નથી.

નાટકોનું ગદ્ય પ્રેમાનદના સમયના ગદ્યનો ખ્યાલ આપી શકે છે ખરુ? આ સામે એક જ દલીલ રજૂ થયા કરી છે કે "૨૦૦ વર્ષમા એવો મહત્ત્વનો ફેરફાર આપણી ભાષામા થયો નથી,"[૧૦] ગુજરાતી ભાષાના ક્રમિક વિકાસનું આ કેવળ અજ્ઞાન છે, એમ સાચો અભ્યાસી કહી શકશે. આજે સામાન્ય રીતે આમ-વર્ગમા જે ભાષા બોલાય છે, ખાસ કરીને ગામડામા કે જ્યા માત્ર નવા વિકારોને દાખલ થતા વાર લાગે છે ત્યા મહત્ત્વનો ફેરફાર નથી થયો એમ કહેવામાં આવે તો મનાય, પણ **સાહિત્યકીય ભાષામાં એવો મહત્ત્વનો ફેરફાર નથી થયો એમ કહેવું એ નર્યું** અજ્ઞાન છે. અર્વાચીન ગુજરાતીનો આરભ જ પ્રેમાનદના જન્મકાળ લગભગથી થયો છે, એની આદ્ય ભૂમિકા દયારામની સાહિત્યલીલા સાથે પૂરી થાય છે અને દલપત-નર્મદથી નવી ભૂમિકા શરૂ થાય છે, ગદ્યની સાદાઈ અહીંથી પ્રૌઢિ પકડવા લાગે છે, એમા અંગ્રેજી અભ્યાસના ફળનો

૯. ય. પ્ર. પૃ. ૬૦.
૧૦. પ્રેમાનંદનાં જ નાટકો, પૃ. ૩૭.

પાક ઉમેરાય છે અને ભાષા સમૃદ્ધ બનતી જાય છે નવલરામના સમયમા ભાષા પ્રૌઢિ પકડી લે છે, જેના શુભ ફળ આપણને "સરસ્વતીચંદ્ર'મા મળે છે પ્રૌઢ યુગની ભાષાની સાથે ટક્કર ઝીલતી નાટકોની ભાષાને એમ કહેવું ૨૦૦ વર્ષ જૂની છે એ ભાષાના ઐતિહાસિક વિકાસની સામે બંડ પોકારવા જેવુ છે

જૂના ગદ્યકારોમા સ્વામિનારાયણ અને નવાઓમા સ્વ કવિ નર્મદાશંકરનું સ્થાન આગળ પડતું છે એમના ગદ્યખાણ પ્રસિદ્ધ થયા છે બંનેના આ નમૂના જોઈયે —

(૧) સંવત ૧૮૭૬ ના ફાગણ શુદિ ૨ દ્વિતિયાને દિવસ શ્રીજિમહારાજ શ્રી ગઢપા મધ્યે દાદા ખાચરના દરબારમા સાધુની જાયગાને વિષે વિરાજમાન હતા ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને પોતાના મુખારવિંદનિ આગલ્ય સાધુ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને પ્રશ્ન ઉત્તર કરવા આવડે તે એક એક પ્રશ્ન પુછો પછે મુક્તાનંદ સ્વામિયે પુછ્યુ જે મહારાજ મોક્ષનું અસાધારણ કારણ તે શું છે પછે શ્રીજી મહારાજ બોલ્યા જે ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ને ભગવાનનું મહાત્મ્ય જાણવુ એ બે અસાધારણ મોક્ષના હેતુ છે પછે વલિ મુક્તાનંદ સ્વામિયે પુછ્યુ જે ભગવાનને વિષે જે સ્નેહ તેનું શું રૂપ છે પછે શ્રીજી મહારાજ બોલ્યા જે સ્નેહનું રૂપ તો એ છે જે સ્નેહમા કાંઈક જાણ્યનો વિચાર ન જોઈયે અને જ્યારે જે ગુણ વિચારિને સ્નેહ કરે તે તો જ્યારે અવગુણ દેખે તારે તેનો સ્નેહ ટ્રુટિ જાય માટે હેત તો જેમ થયુ હોય તેમ ને તેમ રહેવા દેવુ પણ વિચાર કરિને વારે વારે સ્થાપન ઉત્થાપન કરવુ નહિ ને મુઢપણે ભગવાનને વિષે હેત કરવુ ને જે ગુણને વિચારિને હેત કરે તે હેતનો વિશ્વાસ નહિ માટે હેત તો જેમ દેહના સંબંધિ સપાયે છે તેક ભગવાનને વિષે હેત કરવુ ને હેતને મુઢપણાનું કહિયે અને ભગવાનનું માહાત્મ જાણિને જે હેત થાય છે તે તો બિજિ જ રિત્યનું એમ જાણવુ' (ગુ. વ નો ૬ ઠ્ઠ પુ ન ૪ ૯૮)

[નોંધ આમા મધ્યાગમ સ્થળે આવનો ને જૂની પદ્ધતિનો છે, અને માત્ર બધ સ્વતંત્ર વનુ રાત થાય છે એની નિશાની જેવા છે 'હે' ને સ્થાને 'જે' ખાસ ધ્યાનમા રાખવા. એ જૂની પદ્ધતિ છે ત્યા કે આવે એ નવી રચના સમજવી ]

(૨) 'અબા—બ્હેન તું શું કરવા ગભરાય છે? તારી માતા આવશે તો

જાણુરી. હવે તું મોટી થઇ, ચલ ઇઠ આંસુ લુછ. બેન રડીને શું કરીશ, રડે કંઈ વળવાનું છે? જોની આપણી પડોશમાં જીવલીનો વર મરી જ ગયો છે તો! તે બિચારીને તો તારા કરતાં વધુ દુઃખ છે. કેમકે તેનો બાપ ગરીબ છે. તારા જેવો પૈસાદાર નથી. વારૂ કશાપી રડી રડીને મરી જઇશ. માટે કંઈ હવે તેનું મોહું દેખવાની છે? કરમના ભોગ તે ભોગવવા. હવે તો છાતી ઉપર પથ્થર મૂકીને રેહેવું. વારૂ જો વિચાર કર, શું તારો જ વર મરી ગયો છ? બીજાના નથી મુઆ, નથી મરતા ને નથી મરવાના? બેસ, ગાંડાઈ ના કર, ચલ મોહું ધોઈ ને બહાર આવ.” (જાતું નર્મગદ્ય—પૃ. ૨૫૩)

(આ ઉપરાંત નર્મદાશંકરના “પ્રેમાનંદચરિત્ર”માંથી ટુકડા આ પૂર્વેનાં પૃષ્ઠોમાં અપાયા છે તે પણ લેઈ જવા)

આ શૈલીની જુનવટ અને નાટકોની શૈલીની નવીનતા એ બે વચ્ચે તફાવત સુણો લેઈ શકશે. કોઈ એમ તર્ક કરે કે સંપાદકોએ જ પ્રેમાનંદ-શિષ્ય વીરજીના હાથની નકલ ઉપરથી કાંઈ પણ ફેરફાર વિના કરેલી નકલ ઉપરથી નાટકો છપાવ્યાં છે.

ઉપરનું ગદ્ય સાદાં વાક્યો, મિશ્રવાક્યો ને નાનાં સંયુક્ત વાક્યોથી આગળ હજી વધ્યું નથી. હવે નીચેનો વાક્યખંડ લઇયે:

“સત્યભામા—આ ભવમાં નહિ તો પેલે ભવે કર્યા હરી. સખિ! જો તો ખરી એ મારા સામુ એકી ટશે કેવું જોઈ રહ્યા છે. જે જાંબવતીને એ ભરે ભાણે ભોજન કરવાનું હશે, તેની જો મને દૈવે દાસી કરી હોત તોય હું તો મને ભાગ્યશાળી માનત! અહા, શું સ્વરૂપ છે, વિશાળ હૃદય, પાતળી કટિ, સાંઢની ખાંધ જેવા ખભા, તીની ને તરેરી આંખો, પોપટના જેવું નાક, હસમુખું મોહું, હાથીની સુંઢ જેવા હાથ, કેળો જેવા પગ, વાંકડી અંખોડી અને મારા હૈડાંને ચીરી નાખે એવાં હસતાં કાનઠેરિયાં! સખી હું તો એ અલબેલાનું સ્વરૂપ જોતી અહી જ બેસી રહીશ; જા તારે ઘેર જવું હોય તો.” (રો. સ. પૃ. ૭૩)

“નારદ— × × મને શુક્રે પ્રથમ જ કહ્યું હતું કે અમે સર્વેએ મળી અદિતિકુંડલાહરણનો કરુણમય પ્રયોગ કરી બતાવ્યો તેમાં દયાળનું માનસ દયાર્દ્ર બનવાનું થયું તથાપિ અંજસા કોઈ મજ આદિર આવ્યો તેણે કરી અવિનાશી પૂર્વ અજવાના આવરણમાં આવી પડયા, માટે તમે જઇ તેમને સુરકણનું સૂચન કરી જેમ ભૌમાસુરનો વધ સત્વર થાય તેમ કરો × ×”

(રો. સ. પૃ. ૧૭૫)

"મંત્રાનંદ—(દ્રૌપદીને માથે હાથ મૂકી) વત્સા ! તારૂં કલ્યાણ થાવ, શ્રવણ કરય એમ થયું કે મારી દૃષ્ટિ ઘણીવાર અસ્ત્ર બાણી જતી જોઈ મહર્ષિ લોમશ ને રાજર્ષિ અજાતશત્રુએ નેત્રપલ્લવી વડે મને ઓળખાવ્યો કે તે મહા તપસીએ તપ તપ તપસ્વીએ મારા ગોત્રાદિનો સૂક્ષ્મપણે તપાસ કર્યો અને તેમાં તે નિષ્ફળ થયા તથાપિ ભીમે કહ્યું કે શંકાસ્પદ સ્થાન જાણ્યું એટલે ઉંડા પાણીમાં પેસવાનો આ અવસર નથી એ વાક્ય શ્રવણ કરી ઘટોત્કચ મને પકડવા આવ્યો, કિન્તુ ધર્માત્મા ધર્મપુત્રે તેને અટકાવી મને કહ્યું કે દ્વિજદેવ ! તમે બીજા વિપ્રર્ષિની પેઠે અમારી સાથ સુખેથી નિવાસ કરો" (પા પ્ર પૃ ૧૧)

"પાચાલી × × સખી ! જળના લેરિયા કેવા લેકી રહ્યા છે ! જેમ ઉપવનના મત્ત ભમરા નવીન કુસુમરસને લોભે તેની પછાડી ફર્યા કરે છે, તેમજ આ પાણીના ભમરા પણ સારા જળને રોકી રાખી તેને ગુપ્ત સ્થળે સંતાડી આવતા જણાય છે ! વયસ્યા ! જો જો પેલા મીન કેવા પાણીમાં ઉછળી ક્રીડા કરી રહ્યા છે ! હાય ! હાય ! જો પેલી બિચારી નાહલીને પાણીની વિકાળ ને વિશાળ છાલકે તટ પર કાઢી નાખી ! રે પ્રભુ ! એને એના પતિવિયોગની પીડા કેવી જતી હશે ? વસંતિકા ! જા જા, એને જઈ પાણીમાં નાખી આવ્ય એને બિચારી વહાલાના વિયોગથી કેવી તળે ઉપર થયા કરે છે × ×'

(પા પ્ર પૃ ૮૨)

"વસંતક—યત્રાનો હશે તો તમારી લીધેલી હઠ પૂરી કરાશે તો જ થશે. એ તો મને તમે આરંભાએલા પુત્રેષ્ટિની પૂર્ણાહુતિ જોવા મોકલ્યો હતો, ત્યાં પુરોડાશને ઠોકર વાગી અને તેથી તે અપવિત્ર થયો તેને જેમ તેમ કરી પવિત્ર કરી લીધો એટલામાં શ્વાને આવી પૂરેપૂરી પૂર્ણાહુતિ કરી દીધી ! આમ તે શા ખુશીના સમાચાર હતા કે તમને પૂછતા વાત જ કહી દઉં એ. × ×'

(ત આ પૃ ૧૭)

[' સૂત્રધાર- × × એમ કહેની કે તારી હૃદયરૂપી ગુફામાં બાર સૂર્ય પ્રકટ્યા છે, કે જેથી મને ભય લાગે અને તારા મનોરથ સિદ્ધિએ પહોંચે.'

(મા વિ. ૧૫૫) ]

આ નમૂના જોવાથી માલૂમ પડશે કે આવા ભિન્ન સમુહ એ વિવિધ પ્રકારના નાટકોની પ્રૌઢ અને ગંભીર રસવૃત્તિ પ્રેમાનંદના સમયની નહિ પણ ' સરસ્વતીચંદ્ર 'ના સર્જનકાળ નજીકની છે એમાં નથી નર્મદાશંકરની પ્રયોગ શાળી અછકતી કે નથી નવલરામની શાંત પ્રસાદી સાક્ષાર્થ બાપશંકરની સુરાન

અને અંગ્રેજી વાક્યરચનાની આવી સંસૃષ્ટિ બસો વર્ષ પૂર્વે હોવાનું કહેતું એ છોકરવાદથી વિશેષ ન હોઈ શકે

નાટકોના ગદ્યમાં આનુપ્રાસિક પદ્ધતિ વિશે સ્વ. નરસિંહરાવે લક્ષ્ય ખેંચ્યું છે, એનો બચાવ કરી સ્વ મટુભાઈએ અનેક ચલણી લોકોક્તિઓ એકઠી કરી આપી છે પણ એ આ પ્રકારના ગદ્યને સર્વત્ર બંધ બેસતી નથી. છતાં એ મને મહત્ત્વનું નથી લાગતું પરંતુ ગદ્યમાં શિષ્ટ અશિષ્ટ[11] ભાષાભેદ પ્રયોજાયો છે તે ઉપેક્ષણીય નથી રોષદર્શિકામાં થીદામ અને એની પત્નીના મુખમાં[12] મૂકેલી બોલી, અને પાંચાલીપ્રસન્નાખ્યાનમાં જટાસુર વગેરેના મુખમાં મૂકેલી કૃત્રિમ બોલી ધ્યાન ખેંચે છે તેવી ત્યાંના ઝાપડા વગેરેની બોલી ધ્યાન ખેંચતી નથી પાત્રની બોલીમાં હલકા વર્ગની ભાષાની જ છાયા છે, અને એ અસ્વાભાવિક જ છે આભીર ભાષાને પ્રેમાનંદ વિદ્વાન હોય તો સમજતો હોવો જોઈએ પ્રેમાનંદ સંસ્કૃત નાટ્યશાસ્ત્રની પદ્ધતિથી વાકેફ હતો એ પૂર્વપક્ષ છે જ, તો વિદ્વાન લોકભાષાના સ્વરૂપને કેમ ન સમજે? જો લોકભાષાના સ્વરૂપને સમજતો હોય તો આવી બનાવટી બોલી કેમ પ્રયોજે? અને ઝાપા વગેરેની બોલીમાં તો વાજબી સ્વરૂપ સ્વીકાર્યું પણ છે આ વિસંવાદ કેવી રીતે? જટાસુરની બોલીમાં સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશનો કૃત્રિમ ખીચડો કેવી રીતે? જો આભીરીનું સ્વરૂપ જ આપવું હતું તો અપભ્રંશ યા એમાંથી વિકૃતિ પામેલી જૂની ગુજરાતી સ્વાભાવિક સ્વરૂપવાળી જ પ્રયોજી ન શકાત? આવા

---

૧૧ સ્વ કે હ ધ્રુવે "ભાષાભેદ" નો બચાવ કર્યો છે ત્યાં એક સત્ય જાણ્યેઅજાણ્યે એઓનાથી બતાવાઈ ગયું છે કે પ્રેમાનંદે પ્રયોજેલી "એ **પ્રૌઢ ગુજરાતી, આહીરી અને રાક્ષસી પૈકી એકે કોઈ કાળે કોઈની બોલી હતી જ નહિ**" (પ્રેમાનંદ, પૃ ૨૫) પ્રેમાનંદે પ્રયોજેલી પ્રૌઢ ભાષા પણ કૃત્રિમ છે એવો આ વિદ્વાનનો અભિપ્રાય શું સૂચવે છે? એ જ કે એ પ્રયોગ જ નવીન છે

૧૨ આ ઉક્તિઓની સાથે કૌસનું લખાણ પણ એ કૃત્રિમ બોલીમાં છે, એનો બચાવ કરતાં સ્વ મટુભાઈએ લખ્યું છે કે "નકલ કરનારાઓએ પોતાનું ડહાપણ ડોળ્યું છે (પ્રે ના પૃ ૫૭), પણ સદ્‌ગતના લક્ષ્યમાં નહિ રહેલું હોય કે રોષદર્શિકાની પ્રત તો "પ્રેમાનંદના શિષ્ય વીરજીને હાથે લખાયેલી છે" (પ્રસ્તા પૃ ૨૧) એમ સ્વ હરગોવિંદદાસ કાંટાવાળાએ જ કહ્યું છે "જ્યાં અમને કેવળ અશુદ્ધતા લાગી ત્યાં જ ફેરફાર કર્યો છે, એટલે બનતા સુધી અમે અસલને વળગી રહ્યા છીએ" (પ્રેમાનંદ, પૃ ૨૧), એ વાક્યોને લક્ષ્યમાં રાખવા વિનંતિ છે.

પ્રકારની કૃત્રિમતા માત્ર ટીખળ માટે જ પ્રયોજાયેલી છે. અને જૂની ભાષાના અવ્યવસ્થિત અભ્યાસનાં સાધન નહોતાં ત્યારે આ ચાલ્યું, પણ આજે ૫૦-૬૦ વર્ષ પછી એ ચાલી શકે એમ નથી.

હવે બીજાં પેટા-ગુટ્ટી પદશૈલીના આવે છે, નાટકોના પદબંધ, કેટલાક અપવાદ બાદ કરતાં કે જેમાં છંદોમાન મેળવવા વધુ શબ્દો મુકાયા છે—સુશ્લિષ્ટ છે, અને માન ઉપજાવે એવો છે; પરંતુ જે અસામાન્ય રીતે કૃત્રિમ અનુપ્રાસો અને યમકો સાધવામાં આવ્યા છે તે મોટા ભાગના કર્ણકટુ થઈ પડે છે. અંત્યાનુપ્રાસો પણ કેટલીએ વાર મચરડી બેસાડેલા જણાય છે. આ સ્થિતિ માત્રુતિવિજય અને વક્ષસના આખ્યાનો, એ જ રીતે પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓમાંની ઋષ્યશૃંગાખ્યાન, અષ્ટાવક્રાખ્યાન, દ્રૌપદીહરણ, માર્કંડેયપુરાણ, માંધાતાખ્યાન અને સાગળશાહના થોડા વિભાગની તેમ જ રત્નેશ્વરાદિની શંકાસ્પદ કૃતિઓની પણ છે. આ બધી કૃતિઓ પાછળનો આ પ્રયત્ન અનન્ય જણાય છે. કૃત્રિમતા લાવવા શબ્દોની અસ્થાને બારણીના સંખ્યાબંધ ઉદાહરણ છે :

> "પાટુ ાને અનિરૌ ગરુડ સુર કર્યા, કષ્ટ માહિ મુરારિ.
> જાતુયે વન્દિ જેસા નરક અસુર છે, સૃષ્ટ કષ્ટે વિહારી,
> કા શું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,

પ્રકારનો પ્રયત્ન સંસ્કૃત ભાષાને અજાણ્યો છે પણ કદી પ્રેમાનંદ કરે નહિ તેવા અંત્યાનુપ્રાસો—

"મૂઢ મતિ ગતિ ગૂઢ, ન જાયે જીવતો,
પ્રાધરણ યમ ગણુ? બચે નવ શિવ તો'

(પા પ્ર પૃ ૧૧૧)

'મૂકે' અને 'ચૂકે'ની સાથે મેળવવા—

"× × × ધારિયો નહિ તદા અંત ઢુકે?
× × × હલકમાં રામ રમતા ન રૂકે"

(પા પ્ર પૃ ૨૫)

'પચવુ'નો અપપ્રયોગ—

"કુસુમશર સુરંગે રંગી માના રચી છે,
લલિત સુમન સંગે, પંચરંગી પચી છે."

(રો સ પૃ ૧૪૭)

આ બધાને વટાવી જાય તેવા તો જે પાંચ ગીત ત્રણે નાટકમાં યોજ્યાં છે તે છે એ પ્રેમાનંદના સમયની એક પણ દેશીમાં રચાયેલાં જાણવામાં આવ્યાં નથી, અનુક્રમે—

(૧) ચતુષ્પદિકા

'નવનીત નવકિશોરે ચોર્યું ચોર્યું ચપાચપ દોરે
નવ રીત નવલ નિચોરે, કાર્યે કાર્યે હુદેરૂપ કોરે,
નવ ભીત નવ ચિંગોરે, અંગે અંગે કુચેષ્ટિત મોરે,
નવ નીત નવલ ચકોરે ધારી ધારી સુનામણિ ચોરે"

(રો સ પૃ ૧૭)

(૨) ચતુષ્પદિકા

'વનિતા ધર્મજ એવો, એવો, નાથ નિરંજન ગણવો,
આહા! નાથ નિરંજન ગણવો ગિરને રોકજ હણવો —આહા૦
સ્વયના શૃંગાર ન જો હોયે, તો બીજાના લાવી,
અનિ હા! તો બીજાના લાવી, લેવો નાથ મનાવી. અનિ હા. ૧"

(રો. સ પૃ. ૧૭)

પ્રકારની કૃત્રિમતા માત્ર ટીખળ માટે જ મર્યાદાયેલી છે. અને જૂની ભાષાના વ્યવસ્થિત અભ્યાસનાં સાધન નહોતાં ત્યારે આ ચાલ્યું, પણ આજે ૫૦-૬૦ વર્ષ પછી એ ચાલી શકે એમ નથી.

હવે આવે પેટા-મુદ્દો પદ્યશૈલીનો આવે છે. નાટકોનો પદ્યબંધ, કેટલાક અપવાદ બાદ કરતાં કે જેમાં છંદોમાન મેળવવા વધુ શબ્દો મુકાયા છે—સુશ્લિષ્ટ છે, અને માન ઉપજાવે એવો છે; પરંતુ જે અસામાન્ય રીતે કૃત્રિમ અનુપ્રાસો અને યમકો સાધવામાં આવ્યા છે તે મોટા ભાગના કર્ણકટુ થઈ પડે છે. અંત્યાનુપ્રાસો પણ કેટલીએ વાર મચરડી બેસાડેલા જણાય છે. આ સ્થિતિ મારુતિવિજય અને વહેસતાં આખ્યાનો, એ જ રીતે પ્રેમાનંદની સકારપદ કૃતિઓમાંની ઋષ્યશૃંગાખ્યાન, અષ્ટાવક્રાખ્યાન, દ્રૌપદીહરણ, માર્કંડેયપુરાણ, માંધાતાખ્યાન અને શામળશાહના મોટા વિવાહની તેમજ રત્નેશ્વરાદિની ગકારપદ કૃતિઓની પણ છે. આ બધી કૃતિઓ પાછળનો આ પ્રયત્ન અનન્ય જણાય છે. કૃત્રિમતા લાવના શબ્દોની અસ્થાને ભરણીના સંખ્યાબંધ ઉદાહરણ છે :

> "પાતુંધાને અતિશે બરક સુર કર્યા, કષ્ટ માહિ મુરારિ.
> જાતુયે વન્હિ જેવો નરક અસુર છે, સૃષ્ટ કષ્ટે વિહારી;
> કા હું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,
> ધા રા ન ણ હવે ધરક હૃદય છે, દૃષ્ટ કષ્ટે મુરારિ.
>
> (રે. સ. પૃ. ૫૪)

> "શરદ વરદ ચંદ્ર, મુખ આ આપનારો,
> મરદ દરદ પીડા, રોગ આ કાપનારો.
> ગરદ ગરદ તારા, જાપ ના જાપનારો,
> હરદ હરદ હસિ. વેણીમાં વ્યાપનારો.
>
> (રે. સ. પૃ. ૨૩૬)

> "ન જો હું હણું યા તું યાતું ભવારિ,
> હણે વજ્ર કે વા તું કાંતું કટારી;
> ગણું ના કહિ સા' તું જા તું મુરારિ,
> સદા માર કે આ તું ખા તું મુરારિ."
>
> (પાં. પ્ર. ૫

આ માત્ર ત્રણ જ ઉદાહરણ કવિના કષ્ટનો ખ્યાલ આપવા પૂ તાપત્યાખ્યાનમાં આપેલાં ચિત્રબંધ-પદ્યોનો તો ઉલ્લેખ જ કરું છું નાટકો

રેખદર્શિકામાં આવતું એક માત્ર ગુર્જરીનું પદ માગધી નામે માત્રામેળનું ટીકાકારે કહ્યું છે તે (વસ્તુસ્થિતિએ જયદેવની સવૈયા ૩૨ ની દેશીનું) છે; પણ એની શબ્દરચના તદ્દન કૃત્રિમ અને યતિદૂષિત છે.

ઊંડા ઊતરતા એમ જણાય છે કે આ છએ ગીત કોઈક બીજા હાથે દાખલ થયેલા છે. આ નાટકોના વૃત્તો અને છંદોના રચયિતાથી આ ગીતકાર માત્ર કવિ નહિ, પણ વિશિષ્ટ છંદઃશાસ્ત્રજ્ઞ પણ જણાઈ આવે છે.

પાંચાલીપ્રસન્નાખ્યાનમાં એક ઇંદ્રવિજય આવે છે તેની ૧લી લીટી વલ્લભના કુંતીપ્રસન્નાખ્યાનના અંત્ય સવૈયાની ૧લી લીટી સાથે ખૂબ મેળ ખાઈ જાય છે; જેમ કે

"વલ્લભ પ્રાણ થકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તે જ નં'વાયો;
આપથી આપ ઝગે જગ ભીંતર ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
ભીષણ ભીમ મહાભડ મા'વર ધન્ય હું ધન્ય હું સુત સવાયો."
(પા. પ્ર. પૃ. ૧૧)

વલ્લભના સવૈયાની લીટી આમ છે:—

"વલ્લભ ગ્રંથ તણો પથ વલ્લભ, વલ્લભ સાથ રસાલ વખાણ્યું."

આને જ મળતું વલ્લભનું કવિત પણ ઉપેક્ષણીય નથી:

"સંવત સત્તરમા આ, એંશી કેરા ધરમા આ,
નામ ધારી વરમાં આ, શક્તિ કેરા શામ છે;
કવિપૂત સપૂત આ, કૃતિ તેની સપૂત આ,
કૃત્ય માનો મા' ભૂત આ, વલ્લભ ઉદ્દામ છે."
(કું. રૂ. પા. પૃ. ૧૯૮)

ધાડીનો તેમ પ્રો. ડોલરરાય માંકડે આપેલા અનેક સાક્ષ્યોનો વિચાર કરતાં પેલાં ગીતો સિવાયની નાટકોની રચના અને વલ્લભના આખ્યાનોની[13] રચના

---

૧૩. પાંચ આખ્યાનોને તપાસતા મને જણાયેલા અર્વાચીન તત્ત્વ આ છે:
(૧) તેમનો, એમનો અને બી. પુ. ને અર્થે 'આપ' શબ્દનો પ્રયોગ
(૨) 'સ્વયં' શબ્દનો બેસુમાર પ્રયોગ
(૩) વિદેશી સ્વદેશી એ શબ્દનો વપરાશ
(૪) ચાલી ગયા (=ચાલ્યા ગયા) જેવા સંખ્યાબંધ પ્રયોગ
(૫) હાજી (=સંભાવના) શબ્દનો પારાશાઉ ઉપયોગ

### (૩) ધ્રુપદ

"આ તે લલિત સુમન મંજુકણ સત્રે શકે;
વા મધુરી ગુર્જરીની મિઠાશ મોંઘી ઘણી. આ તે.
કિંશુક કુસુમ' રક્ત પીત વર્ણ વાસ વનું;
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ. આ તે.
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી. આ તે.
સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કર્યા;
પ્રમુદિત દ્વિજગિરા સુરભિ સુહામણી. આ તે."

(પાં. મ. પ્ર. ૫-૬)

(કવિ દયારામના એક પદના શબ્દોને અને આને ખૂબ મળતાપણું છે. જુઓ **"સાહિત્ય અને વિવેચન"** ભાગ ૨ જો, પૃ. ૨૨૮)

### (૪) ધ્રુવતાલ

"અવલોકો વિદેશી લોકો, રોકો દૃષ્ટિ આ વરષામાં
ના ભાળો ના ભાળો, ચાતુર ચાતક તરષામાં.
નવયૌવન કો નારી, રહી લીલી સાડી ધારી,
ભાત ઇદ્રગોપ શું પાડી, અષ્ટાદશ વનસ્પતિની વાડી,
વિચરત વિહંગમ અનંત વહંત...અવલોકો૦ ૩
અસુધર પશુ મદમાતાં, રાતાં તાતાં આ વરષામાં,
પતિપત્ની સંયોગી નવરોગી. એ'શુચિ સુખ પરશામાં.
શું ધરવે ધાન્ય જઈએ વારી, શું પરચે માન્યની બલિહારી;
આનદવન નો'ય, અધિક ગુર્જર ભૂમિ હોય;
વા શકે રંગભૂમિ ઝુમી ઝઝુમી આ...અવલોકો૦ ૪"

(ત. આ. પૃ. ૬-૭)

### (૫) ચતુષ્પદિકા (ત્રિપદિકા)

"શોભા મન લોભા શોભા, પૂરાતન શૂરા પૂરા;
દૂખના; જઈ સુખના, દિન થાઓ થાઓ.
નવશા; નૂને અમળા મળાઁ જાઓ જાઓ શોભા૦"

(મૂળ સારી સારી, ગમ ગમ ગમ, પધ પધ, નિ નિ નિ નિ નિ નિ દાખલ કરી ચતુષ્પદીના રૂપમાં આ છે; અહીં પાદદીપમાંથી નિષ્પન્ન ત્રિપદિકા જ લીધી છે.)

(ત. આ. પૃ. ૮૧)

રોપદર્શિકાઓમાં આવતું એક માત્ર ગુર્જરીનું પદ માગધી નામે માત્રામેળનું ટીકાકારે કહ્યું છે તે (વસ્તુસ્થિતિએ જયદેવની સવૈયા ૩૨ ની દેશીનું) છે; પણ એની શબ્દરચના તદ્દન કૃત્રિમ અને ચતિદૂષિત છે.

ઊંડા ઊતરતાં એમ જણાય છે કે આ છએ ગીત કદાચ બીજા હાથે દાખલ થયેલાં છે. આ નાટકોનાં વૃત્તો અને છંદોના રચયિતાથી આ ગીતકાર માત્ર કવિ નહિ, પણ વિશિષ્ટ છંદઃશાસ્ત્રજ્ઞ પણ જણાઈ આવે છે.

પાંચાલીપ્રસન્નાખ્યાનમાં એક દુર્મિલ આવે છે તેની ૧લી લીટી વલ્લભના કુંતીપ્રસન્નાખ્યાનના અંત્ય સવૈયાની ૧લી લીટી સાથે ખૂબ મેળ ખાઈ જાય છે; જેમ કે

"વલ્લભ પ્રાણ થકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નત તાપ કરે તન તાપ નિવારણ તે જ વ'વાયો;
આપથી આપ જગે જગ ભીંતર ધન્ય પિતા સહુ કામ મનાયો,
ભીખણ ભીમ મહાભડ માંવર ધન્ય હું ધન્ય હું સુત સવાયો."
(પાં. પ્ર. પૃ. ૧૧)

વલ્લભના સવૈયાની લીટી આમ છે:—

"વલ્લભ અંથ તણો પથ વલ્લભ, વલ્લભ સાધ રસાલ વખાણું."

આને જ મળતું વલ્લભનું કવિત પણ ઉપેક્ષણીય નથી:

"સંવત સત્તરમાં આ, એશી કેરા ઘરમાં આ,
નામ ધારી વરમાં આ, શક્તિ કેરાં શામ છે;
કવિપૂત સપૂત આ, કૃતિ તેની સપૂત આ,
કૃત્ય માનો માં' ભૂત આ, વલ્લભ ઉદ્દામ છે."
(કુ. ક. પા. પૃ. ૧૯૮)

ધાટીનો તેમ પ્રો. ઠાકોરરાય માંકડે આપેલાં અનેક સાગ્પોનો વિચાર કરતાં પેલાં ગીતો સિવાયની નાટકોની રચના અને વલ્લભના આખ્યાનોની[૧૩] રચના

૧૩. પાંચ આખ્યાનોને તપાસતાં મને જણાયેલાં અર્વાચીન તત્ત્વ આ છે:
(૧) તેમનો, એમનો અને બી. પુ. ને અર્થે 'આપ' શબ્દનો પ્રયોગ
(૨) 'સ્વધ' શબ્દનો બેશુમાર પ્રયોગ
(૩) વિદેશી-સ્વદેશી એ શબ્દનો વપરાશ
(૪) ચાલી ગયા (=ચાલ્યા ગયા) જેવા સંખ્યાબંધ પ્રયોગ
(૫) નહી. (=અત્યારના.), શબ્દનો. ભારોભાર. ઉપયોગ.

એક જ હાથે થયેલી જણાય છે, અને તે ૬૦ વર્ષ ઉપર લગભગ. પ્રેમાનંદ શંકાસ્પદ કૃતિઓ વિશે હજી આગળ આવશે તેનાથી એક જ હાથે થયેલા કિ કાવ્યોનો ખ્યાલ આવશે.

આ નાટકો વગેરે અસલ પ્રેમાનંદનાં તો આથી નથી જ જણાતાં. કે

---

(૬) નીકરનો બેસુમાર પ્રયોગ [બેશક નીકર જૂનો છે જ ]

(૭) તમામ, બેશી, બેદરદી ધર્મ, દિદાર, બલા, મશ્કરી, બડાઈ, માફ, અમસ્તા, મૈતલ, હિમાયત, દૂષિતદાર, હરામી, ચમી, હેવાલ, શર્ત, ખુશામત, જૂઠો, કજીઓ, મીર, માતમગ, કબૂલવું, ખબર, પરવાનો, લાયક, નામદારી, ખાતરદારી, ચહે, કારમી, કરામત, નાદાન, દોકદાર ખ્વારી, મૂહુર્ત, જુલમ, બિચ, દગાબાજી, દૂણી, સાફ, પડદો, કવાયતી, વાજેશરી, દેર, ઠકર, નસિબો, ઈતેખાપ, એશાન જૂતી, ડીગ, પીર, સાલ (=વર્ષ), બદન, કર્ય, મતબાશી, વગેરે સંખ્યાબંધ પ્રસિદ્ધ શબ્દોનો વપરાશ

(૮) "પિતાશ્રી" શબ્દનો પ્રયોગ

(૯) 'કે'નો પ્રયોગ, યત્=જે=thatના અર્થમાં

(૧૦) ભાષામાં કૃત્રિમ જોર લાવવા શબ્દોનું કવચિત્ બેવડાવવું :

"અકરથ સંકુલ યુદ્ધ લરથ બરથ કર્યાં યુદ્ધ.
નસ્ય નાથી નાક કુદ્ધ, રથ્ય એક શૂર તો' વગેરે,

—વળી "સુસ્સ્મ" જેવા અપપ્રયોગ

(૧૧) અનુપ્રાસનો મિથ્યા મોહ —

"લઘુતાઈ રાજ લાગી, ગુરુતાઈ ગુમ થયે,
મહત્તાઈ મૂળ મૂકે, દીનતાઈ દાબણો,
સ્વામીતાઈ સાથવતા, સેવકાઈ થકી તેહ,
હીનતાઈ પામી પડ્યા, ભિન્નતાઈ ભામણો,
કામતાઈ કેનિ ચહે, દામતાઈ દમે રહે,
નમ્રતાઈ નામ તે શું શામતાઈ શામણો,
સવિતાઈ સેવકથી, કવિતાઈ કો કરત,
પિતૃતાઈ પામી પ્રેમે, નેશતાઈ વામણો

(દૂ. ૩ પા પૃ. ૩૪)

(૧૨) રોધકા, બોધકા, રોધકા વગેરેમાં આકારનો પ્રક્ષેપ

(૧૩) જેમ તપત્યાખ્યાનની પેઠે ત્રિપદિકા સા, રી, ગ, મ, પ, ધ, ની ના ઉમેરણથી ચતુષ્પદી થઈ ગઈ છે, એવો વિચિત્ર પ્રયોગ દુઃશાસનરુધિરપાન-

મ્બ્યા નામધારીની કૃતિ છે એવું સંદિગ્ધ સૂચન નાટકોમાં પણ મળી આવે છે. ૂંકારસ્પદ કાવ્યોમાં એવાં સૂચન આવશે તે યથાસ્થાને બતાવીશ. નાટકોમાં જોઇયે :—

"પારિપાર્શ્વક—× × તેં પણ **નવીન નામધારી-પ્રેમાનંદ-ગ્રથિત** વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત ! !"

"સૂત્રધાર—× × એમ દોડડાહ્યા થઈ **અર્વાચીન** અને પ્રેમાનંદગ્રથિત પાંચાલીપ્રસન્નાખ્યાન ભજવવા સજ થયા છીએ. × ×" (પાં. પ્ર. પૃ. ૩)

"ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો **પ્રેમી** તણી."

(પાં. પ્ર. પૃ. ૬)

"અર્પો તો વિભુ એ જ અર્પણ કરો, એ આશ **પ્રેમી** તણી."

(પાં. પ્ર. પૃ. ૧૫૮)

કહેવાની જરૂર નથી કે પ્રેમાનંદ તરફના સદ્ભાવાતિશયને લીધે નાટકો બીજા દેશો કરતાં ગુજરાતે વહેલાં રચી આપ્યાં છે એ બતાવવા ગુજરાતી ભાષાના

---

ખ્યાનમાં પેલી શિવસ્તુતિની શિખરિણીમાં છે. ટીકાકારના જણાવ્યા પ્રમાણે એ શંકર-સ્તુત્યષ્ટકના શબ્દોને આડાઅવળા કરતાં બીજા અનેક છંદ બને છે, "અહો બં બં ભોલા, સુર અસુર સોલા વરતણું." અને ૧ લા શ્લોકના પાંચ છંદ ટીકામાં જ ટીકાકારે બનાવી આપ્યા છે.

(૧૪) કવિત્તના ચાલુ ૮+૮+૮+૭ ઉપરાંત ૮+૮+૮+૮ એ પ્રકારની કવિત્ત જાતિનો પ્રયોગ પણ આ જ આખ્યાનમા છે. સ્વ. ડોલાશાલ નરભેરામ ભટ્ટના "શાંતિસુધા" (સં. ૧૯૨૫) અને "કામકટાક્ષ" (સ. ૧૯૩૫) મા ૩૨ અક્ષરી કવિત્ત જાતિ પ્રયોજાયેલી છે એ યાદ આપવાની જરૂર નથી.

(૧૫) કાવ્યાંતે કદી મહિના પક્ષ તિથિ વાર નથી આપ્યાં. આપ્યા હોય તો કોઈ ગણી ચોકસાઈ કરી શકે ને ?

(૧૬) દૃ. કુ. પા. ને અંતે પ્રયોજાયેલો **નામધારી** શબ્દ તો કદાચ ખરી હકીકત રજૂ નહિ કરી દેતો હોય ને ?

(૧૭) કોઈએ પ્રયોગ અજમાવવા જ આ રચનાઓ કરી છે, જે કદી પોતાને નામે જ પ્રસિદ્ધ કરી હોત તો જે કાવ્યાદિગત ખામી છે તે ન રહી હોત. આ સાથે "કામકટાક્ષ" અને "શાંતિસુધા"ને સરખાવી જવાથી આ વિધાનના સત્યાસત્યનો ખ્યાલ આવી જશે.

કોઈ પ્રેમીએ આ રચનાઓ કરી આપી છે દાક્ષિણાત્યોનું કાંઈક હલકું પાડવાને પણ એ સાથે પ્રયત્ન થયો છે તે "તપત્યાખ્યાન"માં (પૃ ૭) પેલી "નવીન દક્ષિણદેશીય બાળાઓ"નો ઉલ્લેખ આવે છે તે છે સ્વ મટુભાઈ આ બાળાઓ સાવરણના દક્ષિણદેશની ગણાવવાનો પ્રયત્ન કર્યો છે,[14] પણ લેખ તો દક્ષિણી (મહારાષ્ટ્રી) નાચનારીઓને જ લક્ષ્યમા રાખી હલકી પાડવા માગે તપત્યાખ્યાનના આરંભમા (પૃ ૫) વ્રજવાસી અને બંગવાસીને ગુજરાતી ઉપહાસ કરતા બતાવ્યા છે, આમા વ્રજવાસી વડોદરામા દીવાન દરજ્જે પે એનો આ ઇશારો નહિ હોય ને (રમેશચંદ્ર દત્ત)! જો કે સ્વ. કેશવલાલભા તો 'બંગવાસી'ને સ્થાને "મહારાષ્ટ્રી" પાઠની ભલામણ કરે છે[15]

ગમે તે હો, આમા ક્યાય પ્રાચીનતાનો અંશ જોવો એ નર્યું સાહસ છે ગુજરાતી ભાષાના ક્રમિક વિકાસની ગંગાને ઊલટી વહાવવા જેવુ છે ભાષાના ઉત્ક્રમણના ઇતિહાસમા આ પ્રકારનો વ્યુત્ક્રમ ચલાવી શકાય એવો નથી આમ આ ત્રણે નાટક પ્રેમાનંદના નથી, તેમ એ જ સરણીનું વલ્લભનું મારુતિવિજય પણ જૂનું નથી, બલ્કે એ ચારે એક જ લેખકની વિક્રમની વીસમી સદીના પૂર્વાર્ધની કૃતિઓ છે, ગુજરાત અન્ય પ્રાંતોથી પછાત નથી એ બતાવવાના મોહમા જ માત્ર રચાયેલી

આ જ સોપાનમા 'માંધાતા-આખ્યાન' અંતર્ગત થાય છે નીચેના શબ્દ પ્રયોગ મને અપ્રેમાનંદીય ખાસ જણાયા છે

'સતા'નો પ્રયોગ (પૃ ૭)
'દૂભવતો' સાથે 'રવ તો'નો અંત્યાનુપ્રાસ (પૃ ૮)
ગયેલા (દ્વિ ભૂ કૃદંતનો પ્રયોગ —પૃ ૧૦)
સ્વચ (પૃ ૧૧, ૧૫ સરખાવો વલ્લભના આખ્યાનો ને નાટકોમા)
વારસ (પૃ ૧૧)
આખર (પૃ ૩૪, ૬૨ વગેરે)
વાગે વળી વાજા છે (પૃ ૧૩ છે છૂટો પાડ્યો છે)
અર્પે આશા મધ છે (પૃ ૧૪ છે છૂટો પાડ્યો છે)
'પડતો' સાથે 'જડ તો'નો અંત્યાનુપ્રાસ (પૃ ૨૮)
રજા આપો દીજે (પૃ ૩૨)
ખાતુ નહિ પાણુ જણાય જાણુ માતુ મારું રે (પૃ ૩૯)

---

૧૪ પ્રેમાનંદના જ નાટકો, પૃ ૪૩
૧૫ પ્રેમાનંદ—નિબંધ પૃ ૨૦

રામની (બ. વ. નું રૂપ મનાણું, પૃ. ૪૧)
ઈંચારા (પૃ. ૪૨)
ટીંગ મારતાં (પૃ. ૪૫, ૫૩)
બાજુ (પૃ ૪૫)
દર્દ (પૃ. ૪૬)
જરૂર (પૃ. ૪૬, ૯૫)
'વાતો' સાથે 'આ તો' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૪૮)
રાજ્ય દરબારી (પૃ. ૫૦)
કયાસ (પૃ. ૫૩)
તેમને (બ-વાણું રૂપ પૃ. ૫૮)
વડીલોપાર્જિત (પૃ. ૬૫)
પિતાથી (પૃ. ૭૨, ૧૧૬, ૧૧૮–૧૯, ૧૬૪)
નામાભિધાન (પૃ. ૭૨)
મેદિની (=મેદની, માનવસમૂહ, પૃ. ૭૪)
વાલેશરી (પૃ. ૭૭)
ઉતાર (પૃ. ૭૭)
આપને (બીજો પુરુષ, પૃ. ૮૦, ૧૧૯, ૧૮૬)
પુસ્ત (=પુષ્પ, પૃ. ૮૧)
સાથ રહેશે (પૃ. ૮૧, ૮૨)
બગલ (પૃ. ૮૨)
કીનો (પૃ. ૮૮, ૧૩૬)
'ભાખાતા' સાથે 'પ્રખ્યાતા' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૮૯, ૧૨૦, ૧૩૯, ૧૪૯, ૧૭૬, ૧૮૧)
ધારા (=નવરો, પૃ. ૯૧)
નીટર (પૃ. ૯૧)
ફર્ક (ફરક પૃ. ૯૧)
'પૂરા' સાથે 'ચકચૂરા' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૯૪)
કિમ્મત (પૃ. ૯૫)
કારમા (=ભયંકર, પૃ. ૧૦૧, ૧૫૯, ૧૬૦, ૧૬૨, ૧૬૯, ૧૮૫)
વગર (=વિના, પૃ. ૧૦૩, ૧૮૩)
કુમારથી (પૃ. ૧૦૮)
ખામી (પૃ. ૧૦૮)
'માહરા' સાથે 'ધરા' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૧૦૯)
'માહરી' સાથે 'કરી' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૧૦૯)
'માહરી' સાથે 'ધરી' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૧૧૦)
ખુશી (પૃ. ૧૧૩, ૧૯૫)
જોઈએ (let us see ના અર્થમાં, પૃ. ૧૧૮)
બેસ (=બેશી, માર્થના, પૃ. ૧૨૪)
મહાવર (=ઉત્તમ, પૃ. ૧૩૨, ૧૬૦, માત્ર અંત્યાનુપ્રાસ માટે)
આપે (બીજો પુરુષ એ. વ. આજ્ઞાર્થનું રૂપ, પૃ ૧૩૨)
ખુલાસો (પૃ. ૧૪૭)
ગર્જ (=ગરજ, પૃ. ૧૫૦)
જલ્લાતસ્થાં (પૃ. ૧૫૪)
માફ (પૃ. ૧૫૫, ૧૬૧)
'આ તો' સાથે 'ધવાતો' નો અંત્યાનુપ્રાસ (પૃ. ૧૫૬)

આજુબાજુ (પૃ. ૨૫૯)
તાનો (પૃ. ૧૬૫)
ખાલી (પૃ. ૧૭૭), ખાલીખમ (પૃ. ૧૯૭)
આવી રહ્યા આમે છે ('છે'નો ફેરો પ્રયોગ, પૃ. ૧૮૪)
વાદ્ (? પૃ. ૧૯૦)
સુધારો (પૃ. ૧૯૩)

"માંધાતાખ્યાન"ને અંતે—

"ચાતુર્વિંશી ભટ્ટ પ્રેમાનંદ, મિથ્યા કહાવે નામજી" (પૃ. ૧૯૭) એ પંક્તિ નાટકોના નામધારી સાથે સરખાવવા જેવી છે. એથી વધુ તો અનુપ્રાસો અને "કોવિદ" શબ્દનો વિદ્વાન અર્થમાં અનેકવાર ઉપયોગ, નરસિંહ મહેતાને નામે ચડાવેલા "સુરતસંગ્રામ"ના છેલ્લા પદમાના "કોવિદ"નો અને આ શબ્દનો કંઈ આડ સબંધ જણાય છે. આ આખ્યાનમાં કવિપ્રતિભાના ચમત્કારોને બદલે ચાલુ વર્ણન સિવાય વિશેષ કાંઈ મળતું નથી. "અભિમન્યુ આખ્યાન"ની તુલનાએ એ લેશ પણ ટકી શકે એવી કૃતિ નથી. આ કાવ્યની પણ કોઈ હાથપ્રત જાણીતી નથી. ઉપર આપેલા શબ્દપ્રયોગોમાં પિતાશ્રી, કુમારશ્રી, કે, સુધારો, એમને, તેમને, આપને વગેરે શબ્દો અને અંત્યાનુપ્રાસ કૃત્રિમ રીતે બેસાડવાની રીત પ્રેમાનંદમાં કદી નથી. તેમ કરતા ૩૩ માત્રા આવતી "અમંગની ચાલ" પ્રેમાનંદનાં સિદ્ધ કાવ્યોમાં મળી શકે એમ છે? કહેવાની વિશેષ જરૂર નથી. પ્રયોજયેલા સંખ્યાબંધ અત્યાનુપ્રાસ વિશે તો મૌન જ સેવું છુ. (વિશેષ જિજ્ઞાસુએ "અભિનવ પ્રેમાનંદ" એ મથાળે નવચેતન, સને ૧૯૪૩ના ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબર વગેરે અંકોમાં શ્રી. વિષ્ણુપ્રસાદ જાનીનો લેખ જોવો.)

## ૨૦. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૧૯–૨૦

આ સોપાનમા પ્રેમાનંદના માર્કંડેયપુરાણ—અનુવાદની કસોટી કરવાનું પ્રાપ્ત થાય છે. આ કાવ્ય સં. ૧૭૬૫મા રચાયાનું એ ગ્રંથમાનાં અનેક સ્થળોથી જાણવા મળે છે. અહીં મહત્વના તદ્વિષયક બે જ અવતરણ આપું છું :

"સંવત સત્તરસેં પાંસેઠ હો માઘ માસ વ્યતિપાતે;
સ્વરોચિષ ગુણ ગાઇ કેડ હો, ભણો વિપ્ર સહુ વાતે. ૧૭
(કડવું ૧૨૯ મું)

"સંવત સત્તરસેં પાંસઠચે, શ્રાવણ માસ વૈધૃત યોગ;
વટપત્તને થઇ યત્નશાલી, કર્યો શુભ કર્મનો સયોગ. ૭૨"

(કડવુ ૨૧૬ મુ)

પ્રેમાનદને પુરાણીઓ સાથે ઝઘડો થયેલો હતો એવુ સ્વ. કાટાવાળાથી પ્રાપ્ત જીવનચરિત-સોપાનોમા આપણને જાણવા મળે છે ઋષ્યશૃંગાખ્યાન (ર. સં. ૧૭૨૯) વગેરેથી આ બીજ રોપાયા કહેવાય છે અને સં. ૧૭૬૫ મા એ ઝઘડો પરાકોટિએ પહોચ્યો હતો એમ માર્કંડેયપુરાણમાંનાં ૨૧૬ કડવાંમાનાં લગભગ દરેકને અંતે પુરાણીઓની અનેકવિધ ઝાટકણી કાઢી છે એ ઉપરથી આપણે જાણવા સમર્થ થઇયે છિયે રત્નેશ્વરને ડભોઇમા પુરાણીઓએ ખૂબ હેરાન કર્યો ને બીચારો ડભોઇ છોડી પ્રેમાનદને શરણે આવી રહ્યો એમ કહેવાય છે. આનું આડકતરું સૂચન માર્કંડેયપુરાણમાથી પણ મળી આવે છે જેવુ કે—

"રત્ન નમો પ્રેમાનંદ નહિ, ભાગે નમે પુરાણી પાય. ૫૫"

(કડવુ ૧૫ મુ)

આમાથી ગર્ભિત સૂચન એ મળતુ લાગે છે કે પુરાણીઓને નમતું આપી રત્નેશ્વર ડભોઇથી નાસી ગયો હતો.

પ્રા મા ત્રૈ વર્ષ ૪ અક ૪મા છપાયેલી "સ્વર્ગારોહણી" ને અંતે નીચેના વાચ મળે છે.—

'સવત સત્તર અસ્તાળીશ, માર્ગશીર્ષ વદિ રજનીશ ૩૭
તિથિ ચતુર્થી ને ભૃગુવાર, મેોતુ સ્વર્ગારોહ્ણ સાર,
વસતો વાડવ દર્ભાવતી, તજ્યુ નગર કો કારણગતિ ૩૮
શ્રીમાળી રત્નેશ્વર નામ, ભર્ણુપુરીમા પામ્યો ઠામ,
નદી નામ કહાવે ઉર્વશી, (શ્રી) રેવાસગ જઇ ઉહસી ૩૯
તેને તટ કર્ણપુરી વસે, વેદપાઠ વાડવ ઉહ્લસે,
જોશી રાવળ કાવળ સુત, તેનો વશ કહાવે પુત્ય ૪૦
તે વાડવમા વસતો વિપ્ર, તેણે ગ્રથ કર્યો એ ક્ષિપ્ર,
સ્વર્ગારોહણ સોતુ સોય, સહુને મગળકારી હોય ૪૧"

(પૃ ૪૮)

સં. ૧૭૪૮ના માર્ગશીર્ષ વદિ ૪ ને શુક્રવાર એ ખોટો દિવસ છે. એ દિવસે તો રવિવર તા ૨૯-૧૧-૧૬૯૧ આવે છે અને સ ૧૭ ૯ ગુજરાતી ગુ વ. સો. હ લિ પુ ન. ૩૩૧ની હાથપ્રતમાં આ કડીઓ જ પ્રાપ્ત થતી નથી. એટલે

હેતુપૂર્વક પાછળથી ઉમેરો થયો જણાય છે. આમ ડભોઈ છોડી રત્નેશ્વર કૈલાશ ગયો એ જ વાત પ્રાચીન ઠરતી નથી, તો વડોદરા જઈ રહ્યો એ તો કયાંથી ઠરે?

જેમ પુરાણીઓની ઝાટકણી કાઢવા માર્કંડેયપુરાણનો પદ્યાનુવાદ પ્રેમાનંદે કર્યો છે તેમ શામળના શિવપુરાણને ઝાખું પાડવા પણ આ જ પ્રયત્ન કર્યો છે એવું માર્કંડેયપુરાણની શરૂઆતમાં આવતા એક ઉલ્લેખથી આપણને જાણવા મળે છે, જેમકે—

"શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વદ્ય કહે તર્ણ;
અગાધ મતિ એવી નવ મારી, કયાં પાહણો કયા પર્ણ. ૬"

આમ માર્કંડેયપુરાણ આપણને ત્રણ મુદ્દા પૂરા પાડે છે:

૧. સં. ૧૭૬૫ના માઘ માસમા ૧૨૯ કડવા સુધી અને શ્રાવણ માસમા સંપૂર્ણ કાવ્ય રચાયુ હતુ,
૨. પ્રેમાનંદને પુરાણીઓ સાથે ખૂબ ઝઘડો થયો હતો;
૩. માર્કંડેયપુરાણની રચના શામળે રચેલા શિવપુરાણ (સ્કંદપુરાણાતર્ગત શિવમાહાત્મ્યની કથા)ની હોડમા પ્રેમાનંદે કરી હતી.

આમાંના પ્રથમ મુદ્દાનો વિચાર કરતા એક વસ્તુ તરફ તરત ધ્યાન ખેંચાય છે અને તે એ કે એ કાવ્યની સ્વતંત્ર રીતે હાથપ્રત મળ્યાનું વિધાન બૃ. કા. દો. ના ૭ મા (ઈ. સ ૧૯૧૧-સ. ૧૯૬૭) ભાગમા સ્વ. ઇચ્છારામ સૂ. દેસાઈએ કર્યું છે:

"આ પુરાણ વડોદરાના પ્રાચીન કાવ્યમાળાના ૧૬ માથી ૨૦ મા સુધીના અંકોમા છપાયુ છે. બીજી એક પ્રત સંવત ૧૮૯૮ થી તે ૧૯૦૩ સુધીમા, સ્વામી ઓધવા કે ઓધવાનદને હાથે લખાયલી નવાપરા ખાનદેશથી મળી છે બન્ને પ્રતમા કહીં કહીં પાઠાતર છે. નવાપરાની પ્રત અમે મુખ્ય રાખી છે ને પ્રાચીન કાવ્યમાળાના પાઠાતર આપ્યા છે." (પૃ. ૫૫)

નવાપરાવાળી હાથપ્રત ઉપરથી બૃ. કા. દો. ભાગ ૫ મા (પ્રસિદ્ધિ સં. ૧૯૫૧-ઈ. સ. ૧૮૯૫)મા હરિશ્ચંદ્રાખ્યાન (ર. સં. ૧૭૫૦) અને દેવીચરિત્ર (ર. સં. ૧૭૫૨) છાપવામા આવ્યા હતા દેવીચરિત્રના આરંભમા આ વિશે સ્વ. ઇચ્છારામ દેસાઈની એક પ્રક્ષેપની નોંધ કરતા પાદટીપ છે, એ વિગત પણ અહીં ઉપયોગી થઈ પડશે.

"૧૫રા રા. હરગોવિંદદાસના પ્રસિદ્ધ કરેલા માર્કંડપુરાણમા તથા ખાન-

૧૫. બૃ. કા. દો. ભાગ ૫ મો, પૃ. ૩૦૬-૭.

દેશમાં આવેલા નવાપુરાના વ્યાસ કૃષ્ણારામ દેવશંકરની પ્રતમાં નીચેની લીટીઓ વિશેષ છે. આ ચરિત્રની મૂળ પ્રત સુરતના સગરામપુરાના રહીશ દવે પુરુષોતમ શિવશંકરની પ્રત પરથી લખ્યું છે, જે પ્રત મુંબઈ સરકાર તરફથી પુસ્તકોની શોધ કરનાર મી. ભગવાનદાસ પાસેથી મળી હતી. આ પ્રત લખ્યાનું વરસ સંવત ૧૮૭૮, શાકે ૧૭૪૩ છે:—"

બૃ. કા. દો. ભાગ ૭મા (પ્રસિદ્ધિ સં. ૧૯૬૭, ઈ. સ. ૧૯૧૧–ની પ્રસ્તાવનામાં પણ આ હાથપ્રત વિશે નિર્દેશ છે. માર્કંડેયપુરાણ અસલ પ્રેમાનંદનું નથી એ બતાવતાં એઓશ્રીએ જે કાંઈ નોંધ્યું છે, તે બધું જ આપણી ચર્ચામાં ઉપયોગી હોઈ અહીં ઉતારી લઉં છું:

"આ સાતમા ગ્રંથમાં કવિચક્રચૂડામણિ પ્રેમાનંદના નામથી જણાયલું માર્કંડેયપુરાણ દાખલ કરવામાં આવ્યું છે. તેથી મારા ભાગ શેકાયલો છે. એ ગ્રંથ પ્રાચીન કાવ્યમાળામાં રા. સા. હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રગટ કીધો છે. એની એક ભિન્નભિન્ન ચયેલી પ્રત મને ખાનદેશના નવાપુરામાં લખાયલી હતી, તે કડોદમાંથી રા. ઇચ્છારામ રંગીલદાસે મેળવી આપી હતી. એ ગ્રંથમાં કેટલાંક પૃષ્ઠો નથી. એ જ પ્રત ઉપરથી બૃહત્ કાવ્યદોહનના પાંચમા ભાગમાં દેવીચરિત્ર અને હરિશ્ચંદ્રાખ્યાન ઉતારી છાપવામાં આવ્યાં છે; અને તેમાં જે સાલ છે તે જ સાલ મેં કાયમ રાખી છે. છતાં એ ઉપર રાજશ્રી શ્રી. કેશવલાલે એવી શંકા ઉઠાવી છે કે, એ માર્કંડેયપુરાણ રચાયાની સાલ બરાબર નથી. કેશવલાલભાઈને મારો પ્રથમ પ્રશ્ન એ છે કે, આ માર્કંડેયપુરાણ વડોદરાના ભટ્ટ કવિ પ્રેમાનંદ નળાખ્યાન, ઓખાહરણના કર્તાનું છે ખરું? જો પ્રેમાનંદે ઓખાહરણ, નળાખ્યાન, અને શ્રીમદ્ ભાગવત જેવા ઉત્તમ ગ્રંથો રચ્યા છે તે જ કવિ પ્રેમાનંદ આ માર્કંડેયપુરાણનો રચનારો હોય તો, કવિ પ્રેમાનંદને અધમ કવિ કહેવામાં જરાએ સંકોચ પામવાનું કારણ નથી; અને કવિ પ્રેમાનંદરચિત માર્કંડેયપુરાણ છે એમ નિશ્ચિત કર્યા વગર એની સાલને માટે તકરાર કરવી, એ શું મિથ્યાસંવાદ નથી?"[૧૬]

સ્વ. ઇચ્છારામ દેસાઈને મળેલી હાથપ્રત જે નવાપુરાની છે તે સં. ૧૮૯૯–૧૯૦૩ ની નહિ પણ સં. ૧૯૨૦ની હોવાનું તે કાવ્યના આરંભમાં

૧૬. બૃ. કા. દો. ભાગ ૭ મો, પ્રસ્તા, પૃ. ૫, ૬.

(પૃ. ૬૪ સામે જ) કાપલી ચોડી પછીથી સુધારી લેવામાં આવ્યું છે. પ્રકાશકની નોંધ આ છે :

"શુદ્ધી—પૃષ્ઠ ૬૫ મે ખાનદેશમાંથી મળેલી પ્રતની સાલ સં. ૧૮૯૮ થી ૧૯૦૩ ની લખી છે, પણ તે પ્રત સંવત ૧૯૨૭ માં લખાયલી છે."

આમ સ્વ. ઇચ્છારામને ચૂડક એક પ્રત આ સં. ૧૯૨૭ ની અને દેવીચરિત્રના ભાગની એક પ્રત જેના ઉપરથી એની નકલ કરવામાં આવી તે સં. ૧૮૭૮ ની એમ બે પ્રતની માહિતી હોવાનું જણાય છે. (પાછલી દેવીચરિત્ર પૂરતી જ લક્ષિત છે.)

પ્રાચીન કાવ્યમાળાવાળાઓએ તો પ્રત વિશે કાંઈપણ કહ્યું નથી એટલે એ વિશે કાંઈપણ કહેવાનું નથી રહેતું. છપાયેલી પ્રતમાં બૃ. કા. દો. ના કરતાં વિશેષ કડીઓ ને ક્વચિત્ પાઠાંતરો છે કે જે બૃ. કા. દો. ભાગ ૭ માં ત્યાં ત્યાં નોંધાયેલ છે. પ્રા. કા. માળામા હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્રના રચાવર્ષ સં. ૧૭૬૬ છે. જે તરફ સ્વ. દી. બ. કે. હ. ધ્રુવનું વલણ જણાતાં એ સામે સ્વ. ઇચ્છારામ દેસાઈએ બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવનામાં ટકોર કરી છે.

ગુજરાતી કાવ્યસાહિત્યના માર્મિક વિદ્વાન સ્વ. દેસાઈને માર્કંડેયપુરાણથી સંતોષ નથી થયો. હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્ર પ્રેમાનંદના નથી એવો એમનો અભિપ્રાય નથી એમ કહી ગયાય એમ નથી. ઊલટું એમનું બૃ. કા. દો. ભાગ ૭ માની પ્રસ્તાવનાગતનું વિધાન સમગ્ર માર્કંડેયપુરાણને લક્ષિત કરે છે એ સ્પષ્ટ છે. એટલે અહીં સમગ્ર સ્વરૂપે જ આપેલી ચર્ચા સ્વીકારિયે છિયે. મદાલસા આખ્યાન મૂળ સં. ૧૭૨૮મા રચાયેલું મહત્ત્વના ફેરફારથી માર્કંડેયપુરાણના યોજકે યોગ્ય સ્થળે આમેજ કરી લીધું છે. એ જે સ્વરૂપમા આમેજ થયું છે, એટલે કે જે સુધારાવધારા કરવામાં આવ્યા છે તેવા મદાલસા આખ્યાન-ભાગનો સમાવેશ સમગ્ર માર્કંડેયપુરાણમા કર્યો, અસલનો નહિ, એ અહીં ધ્યાનમાં રાખવું જોઈયે. અસલ મદાલસા અને આ શોધિતવર્ધિત મદાલસા ... ન વચ્ચે ઘણો ફેર છે. પૂર્વની કૃતિ પ્રેમાનંદની હોવા

ખર જોઈ હશે કે નહિ એ શકા છે, કેમકે એક વાર ૧૮૯૮-૧૯૦૩ની સ્વામી બોધક્ષા કે બોધક્ષાનંદની હાથપ્રત વિશે નોધ કર્યા પછી પાછળથી સં. ૧૮૨૭ની એ પ્રત છે એવો સુધારો એમને કરવો પડ્યો છે આમાંનું પહેલું વિધાન એ પ્રત પોતે ન જોઈ હોય અને બીજા કોઈએ એમને માહિતી આપી હોય એ ઉપરથી કરવાનું થયું હોય એમ માનવાનું એ સુધારા પરથી જ જણાય છે. પાછળથી એમનું કોઈએ ધ્યાન ખેચતા એ પ્રત સં. ૧૮૨૭ની હોવાનું સુધારી લીધું છે. એક વસ્તુ લક્ષમા રાખવા જેવી છે કે નવાપરાની એ જ પ્રત ઉપરથી સને ૧૮૯૧-સં. ૧૯૪૭ મા હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્ર છાપ્યા અને પછી ૧૧ વર્ષે સને ૧૯૦૨-સં. ૧૯૫૮મા બૃ કા દો ભાગ ૭ માની પ્રસ્તાવનામા કરોદના ઇચ્છારામ રંગીલદાસ તરફથી એ જ પ્રત મળ્યાનું અને સુધારામા એ સં. ૧૮૨૭ની હોવાનું લખ્યુ છે. એટલે જ એમણે જૂની નવાપરાની પ્રત સં. ૧૮૨૭ (ઈ. સ ૧૮૭૧) ની નકલ થયેલી જ મેળવી હશે એવુ અનુમાન થાય છે. સને ૧૮૯૫ પૂર્વે પ્રા કા. માળાનું માર્કંડેયપુરાણ છપાઈ ગયેલુ હતુ એની અસલ પ્રેસકૉપીના જ ખડ નવાપરાની પ્રતના રૂપમા કે નકલના રૂપમા મળ્યા સભવે છે, તેથી જ છપાતી વખતના સ્વ મટાવાળાના "પુરાણી" વિષયક ઉમેરા એ પ્રેસકોપીમા નથી આ કાવ્ય એ પૂર્વે સેરા પણ જાણીતુ નહોતુ એ બૃ. કા દો ભાગ ૩ જા (સને ૧૮૮૮-સં. ૧૯૪૪) મા પ્રેમાનંદ ઉપરની નોધમા એની કૃતિઓની યાદીમા "માર્કંડેય પુરાણ"નું નામ નથી એ ઉપરથી સમજી શકાય છે ત્યા જ પ્રેમાનંદને નામે ચડેલા કેટલાક અન્ય કાવ્યોના નામ છે એ લક્ષમા રાખવા જેવુ છે. મને શકા છે કે સ્વ ઇચ્છારામ દેસાઈની ભલમનસાઈનો કોઈએ દુરુપયોગ કર્યો છે. પરંતુ એ વિદ્વાન એટલું તો પકડી ગયા કે માર્કંડેયપુરાણ અસલ પ્રેમાનંદની કૃતિ નથી

હવે એના કારણ જોઈએ.

સૌથી પ્રથમ તો એના રચનાવર્ષનો નિર્ણય અપેક્ષિત છે, માર્કંડેયપુરાણમા જણાવ્યા પ્રમાણે માર્કંડેયપુરાણ સ ૧૭૬૫ ની રચના છે પેના ત્રણ આખ્યાનોને બાદ કરતાયે એક વર્ષમા જ એવડો મોટો ગ્રથ પ્રેમાનંદે ૬૫ થી ૭૦ વર્ષની ઉમરે અનૂદિત કર્યો છે માસ તિથિ વાર આપ્યા હોત તો એનો નિર્ણય તરત જ મળી શકત એ આપ્યા નથી, એટલે એ સાધનનો ઉપયોગ નથી થઈ શકતો. પણ સદ્‌ભાગ્યે સ ૧૭૬૫ ના માઘ અને શ્રાવણનો નિર્દેશ થયો છે. માઘમા ૧૨૯ કડવા ને શ્રાવણમા તો ગ્રથ જ પૂરો કર્યો છે.

( પૃ ૬૪ સામે જ ) કાપલી ચોંટાડી પછીથી સુધારી લેવામાં આવ્યું છે પ્રકાશક નોંધ આ છે

"શુદ્ધી—પૃષ્ઠ ૬૫ મે ખાનદેશમાંથી મળેલી પ્રતની સાલ સં ૧૮૭૮ ને ૧૯૦૩ ની લખી છે, પણ તે પ્રત સંવત ૧૮૨૭ માં લખાયલી છે"

આમ સ્વ ઇચ્છારામને તુટક એક પ્રત આ સ. ૧૮૨૭ ની અને દેવીચરિત્ર ભાગની એક પ્રત જેના ઉપરથી એની નકલ કરવામાં આવી તે સં ૧૮૭૮ ની એમ બે પ્રતની માહિતી હોવાનું જણાય છે ( પાછલી દેવીચરિત્ર પૂરતી જ લક્ષિત છે )

પ્રાચીન કાવ્યમાળાવાળાઓએ તો પ્રત વિશે કાંઈપણ કહ્યું નથી એટલે એ વિશે કાંઈપણ કહેવાનું નથી રહેતું છપાયેલી પ્રતમાં બૃ કા દો ના કરતા વિશેષ કડીઓ ને ક્વચિત્ પાઠાંતરો છે કે જે બૃ કા દો ભાગ ૭ માંમાં ત્યાં ત્યાં નોંધાયેલ છે પ્રા કા માળામાં હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્રના રચ્યાવર્ષ સં ૧૭૬૬ છે જે તરફ સ્વ દી બ કે હ ધ્રુવનું લક્ષ જણાતાં એ સામે સ્વ ઇચ્છારામ દેસાઈએ બૃ કા દો ભાગ ૭ માની પ્રસ્તાવનામાં ટકોર કરી છે

ગુજરાતી કાવ્યસાહિત્યના માર્મિક વિદ્વાન સ્વ દેસાઈને માર્કંડેયપુરાણથી સંતોષ નથી થયો હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્ર પ્રેમાનંદના નથી એવો એમનો અભિપ્રાય નથી એમ કહી શકાય એમ નથી ઊલટું એમનું બૃ કા દો ભાગ ૭ માની પ્રસ્તાવનામાંનું વિધાન સમગ્ર માર્કંડેયપુરાણને લક્ષિત કરે છે એ સ્પષ્ટ છે એટલે અહીં સમગ્ર સ્વરૂપે જ આપણે ચર્ચા સ્વીકારિયે છિયે મદાલસા આખ્યાન મૂળ સં ૧૭૨૮માં રચાયેલું મહત્ત્વના ફેરફારથી માર્કંડેયપુરાણના યોજકે યોગ્ય સ્થળે આમેજ કરી લીધું છે એ જે સ્વરૂપમાં આમેજ થયું છે એટલે કે જે સુધારાવધારા કરવામાં આવ્યા છે તેવા મદાલસા આખ્યાન ભાગનો સમાવેશ સમગ્ર માર્કંડેયપુરાણમાં કરવો અસહ્ય નહિ એ અહીં ધ્યાનમાં રાખવું જોઇયે અસલ મદાલસા અને આ શોધિતવર્ધિત મદાલસા આખ્યાન વચ્ચે ઘણો ફેર છે પૂર્વની કૃતિ પ્રેમાનંદની હોવા વિશે લેશ પણ શંકા નથી

સ્વ ઇચ્છારામભાઈએ નોંધ્યું છે એ પ્રમાણે માર્કંડેયપુરાણની હાથપ્રતો હતી આ પ્રતો એમણે જાતે નથી જોઈ એમ કહેવાનું આપણી પાસે કાંઈ સાધન નથી, પણ જે રૂપમાં વિધાનો થયાં છે તે જોતાં શંકા ઉત્પન્ન થાય છે એક તો દેવીચરિત્રની સં ૧૮૭૮ ની પ્રત ઉપરથી કાવ્યની નકલ એમને મળ્યાનું જણાય છે બીજી પ્રત નવાપરાવાળી છે આ નવાપરાવાળી પ્રત પણ એમણે ખરે

પરંતુ આષાઢાદિ ગણતા એમ કલ્પના કરવાની જરૂર નથી રહેતી, એ તદ્દન સ્પષ્ટ છે

આમ માર્કંડેયપુરાણમા કાળવિરોધ ઊભો થાય છે શ્રાવણ પછી એ જ વર્ષનો માઘ આવવાનો પ્રેમાનંદના અન્ય શકારપાદ કાવ્યોમા જેમ તિથિ-વાર-માસ-પક્ષ આપવામા નથી આવ્યા, એ જ પદ્ધતિ આ પુરાણમા પણ સ્વીકારાઈ છે આ પ્રેમાનંદના સિદ્ધ કાવ્યોની પ્રણાલીથી વિરુદ્ધ હોઈ શકા ઉપજાવે છે અને **આમ પહેલો મુદ્દો વિરુદ્ધ જાય છે**

હવે બીજો મુદ્દો પુરાણીઓના ઝવડા વિરોનો છે. પ્રેમાનંદની રચ્યાવર્ષવાળી સિદ્ધ અને અસિદ્ધ કૃતિઓનો કાલાનુક્રમ નીચે પ્રમાણે છે :

| કાવ્ય | રચ્યાવર્ષ | માસ | પક્ષ | તિથિ | વાર |
|---|---|---|---|---|---|
| *૧ લક્ષ્મણાહરણ | સ ૧૭૨૦ | (આશ્વિન | સુદિ | ૧૫ | .. |
| ૨ ઓખાહરણ | સ ૧૭૨૩(?) | ચૈત્ર | સુદિ | ૯ | ગુરુ |
| ×૩ અષ્ટાવક્રાખ્યાન | સ ૧૭૨૬(કે સ ૧૭૬૬) | | | ... | |
| ૪ અભિમન્યુ આખ્યાન | સ ૧૭૨૭ | શ્રાવણ | સુદિ | ૫ | |
| ૫ ચંદ્રહાસાખ્યાન | સ ૧૭૨૭ | જ્યેષ્ઠ(?) | સુદિ | ૭ | સોમ |
| ૬ મદાલસાખ્યાન | સ ૧૭૨૮ | ચૈત્ર | વદિ | ૫ | રવિ |
| ×૭ ઋષ્યશૃંગાખ્યાન | સ ૧૭૨૯ | • | | | |
| ×૮ પાંડવાશ્વમેધ | સ ૧૭૩૨ | વૈશાખ | સુદિ | ૧૩ | રવિ |
| × દ્રૌપદીહરણ | સ ૧૭૩૨ | | | | ... |
| ૧૦ હૂંડી | સ ૧૭૩૩ | વૈશાખ | વદિ | ૧ | |
| *૧૧ હારમાળા (વર્ધિત) | સ ૧૭૩૪ | ચૈત્ર | સુદિ | ૧૫ | |
| *૧૨ દ્રૌપદીસ્વયંવર | સ ૧૭૩૬ | આશ્વિન | વદિ | ૨ | બુધ |
| ૧૩ શ્રાદ્ધ | સ ૧૭૩૭(?) | ભાદ્રપદ | વદિ | ૩ | શુક્ર |
| ×૧૪ માંધાતાખ્યાન | સ ૧૭૩૭ | | ... | | |
| ૧૫ સુદામાચરિત | સ ૧૭૩૮ | શ્રાવણ | સુદિ | ૭ | શુક્ર |
| ×૧૬ ભગવદ્ગીતા | સ ૧૭૩૮ | .. | | • | |
| ૧૭ મામેરું | સ ૧૭૩૯ | આસો | સુદિ ?) | ૮ | રવિ |
| ૧૮ સુધન્વાખ્યાન | સ ૧૭૪૦ | કાર્તિક | સુદિ | ૯ | શુક્ર |
| ૧૯ રુક્મિણીહરણનો શલોકો | સ ૧૭૪૦ | વૈશાખ | વદિ | ૧૨ | ગુરુ |
| ×૨૦ શામળશાનો મોટો વિવાહ | સ ૧૭૪૦ | | | | ... |

અહીં એ પ્રશ્ન ઉઠે છે કે પ્રેમાનંદે પોતાનાં કાવ્યોમાં વિક્રમ સંવત્સર આષાઢી લીધો છે કે કાર્તિકી? આપણા દેશમાં કાર્તિકી સંવત્સર ચાલુ હતો એવું હરિદાસના "શામળશાહના વિવાહ"ને અંતે કરેલા નિર્દેશથી જણાય છે :

"રામ ચૌદમાં ચાલ જૂજવી, બુદ્ધિમાને વિસ્તારજી;
કાર્તિક સુદિ પડવો દીપોત્સવ, અનુરાધા ભૃગુવારજી. ૩૫"
સંવત્ સત્તર પંચવીસો પૂરણ છવીસો તે દિનજી;
સિદ્ધિયોગમાં પૂર્ણ કથા થઈ, હરિ બોલો હરિજન જી. ૩૬"[17]

તા. ૧૪-૧૦-૧૬૬૯ ને શુક્રવાર એ સાચો દિવસ છે, એટલે હરિદાસે કાર્તિકી સંવત્સર સ્વીકાર્યો છે, એ અત્યંત સ્પષ્ટ છે. એ રીતે માર્કંડેયપુરાણનું પણ વર્ષ કાર્તિકી હોય, પણ ઉપર આરંભમાં જ બતાવવામાં આવ્યું છે કે "સુદામાચરિત્ર"ના પુરાવાથી પ્રેમાનંદે આષાઢાદિ સંવત્સર સ્વીકારેલ છે એમ પ્રાપ્ત થાય છે.

એ વખતે આષાઢાદિ સંવત્સર પણ સ્વીકૃત હતો એવું વલ્લભ ભટ્ટના ભાગવતના સ્કંધોનાં રચનાવર્ષોના મેળથી પણ સમજાય છે. એના સ્કંધોનાં રચનાવર્ષ આ પ્રમાણે છે :

| | | | | | |
|---|---|---|---|---|---|
| [18]દ્વિતીયસ્કંધ | સં. ૧૭૬૪ | વૈશાખ | વદિ | ૧ | મંગળવાર |
| તૃતીયસ્કંધ | „ | જ્યેષ્ઠ | સુદિ | ૧૫ | બુધવાર |
| ચતુર્થસ્કંધ | „ | આષાઢ | સુદિ | ૧૦ | રવિવાર |
| પંચમસ્કંધ | „ | ચૈત્ર | વદિ | ૫ | મંગળવાર |
| ષષ્ઠસ્કંધ | „ | વૈશાખ | સુદિ | ૨ | રવિવાર |
| સપ્તમસ્કંધ | „ | જ્યેષ્ઠ | વદિ | ૧૦ | બુધવાર |
| અષ્ટમસ્કંધ | સં. ૧૭૬૫ | આષાઢ | વદિ | ૯ | મંગળવાર |
| નવમસ્કંધ | „ | ભાદ્રપદ | વદિ | ૧૦ | શુક્રવાર |

આ ઉપર નોંધ કરતાં સ્વ. અંબાલાલ જાનીએ લખેલું કે "આથી સમજાય છે તેમ કવિએ ચોથો સ્કંધ પાંચમા અને છઠ્ઠા સ્કંધ પછી રચ્યો છે."[19]

---

૧૭. પ્રા. કા. માળા, અં. લમો, પૃ. ૬૦.

૧૮. ભાઈશ્રી નટવરલાલ દેસાઈને સુરતથી એક સારી પ્રત મળી. તેમાં પ્રથમ સ્કંધ સં. ૧૭૫૪માં રચાયાનું મળ્યું છે (પદબંધ ભાગવત, પ્રસ્તા. ૮ની પાદટીપ). વલ્લભે તો ભાગવતથી જ પોતાની કવિતા શરૂ કરી એમ સમજાય છે. ત્યાં પાદટીપમાં ચતુર્થ સ્કંધ વિશે 'માઘ' માસ લખેલ છે, પણ છાપેલા કાવ્યમાં 'આષાઢ' જ છે.

૧૯. ફા. ગુ. સ. હ. લિ. પુ. સવિસ્તર યાદી, ભાગ ૨જો, પૃ. ૩૭૭.

પરંતુ આષાઢાદિ ગણતાં એમ કલ્પના કરવાની જરૂર નથી રહેતી, એ તદ્દન પષ્ટ છે.

આમ માર્કંડેયપુરાણમાં કાળવિરોધ ઊભો થાય છે. શ્રાવણ પછી એ જ વર્ષનો માઘ આવવાનો. પ્રેમાનંદનાં અન્ય શંકાસ્પદ કાવ્યોમાં જેમ તિથિ-વાર -માસ-પક્ષ આપવામાં નથી આવ્યાં, એ જ પદ્ધતિ આ પુરાણમાં પણ સ્વીકારાઈ છે. આ પ્રેમાનંદનાં સિદ્ધ કાવ્યોની પ્રણાલીથી વિરુદ્ધ હોઈ શંકા ઉપજાવે છે. અને **આમ પહેલો મુદ્દો વિરુદ્ધ જાય છે.**

હવે બીજો મુદ્દો પુરાણીઓના ઝઘડા વિશેનો છે. પ્રેમાનંદની રચ્યાવર્ષવાળી સિદ્ધ અને અસિદ્ધ કૃતિઓનો કાલાનુક્રમ નીચે પ્રમાણે છે :

| કાવ્ય | રચ્યાવર્ષ | માસ | પક્ષ | તિથિ | વાર |
|---|---|---|---|---|---|
| *૧. લક્ષ્મણાહરણ | સ. ૧૭૨૦ | (આશ્વિન | સુદિ | ૧૫ | ... |
| ૨. ઓખાહરણ | સ. ૧૭૨૩(?) | ચૈત્ર | સુદિ | ૯ | ગુરુ |
| ×૩. અષ્ટાવક્રાખ્યાન | સ. ૧૭૨૬(કે સ. ૧૭૬૬) | | ... | ... | ... |
| ૪. અભિમન્યુ આખ્યાન | સ. ૧૭૨૭ | શ્રાવણ | સુદિ | ૫ | ... |
| ૫. ચંદ્રહાસાખ્યાન | સ. ૧૭૨૭ | જ્યેષ્ઠ(?) | સુદિ | ૭ | સોમ |
| ૬. મદાલસાખ્યાન | સ. ૧૭૨૮ | ચૈત્ર | વદિ | ૫ | રવિ |
| ×૭. ઋષ્યશૃંગાખ્યાન | સ. ૧૭૨૯ | ... ■ | ... | ... | ... |
| ×૮. પાંડવાશ્વમેધ | સં. ૧૭૩૨ | વૈશાખ | સુદિ | ૧૩ | રવિ |
| ×૯. દ્રૌપદીહરણ | સં. ૧૭૩૨ | ... | ... | ... | ... |
| ૧૦. હૂંડી | સ. ૧૭૩૩ | વૈશાખ | વદિ | ૧ | ... |
| *૧૧. હારમાળા (વર્ધિત) | સ. ૧૭૩૪ | ચૈત્ર | સુદિ | ૧૧ | ... |
| *૧૨. દ્રૌપદીસ્વયંવર | સ. ૧૭૩૬ | આશ્વિન | વદિ | ૨ | બુધ |
| ૧૩. શ્રાદ્ધ | સં. ૧૭૩૭(?) | ભાદ્રપદ | વદિ | ૩ | શુક્ર |
| ×૧૪. માંધાતાખ્યાન | સ. ૧૭૩૭ | ... | ... | ... | ... |
| ૧૫. સુદામાચરિત | સ. ૧૭૩૮ | શ્રાવણ | સુદિ | ૭ | શુક્ર |
| ×૧૬. ભગવદ્ગીતા | સ. ૧૭૩૮ | ... | ... | ... | ... |
| ૧૭. મામેરું | સ. ૧૭૩૯ | આસો | સુદિ(?) | ૯ | રવિ |
| ૧૮. સુધન્વાખ્યાન | સ. ૧૭૪૦ | કાર્તિક | સુદિ | ૯ | શુક્ર |
| ૧૯. રુક્મિણીહરણનો શલોકો | સં. ૧૭૪૦ | વૈશાખ | વદિ | ૧૨ | ગુરુ. |
| ×૨૦. શામળશાનો મોટો વિવાહ | સં. ૧૭૪૦ | ... | ... | ... | ... |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧. રણયજ્ઞ | સં. ૧૭૪૧(?) | ચૈત્ર | સુદિ | ૨ | રવિ |
| ૨૨ નળાખ્યાન | સં. ૧૭૪૨ | પૌષ | સુદિ | ૨ | ગુરુ |
| ×૨૩ હરિશ્ચંદ્રાખ્યાન | સં. ૧૭૫૦ | | ... | . | |
| ×૨૪. દેવીચરિત | સં. ૧૭૫૨ | ... | | .. | ... |
| *૨૫. સુભદ્રાહરણ | સં ૧૭૫૮ | ફાલ્ગુન | સુદિ | ૧૦ | ગુરુ |
| ×૨૬ માર્કંડેયપુરાણ | સં. ૧૭૬૫ | માઘ શ્રાવણ | | ... | ... |

* આ નિશાનીવાળાની કૃપ વિશે શંકા થતી નથી, માત્ર કર્તૃત્વ ચર્ચાસ્પદ છે
× આ નિશાનીવાળાની કૃપ હોવાનો કોઈ સંતોષકારક ખુલાસો નથી

આ ૨૬ કૃતિઓમાંથી પુરાણીઓ સાથેનો ઝઘડો નીચેની કૃતિઓમાં ઉલ્લેખિત છે

અષ્ટાવક્રાખ્યાન, ઋષ્યશૃંગાખ્યાન, હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત અને માર્કંડેયપુરાણ
(સં ૧૭૨૬ કે ૧૭૬૬) (સં. ૧૭૨૦) (સં ૧૭૫૦) (સં. ૧૭૫૨) (સં. ૧૭૬૫)

આમાંથી અષ્ટાવક્રાખ્યાન અને ઋષ્યશૃંગાખ્યાનમાં માત્ર આડકતરું સૂચન જ આવે છે; જેવું કે—

"કેમણ પોથી માય, ન મતિ પુરાણી ભરી" (અષ્ટા, પૃ ૮)
"બનિયા પુરાણી બુનસુણા, સુસ્વરે ભાખે જ્ઞાન,
કૃપપુરાણ ને પુરાણને, એળને બહુ માન ૨૦" (ઋષ્ય કડવું ૧૩ સ)

પછી છેક ૧૭૫૦માં હરિશ્ચંદ્રાખ્યાનમાં સૌથી પ્રથમ પુરાણીઓની ઉઘાડી ઝાટકણી આપે છે દેવીચરિત્રમાં તદ્દન અને માર્કંડેયપુરાણમાં એ બન્નેથી જરા પણ ઓછી નહિ, સાથે પરાકોટિએ પહોંચેલી મળી આવે છે. એ આશ્ચર્યની વાત છે કે એની સિદ્ધ કે અસિદ્ધ બીજી કોઈપણ કૃતિમાં પુરાણીઓની નિંદા પ્રાપ્ત થતી નથી. (દશમસ્કંધમાં એવું સૂચન હોવાનું કહેવાય છે તેનો ખુલાસો નીચે આપવાનો આવ્યો છે )[૨૦]

---

૨૦ સમગ્ર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં "પુરાણીઓ' તરફની સૂગ ક્યાંય પણ નોંધાઈ હોય તો એ પ્રા કા ત્રૈમાસિક અને પ્રા કા માળાના પ્રકાશન થયા એ પૂર્વે જ એ બન્ને માળાના સુપ્રસિદ્ધ ટીકાકાર સ્વ કલાદીપ છોટાલાલ નરભેરામ ભટ્ટની બે કાવ્યકૃતિઓ "શાંતિસુધા" (રચ્યા સં. ૧૯૨૫ સને ૧૮૬૯) અને "કામકટાક્ષ" (રચ્યા સં. ૧૯૩૫ સને ૧૮૭૯)માં આમાંથી "શાંતિસુધા'માં થાય આડકતરી રીતે મળે છે

અત્રે હરિશ્ચન્દ્રાખ્યાન અને રેણીચરિત્ર વિશે થોડુંક વક્તવ્ય રહે છે. આ અને કાવ્ય માર્કંડેયપુરાણના જ ખંડ છે અને જુદે જુદે કાળે રચાયેલાં હોય ?

(૧) "ઓશો હવે પુરાણી, આ છે પરદેશિ શાખિ પણ વિના;
એ જે કે' તે સાચું, વધા પુરાણી, પરતુ લક્ષ વિના. ૨૫"

× × ×

"આશો છેક તત્ત્વ દેખાય, કપમ ઉભો નહી પેખાય ?
સમજે શી પુરાણી વાત, વાંચે રાસ ને દિનરાત. ૩૩
કચ કુચ ને નિતંબ વખાણી, થોથી શુદ્ધ જોડે વાણિ;
ગોપીગીત ગાયે નિત્ય, ગોપીનાથ સાથે પ્રીત. ૩૪"
(પૃ. ૨૫૧)

(૨) "કર્દ ૯રુણ પુરાણી, મૈરુને વાગ પાસે,
કદિ કદિ જન ભોગા ભોગવે છે પ્રયાસે;" (પૃ. ૨૫૩)

(૩) "રમાનાથ છો પુરાણી તોય દિસો થાક,
ચૂપચૂપ બેસિ રહ્યા, મારતા તડાકા;
કેમ કહુ કે નહિ ઠાકોર ઠમ દિસે છે,
પણ વિચારિ લાભ પુરાણી જુઓ હસે છે ! ૧૩"
(પૃ. ૨૯૮)

રમાપતિ કપટથી "પુરાણી" થઈ રહ્યો છે એ ઉલ્લા આધારોમાં સ્પષ્ટ છે.

"કામકટાક્ષ"નું તો મુખ્ય પાત્ર જ હરિરામ ભટ્ટ છે. ને ૨જા અંધાયમાં એની લાલસાનો બનાવ નોંધ્યો છે. બેશક, આખરે એ સુધરી જાય છે.

• અહીં નીચેની સાલવારી સરખાવી જવા જેવી છે :

(૧) "શાતિસુધા"— રચ્યા સ. ૧૯૧૫ (સને ૧૮૫૯)
(૨) "અષ્ટાકાખ્યાન"— „ „ ૧૭૨૬ કે ૧૭૬૬—(?)
(૩) "ઋષ્યશૃંગાખ્યાન"– „ „ ૧૭૨૯ (?)
(૪) ભારતસાર (હરિદાસનો) „ „ ૧૭૩૭ (?)
(૫) "માર્કંડેયપુરાણ— „ „ ૧૭૬૫— (?)
(૬) "કામકટાક્ષ"— „ „ ૧૯૩૫ (સને ૧૮૭૯)

"ઋષ્યશૃંગાખ્યાન" સં. ૧૭૨૯માં રચાયું છે; ત્યાં "ઓગણત્રીસા" દુકાળનો નિર્દેશ છે. સ. ૧૯૨૯ સને ૧૮૭૩ માં લૉર્ડ નૉર્થબ્રુકના સમયમા

એવું લેશ પણ જણાતું નથી. મદાલસા સં. ૧૭૨૮માં રચાયેલું માર્કંડેયપુરાણ દાખલ કરવામાં આવ્યું છે. એમાં ખૂબ સુધારાવધારા કરવામાં આવ્યા છે ને તેથી જ એ જુદું પડી જાય છે. એટલે જ એ કહેવાનું પ્રાપ્ત થાય છે કે હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્રને માર્કંડેયથી અલગ ગણવાની જરૂર નથી. એથી સમગ્રતયા માર્કંડેયપુરાણને આપણે લિખિતકું લઈએ, અને તેથી એ સં. ૧૭૬૫ માં જ લેખકે રચ્યા હોવાનું પ્રા. કા. માળામાં સૂચન છે તે જ સ્વીકારી ચર્ચા ચલાવવી મને યોગ્ય જણાઈ છે.[21]

---

હિંદમાં મોટો દુકાળ પડયો હતો અને અયોધ્યા વગેરે પ્રાંતોમાં પારાવાર કષ્ટ થયું હતું એનો જો આમાં ગર્ભિત નિર્દેશ હોય તો સં. ૧૭૨૯ નહિ પણ સં. ૧૯૨૯—સને ૧૮૭૩ એ સાચું રચ્યાવર્ષ હોય! બાકી સં. ૧૭૨૯ નો દુકાળ ક્યાંય પણ નોંધાયો નથી.

"માર્કંડેયપુરાણ" સં. ૧૭૬૫ માં રચાયું છે અને "અષ્ટાવક્રાખ્યાન" એક મતે સં. ૧૭૬૬માં છે, પણ આ વર્ષો પુરવાર થઈ શકવાની કોઈ સ્થિતિમાં નથી. એ સં. ૧૯૨૫ અને ૧૯૩૫ વચ્ચે રચાયેલી કૃતિઓ જણાય છે.

"દ્રૌપદીહરણ" નાં પણ બે વર્ષ સં. ૧૭૩૨ ને ૧૭૪૫ છે. એ સં. ૧૯૩૨ માં એ કાવ્યનો આરંભ ને સં. ૧૯૪૫ માં પૂર્તિ બતાવે છે. બરાબર સં. ૧૯૪૫માં એ છપાઇ પ્રસિદ્ધ થયું છે.

"શામળશાના મોટા વિવાહ" નું રચ્યા વર્ષ સં. ૧૭૪૦ છે. એ સિંહસ્થની પૂર્ણાહુતિએ પૂર્ણ થયું છે. એ પહેલા 'ચંદ્રહાસાખ્યાન" ના "સિંહસ્થ વર્ષની સંધિ" ના સં. ૧૭૨૭ વાળા વર્ષથી ૧૨ વર્ષ ગણી ઉપજાવેલું વર્ષ છે. પણ રચનાની દૃષ્ટિએ "દ્રૌપદીહરણ" અને આ "વિવાહ" વચ્ચે પેલાં ત્રણ નાટકો અને "મદાલસાખ્યાન" (સં. ૧૭૩૭) સમાઈ જાય છે. એટલે એ મને છેલ્લી કૃતિ લાગે છે.

"મિથ્યા પ્રેમાનંદ" ના તખલ્લુસથી થયેલા આ નવ પ્રયત્નો અને "શાંતિ-સુધા" "કામ-કંદર્પ" કાવ્યબંધ અને શૈલીની દૃષ્ટિએ એક કર્તૃક છે, એવું મને લાગ્યું છે

૨૧. સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે એવું મંતવ્ય રજૂ કર્યું છે કે રત્નદાસે "હરિશ્ચંદ્રાખ્યાન" રચ્યું છે તેમાં પ્રેમાનંદના "હરિશ્ચંદ્રાખ્યાન" તરફ જાણે કે સમાદાર બતાવ્યો હોય એવું છે. રત્નદાસ ગુરુ પ્રેમાનંદને 'સંત' કહે છે :

"માર્કંડેયપુરાણ" સં. ૧૭૬૫માં રચાયું હોઈ, એ પ્રેમાનંદે રચ્યું હોય ૬૫ થી ૭૦ વર્ષની વૃદ્ધાવસ્થામાં રચ્યું હોય. હવે મા. પુ. માં જે રીતે

> "હરિકૃપાએ બાળપણથી, મળ્યો સદ્‌ગુરુ સાર;
> તેણે કરીને થયો મુજને, સંત અંગીકાર. ૧૬
> માન મૂકી ધરૂ ઇચ્છા, કહેવા ગુણ હરિશ્ચંદ્ર;
> સત્યવાદી સર્વ જાણે, ભક્ત પ્રેમાનંદ. ૧૭"
>
> (કડવું ૧ લું)

અને "ગુરૂપ્રતાપે થઇ પૂરણ, જન જાણો નિરધાર. ૭
સંતકૃપાએ કવિબુધ આવે, મૂમત ન આણું મન રે;"

(કડવું ૩૦ મું)

આ **સંત** તે પ્રેમાનંદ!

હવે આપણે જોઈયે કે રત્નદાસે "હરિશ્ચંદ્રાખ્યાન" ક્યારે રચ્યું. કાવ્યને અંતે આ પ્રમાણે મળે છે:

> "**સંવત સત્તરસે** ચ્યારોતરો, કાર્તિક માસ તે સાર રે;
> **શુદ્ધ** શોભાએ વાર **ચતુર્થી**, સુખદાયક ગુરુવાર રે. ૫
> × × ×
> **નડવડવાસી** વિપ્ર તણે કુળ, કહાવે હરિનો દાસ રે;
> × × ×
> પુણ્યદાયી એ ગ્રન્થ મનોહર, કીધો રત્ને વિસ્તાર રે. ૧૦"

( સને ૧૮૯૨ માં મુમ્બઈની "સુવિચારક મંડળી" એ પ્રસિદ્ધ કરેલું હરિશ્ચંદ્રાખ્યાન, પૃ. ૭૧ )

હવે સ્વ. કે. હ. ધ્રુવે "ચ્યારોતરો" ને સ્થાને "ચુંવોતરો" પાઠ કલ્પી પ્રેમાનંદના શિષ્ય તરીકે રત્નદાસને કહ્યો છે અને તદંતર્ગત "માર્કંડેયપુરાણ" વિશે વિધાન કર્યા છે. ગણિતથી જોતાં સ. ૧૭૭૪ના કાર્તિક સુદિ ૪ ને દિવસે ગુરુવાર નહિ પણ રવિવાર (તા. ૨૭-૧૦-૧૭૧૭) આવે છે. એમણે કરેલા ગણિતથી પણ રવિવાર જ છે. એ માટે એઓએ પછી ચોથ નહિ પણ ચતુર્દશી-ની કલ્પના કરી છે. પણ એ દિવસે તો બુધવાર આવે છે, એ ધ્યાન બહાર ગયું હશે! આ બધું શા માટે! મૂળ તિથિવાર સાચા જ છતાં બદલવાની એ અતિહાસિક રીત છે! માટે જ સં. ૧૭૭૪ ની કલ્પના નિરર્થક છે. સં. ૧૭૦૪ ના

પુરાણીઓની નિંદા કરવામાં આવી છે તે એટલી ઉંમરે પ્રેમાનંદે કરી હોય એવું સ્વીકારી શકાય એમ છે? નીચેના ત્રણ ચાર નમૂના જોઈયે —

(૧) "પુત્ર પુરાણીના હો, હોયે મૂર્ખ અને અજાણ,
સુખ કહે આણીનો હો, લહી બીજો સુત સુજાણ. ૮૮

(કડવું ૪૩)

(૨) "ઘરવિપ્રાણી હોયે કર્કશા તો કરો પુરાણી જન આમ રે ૬
તમારી દયિતા દૈત્યને દઈ, સુધરાની લેજો નાર રે'

(૩) "આથી ઉતરતું પુરાણીને, ઘેરે ઘેરે બાઈ,
છે નારીઓનું તેજ અતિશે તે સજ્જન વડે દુખદાઈ ૭૩
જ્યમ સૂર્યશ્વશુરે સૂર્ય કેરું હર્યું થોડું તેજ,
ત્યમ પુરાણી પિતા સ્નુષા કેરું હરો યૌવન હેજ ૭૪'

(કડવું ૧૪૩)

(૪)" સુત ઉપજાવો તો ઉપજાવો આવા, પુરાણી બાવા તમે ૭
આઈકાગલા વાડે ઉછર્યા, તે કામ ન આવે સાર સમે ૨૪'

(કડવું ૨૧૪)

૨૧૬ કડવામાં થો । કડવાના જ અપવાદે કેટકેટ અધ્યાયને અંતે ચાલુ કથાપ્રસંગમાં જ પુરાણીનિંદા વણી લીધી છે કેટલેક સ્થળે એ માટે પાંચ પાંચ સુધી કડીઓ પણ રોકાઈ ગઈ છે, પણ ઉપર આ જે ચાર નમૂના લીધા છે તેનાથી સો આરો આક આવી જાય છે કોઈપણ સંસ્કારિત વ્યક્તિ આવું લખી શકે નહિ તો પ્રેમાનંદ જેવા કવિ આવું ભદ્દું લખે એ કેમ માની શકાય?

પ્રેમાનંદને પુરાણીઓ સાથે ઝઘડો હતો એનું પ્રમાણ શું છે? રત્નેશ્વરને ડભોઈમાં પુરાણીઓ સાથે ઝઘડો થયો અને એ કારણે ચાલ્યો ગયો અને પછી વડોદરામાં આવી પ્રેમાનંદને ગુરુ તરીકે સ્વીકાર્યો, આવી હકીકત ૧૨ કડવામાં

કાર્તિક સુદિ ૪ ને ગુરુવાર (તા ૨૨ ૧૦–૧૬૪૭) એ સાચો દિવસ છે આવી સ્થિતિના રત્નદાસને સં ૧૭૦૪માં કયા ખેંચી જઈ શકાય? પ્રેમાનંદથી આપણો પ્રેમાનંદ જો ઇષ્ટ હોય તો સં ૧૭૦૦માં જન્મ લેખે ચાર વર્ષનો અને સં. ૧૬૯૨માં જન્મ લેખે ૧૨ વર્ષનો પ્રેમાનંદ ગુરુ બન્યો હોય'

આમ આ આખી કલ્પના ફોકટ જાય છે કલ્પનાની પણ કાંઈક હદ હોવી જોઈયે.

આવી છે. પણ રત્નેશ્વર આ વિશે એની સિદ્ધ કૃતિઓમાં ક્યાંય પણ ઇશારો કરતો નથી. "સ્વર્ગારોહણી" માં એવો ગર્ભિત ઉલ્લેખ છપાયો છે તેને પ્રાચીન પ્રતનો ટેકો નથી અને એણે એના ભાગવતનો અનુવાદ, સ્વર્ગારોહણી ને અશ્વમેધ ડભોઈની બહાર રચ્યાં જણાતાં નથી. દ્વિતીય સ્કંધનો અનુવાદ તો એ સં. ૧૭૪૯ માં ડભોઈમાં જ કરે છે:

"સંવતની સંખ્યા સવિલાસ, સત્તરને ઓગણુપંચાસ, ૧૦૮
કાર્તિક વિધુસદ એકાદશી, વાર વિધુ (? બુધ) સહિત ઉલ્હસી.
મેઘતનય દર્ભાવતી ગામ, શ્રીમાળી રત્નેશ્વર નામ, ૧૦૯
ગીર્વાણ વાણીનો કવિ, તોહે પ્રાકૃતની મતિ હવી;
જડમતિ જાણે જ્ઞાન વિચાર, એ અર્થે કીધો ઉપકાર."

(દ્વિ. સ્કં. અ. ૧૦ મો)

આ મિતિ સં. ૧૭૪૯ (શાકે ૧૬૧૪) ના કાર્તિક સુદિ ૧૧ બુધવાર (તા. ૯-૧૧-૧૬૯૨) છે.

અને એણે ભાગવતની રચનાનું કારણ પણ શું આપ્યું છે?

"વ્યસન-વશથી આચરૂં હું મહા મોદ્દ કામ."

(પ્ર. સ્કં. અ. ૧, કડી ૮મી)

રત્નેશ્વરે સૌથી પ્રથમ ભાગવતાનુવાદમાં દશમ સ્કંધ રચ્યો જણાય છે:

"સંવત્ સત્તર ઓગણચાલીસ, ભાદ્રપદે નિર્ધારજી ॥
દશમસ્કંધ થયો સંપૂર્ણ, ઋષિપંચમિ રવિવારજી ॥ ૯૭ ॥"

આ આષાઢી સં. ૧૭૩૯ના ભાદરવા સુદિ ૫ રવિવાર (તા. ૨૭-૮-૧૬૮૨) છે. આ કાવ્યને અંતે એણે શ્રીધરના પરમાનંદ નામના ગુરુને પ્રણામ કર્યા છે; જેવો કે—

"શ્રીધર સ્વામી ટીકા કીધી, શ્રી ભાગવતી સારજી ॥
પરમાનંદ ગુરૂ પરણામી, દશમસ્કંધાધારજી ॥ ૯૩ ॥
શ્રીધરકૃત મેં ભાષક ગુંપે, ભાખ્યું પ્રાકૃત એહજી ॥
પ્રસન્ન થજો પરમાનંદ ગુરૂ, નૃસિંહદૈવત જેહજી ॥ ૯૪ ॥

(દ. સ્કં. અ, ૯૦)

આ પરમાનંદ ગુરુ કોણ? એ શું વડોદરાનો પ્રેમાનંદ છે? એ પ્રેમાનંદ

"નૃસિંહદૈવત" હશે ! આપણા પ્રેમાનંદે કદી કયાંય નૃસિંહને નમસ્કાર કર્યા છે ખરા ?

જવાબ માત્ર નકારમાં જ આવશે. એ પરમાનંદ શ્રીધરનો ઇષ્ટદેવ જણાય છે, એથી વિશેષ એની સિદ્ધ કૃતિઓમાંથી કાંઈ પણ મળતું નથી માત્ર નામસામ્યે રત્નેશ્વરને પ્રેમાનંદનો શિષ્ય કહી શકાય નહિ. મોઈ પરમાનંદ ગુરુ રત્નેશ્વરને દશમસ્કંધ રચનામાં આધારભૂત હતો, એટલું પણ આવતું નથી, અને એ પણ પ્રેમાનંદે દશમસ્કંધ રચ્યો એ પૂર્વે કેટલાએક વર્ષો ઉપર

મહાભારત–રામાયણ–ભાગવતાદિ ગુજરાતીમાં ગાનારા એક પણ કવિએ આજ દિવસ સુધી પુરાણીઓ સામે બળાપા કાઢયાનું જાણવામાં નથી, તો પ્રેમાનંદ એટલી હલકાઈ વાપરી પુરાણીનિંદા આપે એ કેવી રીતે ગળે ઊતરી શકે ?

પુરાણીઓ સાથેના ઝગડાનું સમર્થન હરિદાસના 'સારતસાર'માંના એક નિર્દેશથી કરવામાં આવે છે

> "બીજા મૂર્ખ શું જાણે એનેજી, અજાણ્યા નિંદે જેનેજી,
> કહે સુણે ભારત પૂરજી, તેનું આવરદા થાય અધૂરજી. ૩
> એ તો મૂર્ખ કેરી છે વાતોજી, જાણે અજ્ઞાન કેરી રાતોજી,
> નવ જાણે પુરાણી બાવાજી, તેથી એવા ઢોંગ મચાવ્યાજી."૨૨ ૪

અને હરિદાસનું આ કાવ્ય સં ૧૭૩૭ માં માસ–પક્ષ–તિથિ–વારના નિર્દેશ વિના રચાયું છે કવિ પ્રેમાનંદે ગુરુનું નામ લખવાની શિષ્યોને મનાઈ કરી હતી એ બતાવવા 'સારતસાર' વગેરે હરિદાસને નામે પાછળથી રચાયાં લાગે છે એનું એક જ સાચું કાવ્ય "વિવાહ" (ર સં ૧૭૨૬, કાર્તિક સુદિ ૬ શુક્ર) છે સામાન્ય રીતે પ્રેમાનંદના અસિદ્ધ કાવ્યોમાં આવે છે એમ

---

૨૨ આવો એક અછડતો નિર્દેશ વીરજીને નામે "દશાવતાર"માં પણ મળે છે વ્યાસાવતારસ્તુતિમાં, જેવો કે

> "પુરાણીનું પૂર કરવા, દેવે અવતાર લીધો,
> બ્રાહ્મણનું તો નામ રાખિયું, અવતાર સફળ કીધો. ૨૩"
>
> (પ્રા કા માળા, ગ્રંથ ૮, પૃ ૨૦૯)

અને આ કૃતિ સં. ૧૯૪૨ માં રચી અપાઈ છે આની પણ ઉપર મુજબ જ સ્થિતિ છે સં ૧૯૪૨ તે સં ૧૬૪૨ હશે !

> "અભિધાન એ મિથ્યા જાણોજી,
> હરિદાસ હરિજનને વખાણોજી"
>
> (કડવું ૨૭, કડી ૧૧)

—થી માઈ મિથ્યા હરિદાસે આ કૃતિ રચી છે

(આ વિશે વિશેષ હકીકત 'હરિદાસ"ના ચરિતમાં આવશે )

આવા અશ્રદ્ધેય પુરાવાથી પ્રેમાનંદના પુરાણીઓ સાથેના ઝઘડાને સમર્થિત કરી શકાય એમ નથી

વસ્તુસ્થિતિએ પ્રેમાનંદને પુરાણીઓ સાથે ઝઘડાનો એક પણ પ્રાચીન સબળ પુરાવો આપણી પાસે નથી, સિવાય કે સ્વ. નર્મદાશંકર વગેરેએ નોંધેલી દંતકથાઓ. એ દંતકથાનો જ જાણે કે પડઘો પાડે છે, તેથી પણ માર્કંડેયપુરાણ પ્રાચીન પ્રેમાનંદની કૃતિ તરીકે સ્વીકારી શકાય એમ નથી [૨૩]

વ્યાસો સાથે ઝઘડાનું સૂચન પ્રેમાનંદની અંતિમ કૃતિ "દશમસ્કંધ"માં હોવાનું મળી આવે છે એમ સ્વીકારી માર્કંડના પુરાણીઝઘડાનું સામાન્ય રીતે સમર્થન કરવામાં આવે છે "દશમસ્કંધ'માંના એ અવતરણના જેવા શબ્દ માર્કંડ માં પણ મળે છે

(૧) "આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃતજી, આ પાસા વિપ્ર કહે પ્રાકૃતજી,
કવિ કહેશે કરે છે ગર્વજી, નહિ ગર્વ એ પુરાણી ધર્વજી
વ્યાસ મહાત્માનું ધરી પડ્યા નામજી, નિંદક કોઈ કહે એમના કામજી"

(કડવું ૧૩, કડી ૪૯-૫૦)

(૨) "આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા છે મારું પ્રાકૃત.
કવિયો કહેશે આ શો ગર્વ, નથી ગર્વ સાંભળો સર્વ.
થયા પુરાણી મોંઘા ડાટ તેથી મને થયો ઉચ્ચાટ.
હવે કોણ વખાણે વસમી વાટ થયા બેઉ સ્વર્ગ નર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃતરૂપી વિમાન, જાણતાં ન લેઈએ મહાન"

(કડવું ૩૨ કડી ૧૧૨-૧૧૪)

હવે આને "દશમસ્કંધ"માંના વચનો સાથે સરખાવિયે

---

[૨૩] શ્ર કે. હ. ધ્રુવ સં. ૧૭૧૫ માં પુરાણીઝઘડો પૂરો થયાનું લખે છે. (પ્રેમાનંદ પૃ ૧૭), પણ એની અસિદ્ધતા ઉપર સ્પષ્ટ થઈ જાય છે.

"તે મધ્યે સાર છે દશમસ્કંધ, કથા જોડું હું પ્રાકૃત પદબંધ,
કથાપ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે.
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારૂં પ્રાકૃત.
આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઇબંધ.
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન.
નથી વાદવચન કીધું પ્રકાશ, એમ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસવાણી જાણી મેં જથા, તેની પ્રાકૃત જોડી કથા."

(આની આ કડીઓ દશમસ્કંધમાં થોડા જ પાઠભેદે કડવાં ૧૩, ૩૨, ૩૭, ૩૮, ૪૮ અને ૧૦૦ ને અંતે છે.)

આ કડીઓમાં એ તો સ્પષ્ટ છે કે "વ્યાસ એક બાજૂ અધ્યાય-શ્લોકબદ્ધ સંસ્કૃત ગ્રંથની રજૂઆત કરે છે, બીજી બાજૂ મે—પ્રેમાનંદે કડવાં ચોપાઇબદ્ધ પ્રાકૃત—ગુજરાતી ગ્રંથની રજૂઆત કરી છે. બેઉ ગ્રંથ ધરકધર ઊતરે એવા થયા છે. આમ થતાં મારી કવિતા પ્રાકૃત છતાં સંસ્કૃતની સરખામણીએ ઊંચે પણ ઊતરતી નથી—એમ કહે હું અભિમાન કરું છુ, એમ લોક કહે, તો કહેવાનું કે બન્ને વચ્ચે સરખામણી કરી લેવાનો હું પડકાર કરું છુ એમ રખે માનતા! શ્રોતાઓને વિશ્વાસ આવે એ માટે માત્ર આ વિગત આપવી પડી છે."

અહીં વાદ કે વાદવચન સંસ્કૃત કથા કરનારા વ્યાસો સાથે વાદ થયો છે એવું બતાવે છે એમ કહેવું કાંઈક વધુ પડતું લાગે છે. માર્કંડેયપુરાણમાં પુરાણીઓની નિંદા રોષ ઉપર ચડી છે—અને દશમસ્કંધમાં પ્રેમાનંદ જાણે કે આમે ઠરી જાય છે. આ વચ્ચે ગાળો કેટલો? રોષનું સ્વરૂપ જોતાં તરત રોષ ઊતરે એમ નથી લાગતું. અહીં આપણે એ જોઈ લેવું જોઈએ કે મોટો "દશમસ્કંધ" ક્યારે રચાયો હશે.

એ સારી રીતે જાણીતું છે કે સૂરતના વલ્લભ ભટ્ટે ભાગવતને ગુજરાતી દેશીઓમાં રચ્યું છે. એનો દ્વિતીય સ્કંધ સં. ૧૭૬૩ વૈશાખ વદિ ૧૩ મંગળવારે પૂરો થયો છે, એ જોતાં એણે એ જ વર્ષમાં પ્રથમ સ્કંધ માંડ્યો હશે, એટલે કે આષાઢી સં. ૧૭૬૩ ના આષાઢથી વૈશાખ સુધીમાં ક્યાંક એણે પ્રથમ સ્કંધની શરૂઆત કરી હશે નવમસ્કંધ એ આષાઢી સં. ૧૭૬૫ ના ભાદ્રપદ વદિ ૧૦ શુક્રવારે પૂરો કરે છે. અદ્યાપિ પર્યંત એનો રચેલો દશમસ્કંધ જાણવામાં નથી. સર્વત્ર પ્રેમાનંદ-સુંદરનો દશમસ્કંધ બધી હાથપ્રતોમાં મળે છે. એકાદશ-દ્વાદશ

સ્કંધ ફરી વહીસના મળે છે. એ બેઉને અંતે એણે રચ્યાવર્ષ આપ્યું નથી. દશમ-સ્કંધ ન રચવાનું પ્રયોજન શું હોઈ શકે? એ તો સ્પષ્ટ છે કે પ્રેમાનંદની સૂરતમાં કેટલીયે કથા થઈ છે. એ સૂરતમાં કેટલીયે વાર ગયો છે. ત્યાં જ રહી નળાખ્યાનનો આરંભ કરી નંદરબારમાં પૂરું કર્યું છે. વહીસ પણ સૂરતનો વતની હતો અને સુરત-નવસારી વગેરેમાં કથા કરતો હતો એ સ્પષ્ટ છે. સં. ૧૭૫૮માં એણે સૂરતમાં "સુભદ્રાહરણ"ની રચના કરી છે. બેશક, આ કૃતિ પ્રેમાનંદના નામે પણ ચડી છે; પણ પ્રેમાનંદ કદી સૂરતનો વતની કે અંબાનો લશ્કર૨૪ નહોતો એટલે એ કૃતિ વલ્લભની હોવા વિશે મને શંકા નથી. એણે સં. ૧૭૫૭માં રેવા-માહાત્મ્ય પણ લખ્યું છે. આ સિવાય એની બીજી કૃતિઓ જાણીતી નથી. વસ્તુ-સ્થિતિએ એણે પ્રેમાનંદનાં કાવ્ય પણ ગાયાં હશે, અને તેથી જ "સુભદ્રાહરણ" એનું નહિ પણ 'પ્રેમાનંદ'નું છે એમ માની નકલ કરનારાઓએ પ્રેમાનંદની છાપ વલ્લભને સ્થાને કરી લીધી હશે. આ કવિ દશમસ્કંધ પણ પ્રેમાનંદનો જ ગાઈ સંભળાવતો હતો. એમ ન હોય તો એણે દશમસ્કંધ છોડી દીધો કે તે છોડી ન દીધો હોય. એ ઉપરથી અનુમાન તો એ થાય છે કે ૧૭૬૫ સુધીમાં પ્રેમાનંદનો દશમસ્કંધ સારી રીતે જાહેર થઈ ચૂક્યો હશે. અને રણયજ્ઞના સમા-પ્તિ વર્ષ ૧૭૪૯ અને સં. ૧૭૬૫ વચ્ચેનો ૧૬ વર્ષનો ગાળો પણ દશમસ્કંધના રચન માટે ઓછો નથી. પણ પ્રેમાનંદનો દશમ તો અધૂરો જ રહ્યો છે: એ સુંદરે પૂરો કર્યો છે. ક્યારે? સ. ૧૮૬૯ મા. પણ એક હાથપ્રતમાં સ. ૧૭૭૩ નો ઉલ્લેખ છે; જેવા કે

> સંવત સત્તર તોહોતેર વસંત [પંચમી]ને દિને
> અધ્યાય બાવનથી અધુરા તે હરિકૃપાથી થયા પુરણે."૨૫

---

૨૪. 'સુભદ્રાહરણ'ને અંતે—

> "સૂર્યપુર તાપી દક્ષિણ તટ, ત્યાં કવિએ કર્યો વિશ્રામજી,
> શ્રી ગુરુચરણ કૃપાથી પામ્યો, જ્ઞાનરત્ન મહાધામજી.
> સૂર્યપુરમાં કથા કરી, ગુણ ગોવિંદના વિસ્તારજી,
> ચાતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ, વર્ણું ન્યાતિ સારજી.
> અંબાજીનો દાસ વિપ્ર નિરંતર પ્રેમાનંદ."
> (બીજી આવૃત્તિ, પૃ. ૧૨૩)

૨૫. ગુ. વ. સો. હ. હ. લિ. પુ. નં. ૫૫૪.

વાર અને સંવત્સર સાથે નથી, એટલે ચોક્કસ કરવું શકય નથી, પણ આ વર્ષ સં. ૧૭૭૩ ગેરવાજબી નથી, કેમકે પ્રેમાનંદ સં. ૧૭૭૪ સુધી જીવત હોવાનું એક પણ પ્રમાણ નથી. નળાખ્યાનનાં રચનાવર્ષ સં. ૧૭૪૨ ઉપરાંત સં. ૧૭૬૨ કે ક્વચિત્ ૧૭૭૬ વગેરે પણ મળે છે; પણ એ કાવ્યની હાથપ્રત જ સં. ૧૭૫૬ જેટલી જૂની[26] મોજૂદ હોવાથી એ વર્ષોની સમાવના નથી. તેમ મામેરાની પણ સં. ૧૭૭૯ નો સાલની એ જ સ્થિતિ છે, કેમકે તેની સં. ૧૭૩૧ જેટલી જૂની[27] હાથપ્રત મળે છે.

આ બધાથી આપણે મોટા દશમસ્કંધની રચનાને સં. ૧૭૬૫ થી આગળ લઈ જઈ શકતા નથી. વલ્લભભટ્ટ નવ સ્કંધ પૂરા કરે છે, પછીનું કાર્તિકી સં. ૧૭૬૫નું આખું વર્ષ માર્કંડેયપુરાણ પાછળ પુરાણીઓ સામેના ધૂમધડાકામાં જાય છે એ તેથી સ્વીકારી શકાઈ નથી. એટલે ઉપરના વાદવચનને માર્કંડેયપુરાણના પુરાણી ઉપરના પ્રકોપ સાથે કોઈપણ લેવાદેવા નથી એવો મારો સ્વતંત્ર અભિપ્રાય છે. આમ બીજો મુદ્દો પણ નિરાકૃત થાય છે.

હવે ત્રીજો મુદ્દો શામળના શિવપુરાણ (શિવમાહાત્મ્ય, ર. સ. ૧૭૭૪)ની હોડમાં માર્કંડેયપુરાણ રચાયા વિશેનો જોઈએ. એ શબ્દો આ પ્રમાણે છે:

> "શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વશ કેહ તણું;
> અગાધ અતિ એવી નવ મારી, ક્યાં પાહાણો ક્યાં પર્ણ."
>
> (મા. પુ. કડવું ૧)

આ શબ્દો માર્કંડેયપુરાણમાં કેવી રીતે આવ્યા એને માટે શામળનો નીચેનો છપ્પો સૂચવાય છે:

> "સિંહાસન બત્રીશ, તરતીબથી કીધી તેણે,
> શિવપુરાણ સમર્થ અર્થ જણાવ્યો જેણે;
> રીઝવી રેવાખંડ, ૬૬ જમદૂતનો ટાળી,
> ડાકોરનો ઠાકોર વર્ણવીને હદ વાળી,
> વૈતાળપચ્ચીશી વર્ણવી, શુકબોહતેરી બાંધે ધરી,
> વાયુને વશ છે તરણું, ત્યમ શામળ કવિએ કરી."

---

૨૬. ગુ. વ. સો. હ. લિ. પુ. નં. ૬૫૫ ક.

૨૭. ફા. ગુ. સ. હ. લિ. પુ. નં. ૨૦૮.

આ છપ્પો પાઠભેદે શુકબહોતેરીની ૧૯ મી વાર્તામાં મળે છે. પાઠભેદવાળો ભાગ આ છે :

"વૈતાળપચવીશી વર્ણવી, શુક બોહતેરી ભાવે ભણી,
પ્રાસ્તાવિક ગ્રંથ રચ્યા ઘણા શોભા એ શામળતણી.૨૮"

કહેવાની જરૂર નથી કે ઉપરના છપ્પાનો પાઠ પ્રામાણિક હોય તો એ સં. ૧૮૦૧ થી ૧૮૨૮ વચ્ચે (સિંહાસનબત્રીસીની પૂર્તિ અને શુકબહોતેરીની પૂર્તિ વચ્ચે) ક્યાંક રચાયેલો હોય. એ સં. ૧૭૬૫ માં હસ્તલિખિત કેવી રીતે બન્યો ? એનું કારણ તો એ છે કે શિવપુરાણ સં. ૧૭૦૪માં રચાયાનો એવા એક પાઠથી મા. પુ.ના કર્તાને ખ્યાલ રહ્યો છે અને તેથી એની હોડમાં આ હું રચું છું એમ એ કહી બેઠા છે. એને શુકબહોતેરીવાળા પેલા છપ્પાનું વળી સાહાય્ય મળ્યું ને શબ્દો જ ઉઠાવી લીધા. કહેવાની જરૂર નથી રહેતી કે આ ત્રીજો મુદ્દો પણ માર્કંડેયપુરાણની પ્રામાણિકતાની વિરુદ્ધ જાય છે.

હવે એને કવિતા અનુવાદ અને ભાષાની દૃષ્ટિએ કસી જોઈએ :

કવિતાની દૃષ્ટિએ વિચાર કરતાં 'મદાલસા" વાળો જૂનો ભાગ બાદ કરતાં કાંઈપણ મળતું નથી ન હોય એ પણ સ્વાભાવિક છે, કેમકે આ તો મૂળ પુરાણનો શબ્દશઃ અનુવાદ છે. કવિતાની ચમક લાવવાનો આડો પ્રયત્ન કડવાં ૧૨૦-૧૨૧ અને ૧૨૮ માં છે. આ કડવાંમાં ભુજંગી શાર્દૂલવિક્રીડિત નારાચ વગેરે અક્ષરમેળ વૃત્તો અને શુદ્ધ હરિગીત જેવાં માત્રામેળ છે હોઈ તેમ ચાલુ બધે પણ કાંઈક આશાજનક કવિતા છે.

કવિતાના બંધની દૃષ્ટિએ વિચારતાં તો કેવળ નિરાશા જ સાંપડે છે; એક પણ દેશી સુશ્લિષ્ટ નથી. ચોપાઈના માપ પણ અનેક સ્થળે વિકૃત અને શબ્દો પર શબ્દો ખડકાયેલા હોય એવા છે. એમ થવાનું કારણ મૂળનો અનુવાદ સાચવી રાખવાનો પ્રયત્ન છે એ લાગે છે. ખૂબી એ છે કે જૂની અનેકવિધ દેશીઓના ઢાળ પ્રયોજ્યા છે, અને એને જૂના દેખાડવાનો સવિશેષ પ્રયત્ન છે:

---

૨૮. આ આખો છપ્પો શુકબહોતરી યુનાઈટેડ કંપની પ્રેસ-અમદાવાદની સને ૧૮૬૪ની મુદ્રિત નકલમાં પૃ. ૨૮૮ ઉપર ૪થી લીટીમાં "વર્ણનમાં વાચાને બાંધ્યો" એ ૯ ટ્ઠી લીટીમાં ઉપર બતાવ્યા મુજબના પાઠથી છે, એટલે હસ્તપતરામે કે કોઈએ એ છપ્પો બનાવ્યો એમ કહેવું વાજબી નથી.

"ગુરુ ગણપતિ નમું પાય, સુજને આશા છે;
ઘણા ભક્તહૃદેની માંય, ઉભય પ્રકાશ્યા છે. ૧
એવું જાણ્યું જેયુ જાત, પૂર્ણ પ્રતીતિ છે;
ધરવો ધ્યાન માને વિશ્વાસ, પ્રાચીન રીતિ છે. ૨
કરી સર્વ દેવને નમસ્કાર, કથા કરવી છે;
દેવીપુરાણમાં શિક્ષાય, પીરા હરવી છે. ૩"
(કડવું ૧૦૧)

આ ત્રણ કડીમાં અંત્યાનુપ્રાસની સ્થિતિ જુઓ.

હવે જ્યાં કાંઈ ઠીક કરવાનો સવિશેષ પ્રયત્ન છે તે પણ જોઈયે :

"માર્કંડેય કેહ દ્વિજ મહામતિ, કિંપુરુષ ખંડતણી કહું ગતિ;
અતિરતિવતી સુખ પામનું રે. ૧
જ્યાં ગંભીર વીર દેહધારી, નર દશ સહસ્ર વર્ષ જીવે અવિધારી;
નરનારી જાણે ન કોઈ સામનું રે. ૨
જ્યાં સ્ત્રીપુરુષ ન જાણે શોક, વસે વ્યાધિ રહિત થઈ અશોક;
એવા લોક થોકેથોકે જ્યાં વસે ઘણું રે. ૩
(કડવું ૧૭ મું)

—આમાં સ્વરવ્યંજનના ખડકલા એના બંધને ઢીલો કરી નાખે છે. આ સ્થિતિ પ્રેમાનંદમાં નહિ મળે.

આ ઉપરાંત અંત્યાનુપ્રાસોમાં મહા તે ..શતે (પૃ ૧૩૩), આરંભ તો... દંભતો (પૃ. ૨૧૩), સેવને એવ ને (પૃ. ૧૫૧), દ્વેષ તો...વેષ તો (પૃ. ૩૬૦), નામિ...આ મે (પૃ. ૩૯૬), સ્વરોચિષ તો...ઓચિતો (પૃ. ૪૫૮), છું હું...હં (પૃ. ૫૬૬), મૂકી...ડૂંકી (પૃ. ૬૫૯)—આ સ્થાનો ૧૫ વર્ષના પ્રૌઢ કવિને હાથે અસંભવિત છે.

અનુપ્રાસોમાં પણ "સદ્ધર્મપાળક, દુઃખટાળક, જ્વાળક છો પતિ" જેવી પંક્તિઓ શો પ્રત્યય ઉપજાવી શકે ?

અનુવાદની દૃષ્ટિએ વિચાર કરતાં આ કૃતિ સંતોષ આપે એવી છે. કાવ્ય-બંધને કારણે શબ્દોની ઊલટપાલટ રચનાના પ્રસંગો બાદ કરિયે તો "માર્કંડેય-પુરાણ" સમજવામાં આ પદ્યબંધ સહાયક નીવડે એવો છે; પણ તેથી તો એ ઊંચ શૈલીઓની વિવિધ રચના સાચવતો એક સારો પદ્યાનુવાદનો નમૂનો માત્ર

છે, અને એ રીતે જ એ અનુવાદની સફળતા છે, કાવ્ય તરીકે નહિ જ. પુરાણીઓના કથડાવાળો જુદો ભાગ બાદ કરતા, કવિતાની દૃષ્ટિએ નહિ, પણ અનુવાદની દૃષ્ટિએ સારો પ્રયત્ન છે એમ કહેવુ વધુ પડતું નથી

ભાષાની દૃષ્ટિએ વિચાર હાથ ધરતા ગદ્યનો પ્રશ્ન અહીં નહિ હોવાથી માત્ર પદ્યનો જ કર્તવ્ય રહે પદ્યબંધ વિશે તો સૂચન થઈ ચૂક્યુ છે એટલે માત્ર શબ્દ પ્રયોગ અને વાક્યપ્રયોગ એ બે મુદ્દા જ અવશિષ્ટ રહે છે આ બને બાબતોનો નાટકો તેમ જ માધાતાખ્યાન અને શામળશાહના મોટા વિવાહની સાથે ખૂબ મેળ છે અહીં જે શબ્દપ્રયોગો અને વાક્યપ્રયોગો ચૂટી આપુ છુ તેનાથી એનો તરત ખ્યાલ આવશે :

વળી પૃ ૭૪, ૩૩૮, ૩૫૮, ૩૬૬, ૩૬૮, ૩૮૯, ૪૦૬, ૫૧૯
અફૂલતી પૃ ૭૫ — બાજુ પૃ ૭૬, ૩૨૩, ૩૩૨, ૬૪૩
માદા પૃ ૭૮ — સાદા પૃ ૭૮
બતલાવિયો પૃ ૮૦ — બતલાવતો પૃ ૮૦
પિતાશ્રી પૃ ૮૪, ૮૮, ૧૧૮, ૫૨૦, ૬૬૦, ૬૬૧
આપ=માનાર્થે તમે પૃ ૮૫, ૧૧૬, ૧૩૯, ૩૨૩, ૩૨૪, ૪૮૩, ૫૦૪ વગેરે
સ્વયં=પોતે (નાટકો વગેરેમા પારાવાર છે તેમ) પૃ ૮૭, ૯૯, ૧૨૨, ૧૩૫, ૨૨૦, ૨૪૩ ૨૫૦, ૨૫૭, ૨૬૪, ૨૬૬, ૨૭૭, ૬૭૧

પ્રમાણે પૃ ૮૭, ૪૪૯, ૫૨૯, ૫૩૮, ૫૮૯, ૫૯૦ ૬૨૫
પુખ્ત પૃ ૯૩, ૨૫૦, ૨૬૦, ૨૭૧, ૩૭૩, ૫૦૬, ૫૨૫, ૫૪૧, ૬૪૫ ૬૫૭
અહેદ પૃ ૯૪ — પેદા કરિયા પૃ ૯૬
કબૂલાત પૃ ૯૬
ખુશખુશ પૃ ૯૯ — તમામ પૃ. ૧૦૦, ૨૩૭, ૨૫૮, ૩૧૯, ૩૫૫, ૩૯૨, ૪૨૦ વગેરે
બેમાન પૃ ૯૬
શિક્ષા–દંડ પૃ ૨૩૯ — સાવચેતી પૃ ૨૪૫
નિકાલ પૃ ૨૫૨ — નીચે પૃ. ૧૧૫, ૧૩૯
જુદું પૃ ૨૫૨, ૨૯૩ ૨૯૫ ૩૦૮, ૩૨૦, ૩૪૦, ૫૪૧, ૫૫૩, ૬૨૩
નીદર પૃ ૧૧૬, ૨૪૫, ૩૨૪, ૩૭૫
હાશ પૃ ૧૧૭ — કારણસર પૃ ૧૩૫
જરૂર પૃ ૧૨૨, ૧૮૭, ૬૭૪, ૭૫૫, ૭૮૪, ૧૨૨ નાથી ('પ્રલય') પૃ. ૧૩૭

આલ શો પૃ. ૨૧૩

ખચીત પૃ. ૨૬૭, ૩૩૭, ૪૫૬, ૪૫૯, ૫૦૬, ૫૧૧

મથક પૃ. ૨૫૫

સુધારો પૃ. ૨૫૬

કીનો પૃ. ૨૬૫

જે કે પૃ. ૨૬૮, ૨૯૪, ૪૪૩

પારા=કાપડા પૃ. ૨૭૦, ૬૧૨

આજુબાજુ પૃ. ૪૭૧

કાંઠે પૃ. ૨૫૪, ૨૯૨, ૨૯૪, ૩૯૮, ૪૫૮, ૬૬૮

કચમકે પૃ. ૪૦૪

બારીક પૃ. ૪૧૩

દર્દ પૃ. ૪૩૧

અર્દલી પૃ. ૪૩૧

હિસાબ પૃ. ૪૪૯

બીના પૃ. ૪૮૫

ફર્ક પૃ. ૨૮૮

કબજ પૃ. ૨૮૯

સલાહકાર પૃ. ૨૮૯

કારી પૃ. ૩૦૪

કાબૂ પૃ. ૩૪૦

જાગૃત પૃ. ૩૫૦

જનકથી પૃ. ૩૭૭

વગ પૃ. ૪૨૩

વધારક (?) પૃ. ૪૨૩

કાચો પૃ. ૪૩૮, ૬૦૨, ૬૪૯

ઢીલાપણુવાન પૃ. ૪૬૨

એકાએક પૃ. ૪૮૮, ૪૯૪, ૬૧૦

રોજરોજ પૃ. ૫૨૬, ૬૧૭

સિંચાયો-ગુફાયો-સંતોષાયો પૃ. ૫૨૬ ને ૫૩૦

વીંટલાયો, વીંટાયો, પૃ. ૬૫૩ અને ૬૫૬

મહાવાર (માંધાતામાં પણ સંખ્યાબંધ સ્થળે અંત્યાનુપ્રાસ માટે પ્રયોજાયો તે જ રીતે) પૃ. ૫૩૯, ૫૪૭, ૫૫૬, ૫૮૬, ૫૮૮, ૬૮૮, ૬૮૯ વગેરે

આમંત્રણ=નિમંત્રણ, પૃ. ૧૨૪, ૧૬૫

સ્ટેમનજર પૃ. ૫૫૭

આ વારી=આ વખતે પૃ. ૫૫૫

કન્યો=પુત્ર પૃ. ૫૮૫

ચાહન પૃ. ૫૮૮, ૬૫૧

મેદિની=રોણુ પૃ. ૫૯૨

વિદિત પૃ. ૫, ૫૯૫

પે=ઉપર પૃ. ૬૦૨

ધન્યવાદ પૃ. ૬૫૪

પે=ને પૃ. ૬૫૬

રદ થવું પૃ. ૬૦૫

સાલ=વર્ષ પૃ. ૬૦૬

સામદ (?) પૃ. ૬૧૧, ૬૪૩, ૬૮૪, ૬૮૮

ઉશ્કેરાયો પૃ. ૬૧૪

જ્ઞાત=જ્ઞાતા પૃ. ૬૨૮, ૬૯૫

સાહિત્ય=સામગ્રી પૃ. ૬૩૦

કિનારો પૃ. ૪૯૩, ૪૯૪ ચેહન=ચાળા પૃ. ૫૧૫
વગર પૃ. ૫૦૩ કમી પૃ. ૫૦૬
વિદાગીરી પૃ. ૬૧ તેમજ=ખને પૃ. ૫૨૩
અદેશો=પૃ. ૬૮૮ અતનુ=કામદેવ પૃ. ૨૨૯, ૨૯૭ વગેરે સંખ્યાબંધ સ્થળે

વાક્યપ્રયોગ નીચેના અર્વાચીન મળી આવ્યા છે. તેમાં વાક્યારંભે આવતો માટે તરત ધ્યાન ખેંચે છે. જૂના પ્રયોગ પ્રમાણે તે માટે એમ જ વાક્યારંભે આવે તે સર્વત્ર માટે તરીકે આવ્યો છે. જુઓ પૃ. ૨૫૬, ૨૫૮, ૨૬૪, ૩૧૪, ૩૮૭, ૩૮૮, ૩૯૦, ૪૧૭, ૪૨૪, ૪૬૬, ૫૦૪, ૫૨૬, ૫૯૪, ૫૯૯, ૬૦૦, ૬૫૦, ૬૭૧ વગેરે.

એવા મહત્ત્વનો બીજો પ્રયોગ કે=that તેમજ No sooner than આવી રચનાવાળા પ્રયોગનું બેશુમાર બાહુલ્ય છે.

"હળમાં ઘાલી ધચરિયા, કે નાઠા લેઇ સહુ છત્ર" પૃ. ૧૦૦
"કેશ ખખેરતાં નવ ત્રૂટેછ, હવે કરે કે કોપી ઊંટે." પૃ. ૨૬૮
"તેણે જાણ્યું કે દહાડો ફર્યો." પૃ. ૩૧૮

આવાં પૃ. ૩૨૨, ૩૨૯, ૩૩૪, ૩૫૦, ૩૫૪, ૩૬૩, ૩૮૮, ૪૦૪, ૪૨૬, ૪૨૭, ૪૨૯, ૪૪૦ અને એવાં સંખ્યાબંધ સ્થાન છે.

'ફેલું' નો પ્રયોગ પણ એવું જ ધ્યાન ખેંચે છે :

"ભાગ્ય હેતુ ગુરુ માહરુ, થયો ચરણનો સ્પર્શ" (પૃ. ૩૨૩)
"તદા દેવ આનંદ કેવો કરે છે" (પૃ. ૪૩૧)
"શું"નો પ્રયોગ=જેને સ્થાને :
"હું આવું ત્યાં સુધી તારે, શું કરવું તે ભાખ્યું" (પૃ. ૫૪૧)

'તે' 'એ' 'આ', 'જે' વગેરેમાં ૧ લી વિભક્તિ સિવાયનાં બ. વ. માં ગધ મ-વાળાં રૂપ પ. ૧૨૪, ૧૨૬, ૩૬૦, ૩૬૧, ૩૬૩, ૩૮૧, ૩૮૯, ૪૯૭, ૫૦૦, ૫૨૧ વગેરે સંખ્યાબંધ સ્થળે મયોજાયેલાં છે.

આ પ્રકારના શબ્દો-સ્ખલનો-વિચારો વગેરેથી અસલ "મહાલક્ષ્મી આખ્યાન" અલિપ્ત છે; ત્યારે "હરિશ્ચંદ્રાખ્યાન" અને "દેવીચરિત્ર" એ બધી નજરે માકપુ. નો વારસો સાચવી રાખે છે.

આ વગેરે જોતાં "માર્કંડેયપુરાણ" માં પ્રાચીનતાનો અંશ શોધ્યો જડતો નથી.

માર્કંડેયપુરાણ ખરેખર કે લેખકનો આવો છબરડો પ્રથમ પ્રયત્ન છે એવો એ ઠેકાણે ભાસ થાય છે :

"જ્યમ માર્કંડેયે ક્રૌષ્ટુકિને, કહી કથા કર્યો પ્રવીણ;
ત્યમ મહાકવિ અનુગ્રહ કરી, કરાવજો કવિતા નવીન.' ૭
(પૃ. ૫૨૪)

કવિતા-સવિતાની જુગલ જોડી આ કાવ્યમાં પણ અસ્તી નથી રહેતી એ માટે જુઓ પૃ. ૧૦૫, ૨૫૪, ૪૬૧, ૪૯૯ વગેરે. પ્રેમાનંદની અસિદ્ધ કૃતિ ઓમાં એની હીનતા બતાવનાર પ્રયોજાયેલા "મિથ્યા" શબ્દની અહીં પણ તાણ નથી: એને "સુદામાચરિત"ના અંતભાગમાંના ક્વચિત્ મળતા એ શબ્દ સાથે સરખાવી જોવા જેવો છે :

"વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણી સૃષ્ટ રે"
(પૃ. ૧૧૫)

"ભટ્ટ પ્રેમાનંદ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણી વિત્ત રે"
(પૃ. ૧૧૮)

"વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, પુરાણી રાઈ માહરાઈ રે" (પૃ. ૧૩૮)

"છે વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, અમિથ્યા થાય ગર્વ ધર્યે રે."
(પૃ. ૨૬૩)

એવાં બીજાં પૃ. ૩૪૨, ૪૧૮, ૪૬૧ એ સ્થાનો પણ છે. એક સ્થળે તો લેખક ઉપર કોઈ વિશિષ્ટ વ્યક્તિનો હાથ હોવાનું પણ જણાઈ આવે છે :

"ગુરુચરણરજપ્રસાદથી હું, આજ ઊંડળમાં ભરું;
છે હાથ માથે નાથ કેરો, પાર તે થકી ઉતરું. ૨" (પૃ. ૪૯૯)

માધવ-કુમાધવ, હરિ-હર વિશે તો કાંઈ કહેવાનું જ નથી, આનું પરિણામ ગમે તે હો, પરંતુ "માર્કંડેયપુરાણ" કસોટીમાંથી પાર ઊતરી શકતું નથી. આ પૂર્વે બતાવ્યા મુજબની કૃતિઓની જેમ એ કોઈ અભિનવ મિથ્યા પ્રેમાનંદની કૃતિ સંભવે છે અને સને ૧૮૭૯ સુધીમાં રચાઈ મૂકેલી છે.

## ૧૯. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૧૫

આ સોપાનનો ખુલાસો ઉપર સંપૂર્ણ રીતે આવી જાય છે. નર્મદાશંકરે પુરાણીગ્રંથડાની દંતકથા નોંધી તેના ઉપરથી ઊભું કરવામાં આવેલું ઝાડ કેટલું ટકી શકે એમ છે એ આપણે ઉપર જોયું છે. ખુદ રત્નેશ્વરની કવિતામાં ધાર્મિક

ધડે છે એ અહીં કહેવું નિરર્થક છે ને પૂર્વે કહેવાયું છે; અને વિશેષ રત્નેશ્વરના ચરિતમાં કહેવામાં આવશે. એ ઘાલમેલ થયા છતાં પણ રત્નેશ્વરના એક પણ શબ્દમાંથી પુરાણી-ઝઘડો મળી શકે તેમ નથી.

### ૧૮. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. ત્રૈ. વર્ષ ૭, અંક ૨ અને પ્રા. કા. માળા ગ્રંથ ૧૨, ૧૪

આ સોપાનમાં દ્વારકાદાસે આપેલી હકીકત અને અષ્ટાવક્રાખ્યાન, સુભદ્રાહરણ અને રુક્મિણીહરણના વિષયમાં ખુલાસો કરવો પ્રાપ્ત થાય છે.

૧૭ મા સોપાનમા નિર્દિષ્ટ પ્રા. કા. માળા ગ્રં. ૯ માં અને પ્રા. કા. ત્રૈ. વર્ષ ૭-અંક ૨ જા (સને ૧૮૯૧)માં છપાયેલા દ્વારકાદાસના કાવ્યોમાં આપણને જાણવા મળે છે કે—

"સોળસેં એંશીમાં જન્મ છે રે, પચાશ વર્ષે ગુરુમેળાપ,
દ્વારકાદાસ અજન્મા છે રે, વિપ્ર ગુરૂ કેરે પ્રતાપ. ૧૦" ૨૯

અને

"સોળસેં એંશીમાં ઉદ્ભવ કહીએ, હવે આવશે રામણુ છેહું;
દ્વૈતપણું મુને પ્રથમ ભણાવ્યુ, જે સમજ્યો તે નહિ મેલું. ગુરુ૦ ૭
વિપ્રપ્રતાપે અદ્વૈત જાણુ, તે તો દ્વૈતના ભાવને કેહું;
દાસ દ્વારકાનુ વિપ્રપ્રતાપે, મટી ગયુ મન મેલું. ગુરુ૦ ૮" ૩૦

આ બંને અવતરણોથી સ્પષ્ટ છે કે સં. ૧૬૮૦ માં જન્મેલા દ્વારકાદાસને ૫૦ વર્ષે એટલે કે સં. ૧૭૩૦ મા વિપ્ર ગુરુ પ્રેમાનંદનો મેળાપ થયો ને દ્વારકા કવિતા કરતો થયો.

દ્વારકાના પદ બૃ કા. દો. ભાગ ૨ જામાં છપાયેલાં છે. એ કોઈ બીજો દ્વારકો હોય એમ ખાસ લાગતું નથી. એના સાતમા પદમા એ લખે છે કે :

"સીંત્તેર વરસ વીત્યાં સહી, ગતિ બોલવાની નવ રહી."

(પૃ. ૭૭૭)

અને ૮ મા પદને અંતે—

"સંવત અઢારમેં પૂરામાં, મરતક સુદિ દશમી રે,
શિખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વસમી રે."

(પૃ. ૧૦૮)

---

૨૯. પ્રા. કા. માળા ગ્ર. ૯, પૃ. ૧૪૫.
૩૦. પ્રા. કા. ત્રૈ વર્ષ ૭, અંક ૨. પૃ. ૨૯.

આ બંને પદો વચ્ચે બહુ અંતર ન હોય તો સં. ૧૭૩૦ આસપાસ આ દ્વારકાનો જન્મ થયો લાગે છે, જે વખતે તો દ્વારકાદાસ ૫૦ વર્ષનો હતો. બૃ. કા. દો. ભાગ ૨ જામાં દ્વારકો ચરોતરના ભાવેજનો વતની અને ઘણું કરી ડાકોરમાં રહેતો હતો એમ જણાવવામાં આવ્યું છે. કાં તો આ બંને દ્વારકા જુદા છે, કાં તો બેમાંથી એક વિશેની હકીકત શંકાસ્પદ છે.

વારુ, એ તો સ્પષ્ટ છે કે દ્વારકાને નામે પ્રસિદ્ધ થયેલાં પદોમાં બે પ્રકારની છાપ છે; એકમાં સાદો દ્વારકો, બીજામાં વિપ્ર–ગુરુપ્રતાપે કવન કરતો દ્વારકો. બૃ. કા. દો. ભાગ ૨ જામાંનો દ્વારકો સાદો છે; સ્વ. કાંટાવાળાનો દ્વારકો પ્રાયઃ વિપ્ર–ગુરુપ્રતાપે કવિતા કરતો દ્વારકો છે. ( બૃ. કા. દો. ભાગ ૬ ઠામાં જે ૧૭ પદ છપાયાં છે તે સ્વ. કાંટાવાળાએ છપાવેલાં પ્રા. કા. માળા ગ્રંથ ૯ માંનાં જ "કૃષ્ણજન્મોત્સવ" ના અને "કૃષ્ણભજન"નાં જ પદ છે, એટલે એનું જુદું સ્થાન નથી. )[31]

આમ બે વિભાગ પડી જાય છે, ત્યારે જ સ્વ. કાંટાવાળાનો દ્વારકાદાસ ધ્યાન ખેંચે છે.

આ દ્વારકાદાસ વડોદરામાં વાડીની ટબેઇયા પોળમાં રહેતો હતો અને દસો લાડ વાણિયો હતો એ હકીકતને એના કોઈ પણ કાવ્યનો ટેકો નથી કે જેવો બૃ. કા. દો. ભાગ ૨ જાની હકીકતને પણ નથી. માત્ર એ વણિક હતો એટલું સમજાય છે.

દ્વારકાંને ૫૦ વર્ષે પ્રેમાનંદે કવિતા કરતાં શીખવી ને દ્વારકાંને "જે જે હિંદુસ્તાની પદ આવડતાં હતાં તેના ગુજરાતી ભાષામાં સ્પષ્ટ રીતે અર્થ સમજાવી પછી તેનાં તે જ પદ ગુજરાતીમાં બનાવવા કવિ આજ્ઞા કરતા. પોતે પાસે બેસીને એવાં દશ પદ નિત્ય તૈયાર કરાવતા, અને ભૂલચૂક સુધારી તે વિશે સમજૂત આપતા."[32]

બન્યું છે એવું કે પુષ્ટિમાર્ગીય મંદિરોમાં નિત્યનાં તેમ ઉત્સવોનાં કેટલાંક વ્રજ ભાષાનાં પદોનો બેઠો અને બેઠો અનુવાદ એ સ્વ. કાંટાવાળાના દ્વારકાદાસે કર્યો છે; અને એ પણ તદ્દન અણઘડ. કેટલાકમાં તો નથી માત્રાનું માપ કે નથી

૩૧. સ્વ. કાંટાવાળાએ પ્રા. કા. ત્રૈ. વર્ષ, અંક માં દ્વારકાદાસના "બાર માસ" જે છપાવ્યા છે તે જુદા છે અને એની જ કૃતિ છે.

૩૨. પ્રા. કા. માળા, ગ્રંથ ૯ મો, કવિચરિત, પૃ. ૫.

ભાષાનો ખ્યાલ; આંખ મીંચી અનુવાદ કર્યો છે. (આ વિશે "દ્વારકા" ના ચરિતમાં વિસ્તાર થશે.) એ અનુવાદ પ્રેમાનંદે પદો સમજાવ્યાં તે પ્રમાણે કર્યો હોય અને પદો તૈયાર થયા પછી પાછાં પ્રેમાનંદનાં સુધારેલાં જ હોય તો ગુરુ પ્રેમાનંદ કેવો આહોશ હોવો જોઇયે એ સમજાય એવું છે!

દ્વારકાદાસ સં. ૧૭૩૦ માં કવિતા કરે છે તેમાં "રસિકજન"ની છાપવાળું "જય જય શ્રી કૃષ્ણચંદ્ર" (પદ ૫ મું-કૃષ્ણભજનનું) છે તેનો અનુવાદ આપ્યો છે, આ રસિકજન તે શ્રી હરિરાયજી (સં. ૧૬૪૭-૧૭૭૧). શ્રી હરિરાયજીનું આ પદ સારી રીતે વ્યાપક થઈ નિત્યક્રમમાં દાખલ થયા પછી જ દ્વારકાને હાથ એ આવે. દ્વારકાદાસ તો રાધાવલ્લભી હતો. એને શ્રી હરિરાયજીનું આ પદ ક્યાથી મળ્યું? સૂર વગેરે તો જૂના એટલે મળે ખરાં. આ ભૂલ કેવી રીતે થઈ હશે? ૨૦ મી સદીના આરંભના કોઈ રાધાવલ્લભી પદસંગ્રહમાં તો બધાં પદ હોઈ શકે. ૨૦ મી સદીનો દ્વારકો રાધાવલ્લભી હોઈ શકે તો જ દ્વારકાદાસના નીચેના શબ્દોની સાર્થકતા થાય :

'**રાધાવલ્લભી** કરે વખાણુ, અક્કરમી શું માણે.'[33]

માત્ર "રાધાવિલાસ" એ કાવ્ય એકંદરે ઠીક છે. આનું મૂળ મને હજી મળ્યું નથી.

અને ભાષા તો આ બધાની પ્રેમાનંદનાં અસિદ્ધ કાવ્યોના જેવી છે; બલ્કે **એક જ લેખકને હાથે સર્જાયેલી એ અનેક કૃતિઓમાંની જ દ્વારકાની કૃતિઓ છે.**

| | |
|---|---|
| [34]આપ પૃ. ૧૪૯ | રૂકે પૃ. ૧૪૯ |
| સ્વચ પૃ. ૧૫૦, ૧૬૩ | બરાબરી પૃ. ૧૬૩ |
| જુદી પૃ. ૧૮૧ | સાફ-માફ પૃ. ૧૮૩ |
| ખુશી પૃ ૧૮૯, ૨૦૮ | હજુર પૃ. ૨૧૩ |
| વાન=શરીર પૃ. ૨૦૬ | કાર=પ્રતિષ્ઠા પૃ. ૫ |
| [35]કબૂલાત પૃ. ૨ | રજા પૃ. ૧૪ |
| તેણી-એણી પૃ. ૯, ૧૬ | નાદાન પૃ. ૧૭ |
| બહાર=સુગંધ પૃ. ૧૫ | જ્યારે પૃ. ૨૦ વગેરે |

વાક્યપ્રયોગોમાં માટે અને કેન્યત વાળા પ્રયોગો પણ લક્ષ્ય ખેંચે છે.

---

૩૩. પ્રા. કા. ત્રૈ. વર્ષ ૭, અંક ૨, પૃ. ૧૮.

૩૪. અહીંથી પ્રયોગો પ્રા. કા. માળા, અંક ૯ માનાં છે.

૩૫. અહીંથી પ્રયોગો પ્રા. કા. ત્રૈ વર્ષ ૭, અંક ૨ ના 'રાધાવિલાસ'ના છે.

થયેલા અક્ષરમેળ તેમ માત્રામેળ છંદોમાંના વર્ણવૃત્તોમાંથી ચોપાયા ઉપેન્દ્રવજ્રા રુચિરા લીલાવતી વગેરેથી કડવાંનાં કડવાં જ ભર્યાં છે. એવું જ એક આખું કડવું ૮ મું આર્યામાં છે, જેમાં વિષમપદમાં છઠ્ઠા ગણ જગણને સ્થાને લઘુ, આપવો જોઈએ ત્યાં કેટલાયે સ્થળે ગણની છે, કવચિત્ જગણ પણ નથી.

કષ્ટપૂર્વક આપેલા અંત્યાનુપ્રાસોમાં મહત્ત્વના તારવતાં આ પૂર્વેનાં અસિદ્ધ કાવ્યોથી લેશ પણ જુદા પડે તેવા એ નથી; જેવા કે

કોણ...ઓણ પૃ. ૧૯,૪૪; આરા તે...રાતે. પૃ. ૨૬
આ જે...આજે પૃ. ૨૭, પાશિયે...વાસી એ પૃ. ૪૨
ઊભા...લુબ્ધા પૃ. ૪૪,૫૩; બેસતો...ઘેરા તો પૃ. ૪૪
ઓકલો...ટેક લ્યો પૃ. ૪૫; મગ્ન થા...લગ્ન આ પૃ. ૫૫
મોટા...ખોટા ..જોટા...ગોટા, પૃ. ૫૮; મોરના ..સોર ના પૃ. ૬૩
મળતું ..કળ તુ પૃ. ૧૨૬; વાતો...આ તો પૃ. ૧૩૯

વગેરે સંખ્યાબંધ સ્થાનો છે.

"સુદામાચરિત"માંના એક પદની પદ્ધતિના દૂષણને અહીં ઉતારી કષ્ટાંત્યાનુપ્રાસનો ખ્યાલ આપવો ઠીક થઈ પડશે :

"ચાલિયા વાટમાં વનતણા ઘાટમાં,
દરિદ્ર પાકમાં છત બીજે;
રાજ્ય એવે સુણ્યા, માનવીના ઘણા,
ભયતણી શી મણા? કોણ રીઝે?" ૨૬ (પૃ. ૧૮૩)

કાવ્યબંધ પણ કેટલેય સ્થળે ઢીલો છે; એને જ કારણે કેટલીયે વાર શબ્દો તોડવા પડયા છે, યા નિરર્થક શબ્દની પૂરણીથી કવિતા ભરવી પડી છે :

"પૂર્ણિમા દિન બાર જો વર્ણી ગણે, તેવી અમાવાસિયા,
×                    ×                    ×
આશ છે, ત્રણસો જ સાઠ દિનના, રોજે ક્ષમે ના શમે" ૬૬
(પૃ. ૨૨૬)

આવાં સંખ્યાબંધ સ્થળો છે.

આ કાવ્યમાં એક પદ આવે છે એ ધ્યાન ખેંચે છે : નાટકોમાં પદો કેવાં છે એ આપણે આ પૂર્વે જોયું છે. હવે જુઓ :—

"રે તનક તનક તા થઈયાં, દા તા તા ત ત તા થઈયાં;
... આખર રૈશે આ ડઈયાં, ધ્રુવપદ

ઠીક થનક થનક કર અહિયાં, પણ છેલ્લે બેસે ખઇયાં;
છે ધગધગતી આ ધઇયાં, તું જાણ્ય જુવાની ગઇયાં. રે તનક૦
નરખે હરખે સુત પઇયાં, હૈડળે અતિ હઇયાં;
રે માગી નાર બલઇયાં, રે ભુડી રડી ભલઇયાં. રે તનક૦ .
શાં છેલડી જોય છલઇયાં, શાં ઝમકાર વિચ ઝલઇયાં;
ગધર્વોનાં જે છઇયાં, તે જારો ગારો તઇયાં. રે તનક૦
સારિગમપધનિસા સઇયાં, સાનિધપમગરિસા કહિયાં,
પ્રેમે પૂરાયાં હઇયાં, લીલા પીળા નવ લહિયાં ! રે તનક૦ ”

(પૃ. ૨૫૨-૨૫૩)

પ્રેમાનંદના દશમસ્કંધમાંથી કોઈ પદ સાથે આ પદનાં ઢાળ અને ભાષાનું વલણ મેળ ખાય છે કે નહિ એ સુજ્ઞો જ વિચારી લેશે.

ભાષાની કસોટી કરતાં શબ્દપ્રયોગો અને વાક્યપ્રયોગો તરફ લક્ષ્ય જાય છે. નીચેના શબ્દ આ કાવ્યની પ્રાચીનતાને શંકાસ્પદ બનાવે છે; જેવાં કે

| | |
|---|---|
| દમ પૃ. ૩ | ગુપચુપ પૃ. ૮, ૧૯૭ |
| હત્યો=માર્યો પૃ. ૧૦ | ખુલાસો પૃ. ૧૦ |
| આપ=તમે પૃ. ૧૨, ૫૩, ૭૯, ૮૧, ૧૦૧ વગેરે | ચાત=શાંતિ પૃ. ૨૪, ૬૫ |
| ગુલગુલ પૃ. ૨૭ | રોજ પૃ. ૨૬, ૨૨૬, ૨૬૦ |
| ફીશો પૃ. ૨૯ | દાવો પૃ. ૨૯ |
| ખતલાવવું પૃ. ૩૫, ૨૩૮ | નાદાન પૃ. ૩૬ |
| બરાબર પૃ. ૩૯ | |
| સોબત પૃ. ૪૫ | ખુશી પૃ. ૫૧, ૨૮૩ |
| વિતનુ=કામદેવ પૃ. ૫૮, ૬૩, ૬૭ વગેરે | પચવું પૃ. ૫૯ |
| ખરેખર પૃ. ૬૦, ૯૧ | વળી પૃ. ૬૭, ૧૩૩, ૨૧૮, ૨૪૯ |
| | મુકામ પૃ. ૧૬ |
| અતનુ પૃ. ૭૬ | કારમું=ભયાનક પૃ. ૭૬ |
| વગર પૃ. ૭૬ | |
| સોજી પૃ. ૮૦ | જન્યા પૃ. ૮૫ |
| પિતાશ્રી પૃ. ૮૪, ૧૬૮ | |

અંત્યાનુપ્રાસોમાં, મોટા...જોટા...ખોટા, કોણ...ઓણ, ચેનો...એ તો, મથી...પથી, વાધમા...આવ મા, વગેરેની સ્થિતિ નવા લેખક હવારેથી વેઠની પ્રતીતિ આપે છે; તેવી જ તિથિઓ વગેરેમાં આવતા અનુપ્રાસો–યમકો અને દોષોની છે.

"દાસ દ્વારો મિથ્યા જાણ, વિપ્રપ્રતાપે થશે સુજાણ."

અને

"દ્વારપાને કરી કવિતામાળ આરોપ." ૮૩૬

ઉપર એક અવતરણમાં આવતો "દ્વારકોદાસ અજન્મ છે ?" એ શબ્દો અને આ શબ્દો પ્રેમાનંદની અસિદ્ધ કૃતિઓમાં સૂચક રીતે તરી આવતા "મિથ્યા" શબ્દનો તરત ખ્યાલ આપે છે અને એ થયો જ નથી એવી રીતે અજન્મ શબ્દની સાર્થકતા કરી આપે છે.

આવી સ્થિતિમાં દ્વારકાદાસના કયા શબ્દો ઉપર આપણે ઇતબાર રાખી શકિયે ?

ક્રમપ્રાપ્ત "અષ્ટાવક્રાખ્યાન" વિશે હવે વિચાર કરિયે.

અષ્ટાવક્રાખ્યાનની રચના સાલ પ્રા. કા. માળા ગ્રંથ ૧૨ મામાં સં. ૧૭૬૧ મળે છે કે—

"સંવત સત્તરસેં છાસટ સાલે, વા'લે વિઠ્ઠલ સ્વામી વરી,
ભજિયા જ હરિ ૧૪૨" (પૃ. ૨૮૯)

જ્યારે બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠામાં સં. ૧૭૨૬ છે :

"છવીસ સત્તરસેંની સાલ માહસે, વકીની કથા જ ટરી,
ભજિયા જ હરિ" (પૃ. ૨૫૬)

બંનેમાં જ્યાં રચ્યું તે ગામના નામમાં પણ ફેર છે :

પ્રા. કા. માળામાં—"નંદુરબાર વિષે વિચરી કવિતા–સવિતા
સમચિત્તધરી કરી, ભજિયા જ હરિ." (પૃ. ૨૮૯)

બૃ. કા. દો. માં—"સુરતમાં રહી કરતો કવિતા–સવિતા સૂમ
ચિત્ત ધરી, ભજિયા જ હરિ." (પૃ. ૨૫૬)

પ્રા. કા. માં એ પછીની લીટીમાં "રાજગુરૂપદને" અને બૃ. કા. દો. માં "નંદગુરૂપદને" પાઠ છે. આટલો મુખ્ય તફાવત છે.

---

૩૬. પ્રા. કા. માળા, ગ્રં. ૭, પૃ. ૨૦૯ અને ૨૧૩.

માસ-પક્ષ-તિથિ-વાર ન હોવાથી નક્કી કરવું મુશ્કેલ છે. આ કાવ્યમાં 'પુરાણી' વિશે આટલી માત્ર ટકોર છે :

"રૈંગણ પોથી માંય, ન મતિ-પુરાણી મરી." (પૃ. ૩૮)

સં ૧૭૬૫ માં તો કવિ પુરાણીઓને પારાવાર ગાળો કાઢે છે, હલકા કરે છે, ત્યારે આમાં એ વિશે કશુ વિશેષ સૂચન નથી. એમ સમાધાન મેળવી લઈએ કે તત્ત્વજ્ઞાનનો ગ્રંથ હોઈ એને કવિએ ગદા થવા દીધો નહિ હોય!

ચારૂ, આ કાવ્ય ત્યારે ખરેખર કાવ્ય છે? અને એ પ્રેમાનંદના સમયનું અને પ્રેમાનંદનું છે? આ પ્રશ્નોનો ખુલાસો મેળવવા આપણે કવિતા અને ભાષા એ બે વિશે કસોટી કરવી આવશ્યક થઈ પડે છે.

કવિતામાં કવિત્વ અને કાવ્યબંધ એ ઉભયનો વિચાર કરતાં આ કાવ્યમાંથી કવિતાનો છાંટો પણ નથી મળતો કે જેવી સ્થિતિ માર્કંડેયપુરાણની છે. અને નર્યો તત્ત્વજ્ઞાનનો જ ગ્રંથ હોઈ એમાં કવિતા ન પણ ગમે એ સ્વાભાવિક છે. હા, માત્ર અનુપ્રાસો અને યમકોથી આખું કાવ્ય ભરપૂર છે; પણ પ્રાયઃ સર્વત્ર એ આયાસપૂર્વક લાવેલા જેવા જણાય છે :

> "હાર્યો ત્યાં બંદી, રશ્રી થઈ ચંદી, અતિ મતિ મંદી, દીન ફંદી,
> વહી થઈ દૂદી, કે' શિવનંદી, ચાખો ચંદી, જન વંદી;
> તેં અતિ આનંદી, ચોટા દંડી, માર્યો કંડી, થઈ નંદી,
> મતિ ધરી તેં ખંદી, પૂરણ પંદી, રમણ ન રંદી, જતિ જંદી." ૧૫૧
> (પૃ. ૨૬૬)

> "નિંદે નારી નકામી, નર સુર સુરીઓ, સંત મુનીશ મોટા,
> વંદે પાછા વિચારે, વર વરી વનિતા, એ વિના સર્વ ખોટા;
> મામાદેવી વરાંસી, વિતનુતનુ વધ્યે, ના મળે ભૂમિ લોટા,
> કાયામાયા કમાયા, ઘરમઘર તદા; વાજતા એમ ગોટા." ૧ (પૃ. ૫૮)

> "મતિમાન! મહતા આપની તે, આપની નથી હે પ્રભુ!
> મતિવાન! મરવા શાસ્ત્રમાં છો, વાણી ત્યાં શું વિભુ!
> બળવાન બળપ્રદ બહિર્મુખ શા, કોણ ગુણ ગાઈ શકે,
> કળવાન કુળના દીપ છો પ્રભુ! વાદમાં કોઈ ના ટકે." (પૃ ૮૧)

નાટકોનાં પદોને ભુલાવી દે તેવા સંખ્યાબંધ શ્લોક આમાં અપાયેલા છે અને એ બધા દેશી રાગોને મથાળે. હીરાચંદ કાનજીના પિંગળમાં જાહેર

| | |
|---|---|
| ખચીત પૃ. ૧૦૧ | દુર્લભ-સુલભ પૃ. ૧૦૯ |
| રાચવા પૃ. ૧૧૧ | પુક્તિ (=પુખ્તપણું) પૃ. ૧૧૩ |
| પ્રમાણે પૃ. ૧૨૦ | નીડર પૃ. ૧૨૧ |
| જરૂર પૃ. ૧૨૭, ૨૪૧ | |
| ખરાબી પૃ. ૧૪૪ | ધર્વ પૃ. ૧૪૮ |
| જગધાં રાંડો પૃ. ૧૫૧ | સ્વથ પૃ. ૧૫૫, ૨૭૩ |
| લાખું=લક્ષ્ય પૃ. ૧૫૭ | હુંડી પૃ. ૧૬૩ |
| રોદા પૃ. ૧૬૬ | રૂક્તિ=રુકાવટ પૃ. ૧૯૬ |
| ઓડરીખોર પૃ. ૧૯૮ | જઈ પૃ. ૨૦૧, ૨૪૨, ૨૬૪ |
| માલ પૃ. ૨૦૭, ૨૧૩ | ગુણખાણી પૃ. ૨૧૨ |
| જલદી પૃ. ૨૧૬ | |
| ઓછે=જય પૃ. ૨૫૨, ૨૮૧, ૨૮૬ | આ વારી પૃ. ૨૬૬ |
| તમામ પૃ. ૨૮૩, ૨૮૫ | |

વાક્યપ્રયોગો, જેવા કે—

૧. "માટે મન મસ્તાના દઢ થઇ, અદ્વૈત સેવ હું સાચું." (પૃ. ૩)
"માટે આણસબુદ્ધિ નિર્મળ થવા ઉદ્યોગ સાધો સહુ" (પૃ. ૨૬૪)
"માટે અસગી ઠરે" (પૃ. ૨૬૪)

૨. "તે વિધે જો કે બે જણા પણ, એક રૂપાં માનમા." (પૃ. ૬૨)
"જો કે છે તુ બલિષ્ટ દષ્ટ નૃપનો, તોયે ન રે' સાથથી." (પૃ. ૨૩૧)

૩. "આયામાં અંધારો, સારે નરસે સુતે તમો આણી;
તોપણ સારે સારૂ વિષયેચ્છા ફૂલી જગે જાણી." (પૃ. ૧૦૬)
"તોપણ શાંતિ ન શાંતપણે થઇ." (પૃ. ૧૧૨)

૪. કે=યત્ that
"વિદ્યાવિનોદિનીએ જાણ્યુ કે, મળી પિતાને તે નિરધાર" (પૃ. ૩૩)
લે કહિયે કે અછત ધન છે, તો મૂઢમતિ મોટા માને" (પૃ. ૧૧૩)
અને પૃ. ૧૨૮-૨૯, ૧૩૩, ૧૭૦, ૧૭૮, ૨૭૫ વગેરે સંખ્યાબંધ સ્થાનો છે.

૫. કે=No sooner than
"ચટ રવ સુણી ઉકાલિયું કે, ભ્રમર દીઠો સાથમાં." (પૃ. ૬૪)

"એ રીતે જ્ઞાની થયા મુનિ, કે કટાક્ષ જ કીધલો" (પૃ. ૬૭)
અને પૃ. ૬૯, ૫૬, ૧૩૮, ૧૯૨, ૨૬૧, ૨૬૩, ૨૬૯, ૨૭૮, ૨૮૪ વગેરે સખ્યાબંધ સ્થાનો છે.

૬. કેવા (અંગ્રેજી રચના-સ. અહીંને સ્થાને)

"વિશ્વસુરતણા તે સાંખ્યથી સાચા હૃદયહસ્ત ધરે છે કેવા;" (પૃ. ૧૬૦)

આ કાવ્યમાં પાઈ (=$\frac{1}{12}$ આના) નો વ્યંગ્યાર્થે પ્રયોગ બે સ્થળે છે; જેવો કે—

"જે જે પરણ્યા જાણ, પરતણ્યા તે થયા,
કો કે પઈના તેહ, બારમ ભાગી ગયા. ૩" (પૃ. ૩૯)
"આન હોત્સવ સાથ, પરતણ્યા તો થયા,
કે પઈના માંરાજ, હરખમાં જે રહ્યા.૭૦" (પૃ. ૫૭)

પેશ સૂચક રીતે અર્થાન્તરથી "મિથ્યા" શબ્દથી પણ આ કાવ્ય વંચિત નથી :

"ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, ગ્રહ્યો ન ગુરુનો બોધ રે." (પૃ. ૧૭૧)

આ કાવ્યમાં પ્રેમાનંદના અસિદ્ધ અન્ય કાવ્યોમાં આવે છે તેવો "કોવિદ" શબ્દ પૃ. ૬, ૧૧, ૨૩, ૩૧, ૮૯, ૧૧૦, ૧૪૦, ૧૫૮, ૨૩૭, ૨૮૬, ૨૯૭ એ પૃષ્ઠો ઉપર આવે છે આ શબ્દ હરિદાસ અને દ્વારકાદાસ વગેરેના અસિદ્ધ કાવ્યોમાં પણ દેખાય છે. (સુરતસંગ્રામના છેલ્લા પદને પણ વાચકો અહીં અનુસંહિત કરશે તો ખોટું નહિ થાય.)

આ કાવ્યમાં અંતે (પૃ. ૨૯૭ મે) "નવ વાત કહી" એવી રીતે કહી કવિ "શામળ" વગેરેને લક્ષિત કરે છે એમ ટીકાકાર કહે છે આ સાચું હોય તો આ કાવ્યની રચના સં. ૧૭૬૬ મા હોય તોયે કાળવિરોધથી દૂષિત બને છે.

આ રીતે આ કાવ્ય પણ પ્રેમાનંદના કર્તૃત્વથી વંચિત બની જાય છે.

"સુદામાહરણ" જૂનું કાવ્ય છે અને એની એક કરતાં વધુ નકલો મળે છે. પણ આ કાવ્યની જુદી જુદી હાથપ્રતોમાં કર્તાનું નામ જુદું જુદું મળે છે : કોઈમાં પ્રેમાનંદનું તો કોઈમાં ભાગવતવાળા સુરતી વલ્લભનું સ્વ અંબાલાલ જાનીએ આ કાવ્ય સારી રીતે સંપાદિત કરી બે વાર છપાવ્યું છે. એમની સં. ૧૮૨૧ ની પ્રત ઉપરથી સંપાદિત કરેલો અંતભાગ આ પ્રમાણે છે :

"સંવત સત્તર અઠ્ઠાવન વર્ષે, ફાલ્ગુન માસે નિધાનજી,
શુકલપક્ષ દશમી ગુરુવારે પૂર્ણ થયું આખ્યાનજી,
સૂર્યપુર તાપી દક્ષિણ તટ, ત્યાં કવિએ કર્યો વિશ્રામજી,
શ્રીગુરુચર્ણ કૃપાથી પામ્યો, જ્ઞાનરત્ન મહાધામજી,
સૂર્યપુરમાં કથી ગુણ ગોવિંદના વિસ્તારજી,
ચાતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ વર્ણું ન્યાતિ સારજી
અંબાજીનો દાસ નિરંતર વિપ્ર પ્રેમાનંદજી;;
સરસ્વતીની પૂર્ણ કૃપાથી થયૂ આખ્યાન પદબધ્ધ."૩૭

ફા. ગુ. સ. ની ન. ૧૩૫ મની હાથપ્રત પ્રમાણે છેલ્લી ૫ કિઓ
"શ્રી અંબાજીનો દાશ નીરમલ વીપ્ર વલ્લભ નીધાન,
શ્રી શરસ્વતીની પુરણ કીપાથી પદબધ કરૂ આક્ષાંન ૧૫"

—એવો પાઠ છે અને અન્યત્ર જ્યાં જ્યાં 'પ્રેમાનંદ' ની છાપ છે તેવાં બધાં સ્થળે વલ્લભની છે (કડવાં ૧, ૧૭, ૨૫, ૩૦ અને ૩૧ ની અંતની કડીઓ). આ પાછલી પ્રત સં. ૧૮૩૬ માં નકલ થયેલી છે. પ્રા. કા. માળા ગ્રંથ ૧૪ મામાં સર્વત્ર પ્રેમાનંદની છાપ છે. વારુ, આમ કેમ થવા પામ્યું હશે?

અહીં એ ખ્યાલમા રાખવું જોઇયે કે સં. ૧૭૫૮ ફાગણ સુદિ ૧૦ ગુરુવાર (તા. ૨૬-૨-૧૭૦૨) એ સાચો દિવસ છે, સં. ૧૭૪૬ કે ૧૭૬૫ એવી બે સાલ મળે છે તે નિરર્થક છે, તે તે વર્ષમા તો એ દિવસ અનુક્રમે શનિ અને સોમવારે છે આપણે જોયુ છે કે પ્રેમાનંદના સિદ્ધ કાવ્યોમાના સ્થાપત્ય ધરાવતાં કાવ્યોમા રણયજ્ઞની સાચી સાલ સં. ૧૭૪૬ની છે. એ પૂર્વે જ નળાખ્યાન જેવી સબળ કૃતિ રચાઈ ગઈ છે. સુભદ્રાહરણ એ પછી બાર વર્ષે જાય છે. આ કૃતિના ગુણદોષના વિષયમાં સ્વ. અંબાલાલ જાનીના જ શબ્દ અહીં ઉતારુ છું :—

"પ્રસ્તુત સુભદ્રાહરણની રચનામા, કાવ્યરચનાના ત્રણ જીવન તત્ત્વોમાથી, વસ્તુસંકલનાના તત્ત્વ ઉપર પ્રેમાનંદે સવિશેષ લક્ષ આપેલું જણાય છે; રસનિષ્પત્તિ તે કરતાં ગૌણ અંગે છે અને પાત્રાલેખન તો પામર જ છે. × × તેણે પોતાની બુદ્ધિની તેજસ્વિતા અને ઊંડો લોકાનુભવ દાખવ્યો છે, પરંતુ બે-એક સ્થળે (દ્રૌપદીને શાપપ્રસંગ અને અનીતિમય ઉદ્ગારોનો પ્રસંગ) તો મૂળ વસ્તુનું અનુચિત રૂપાન્તર કીધાથી, તેની વસ્તુસંકલના દોષગ્રસ્ત અને રસક્ષતિવાળી થઈ છે."૩૮

---

૩૭. સુભદ્રાહરણ (૨ જી આવૃત્તિ), પૃ. ૧૨૩.

૩૮. સુભદ્રાહરણ ( ૨ જી આવૃત્તિ ), પ્રસ્તા. પૃ. ૧૫૫.

સારા કવિની પણ મોડાની કૃતિ કેટલીક વાર નબળી હોય, પણ માત્રાલેખન તો નબળું ન જ હોય, ત્યારે આ કાવ્યનું માત્રાલેખન પામર છે એવો સ્વ. મુનીનો અભિપ્રાય છે અને એ વાજબી જ છે

ફા ગુ સ ની ઉપરની પ્રતમા "વલ્લભ" ની છાપ છતા એની જ્ઞાતિ તો ચતુર્વિંશી કહી છે, જ્યારે વલ્લભ જ્ઞાતિએ તો ઔદિચ્ય ટોળકિયો હતો

"ઔદીચ્ય જ્ઞાતિ ટોળકીયા દ્વિજ રકને વાણી હવી,
નાના ભટ સુત વલ્લભે આ કથા હરિગુણની કવી"૩૯

આવી સ્થિતિમા નિર્ણય આપવો મુશ્કેલ થાય છે પરતુ વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીની ન. ૮૮૪ ની હાથપ્રત મળી છે તેમા અતભાગમા આ પ્રમાણે પ્રાપ્ત થાય છે

"સવત સતરસે ને અઠ્ઠાવન, ફાલ્ગુન માસ નિધાન,
શુક્લ પક્ષ દશમી ગુરુવારે પૂરુ થયુ આખ્યાન ૧૯
× × ×
સુરજપુર તાપી તટે, તાહા કવિનો વાસ,
શ્રી ગુરુચરણ કૃપા સ્થકી પામુ જ્ઞાન રત્ન પ્રકાસ ૨૨
ગુણદીપકમાં કથા કહી ગુણ હરિના વિસ્તાર,
ઔદિચ્ય જ્ઞાતિ ટોળકીઆ, દ્વિજ પણ જ્ઞાતિ સાર ૨૩
ભટ સુખદેવનો સુત નાહાનો, તસ વલ્લભ નામ નિધાન
શ્રી સરસ્વતીની કૃપાસ્થકી પૂરણ હુઉ આખ્યાન ૨૪'૪૦

તે તે સ્થાને સર્વત્ર આ પ્રતમા "વલ્લભ"ની છાપ છે હવે એક જ પ્રશ્ન વિચારણીય રહે છે તે આ કાવ્યમા કેટલી કડીઓ વગેરે છે એનો

"કડવા એકત્રીસ પદબધ છે આઠમે પાત્રીસજી,
રાગ રાગણી ચાલ જુજવી, દેશી છે છત્રીસજી"૪૧

પ્રા. કા માળા ગ્રથ ૧૪ મામા પણ આ જ પ્રમાણે છે, પણ ફા. ગુ સ. ન. ૧૩૫ ખમા પદ "આઠરોઠે ચાલીશ" છે, જ્યારે વડોદરાની સે. લા ની પ્રતમા "પદ નવસે ને તેતરીસ" છે. છપાયેલી અને આ વચ્ચે આમ ૯૮ કડીનો તફાવત છે. આ વધારો તે વધારો નથી, પણ કડીઓ ગણવાના પ્રકારનો

૩૯ પદબધ ભાગવત (ગુ પ્રિ પ્રેસ), પૃ ૧૩૩
૪૦ આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રથ—પ્રો મજમૂદારના લેખમાથી સોપકાર.
૪૧. સુભદ્રાહરણ (ર જી આવૃત્તિ) પૃ. ૧૨૩

ફેર છે. એ રીતે સ્વ. જાનીએ ક્ષેપક ગણેલ આમા પણ ક્ષેપક રહી શકે છે, કેમ
આ પાછલી પ્રતમા કડવા ૩૧ જ છે, ક્ષેપકવાળામા ૩૨ છે તેમ નહિ.

આમ વડોદરાવાળી પ્રતમા વલ્લભ વિશે શકારહિત સ્પષ્ટ ઉલ્લેખ જોતા એ
માનવા કારણ મળે છે કે વલ્લભ પ્રેમાનંદના આખ્યાન ગાઈ સંભાળતો હશે તેથ
એનું પોતાનું સુભદ્રાહરણ પણ લહિયાઓએ ફેરવી પ્રેમાનંદને નામે ચડાવી દી
હશે. નબળું પાત્રાલેખન પ્રેમાનંદથી શક્ય નથી, એ શીખતા આવતા વલ્લભને
સ્વાભાવિક છે, અને ભાગવતનો નવમસ્કંધ પણ વલ્લભ સ. ૧૭૬૫મા પૂરો કરે છે,
એટલે આ નબળી કૃતિ એની હોય એમ માનવામા નડતર ઊભી થતી નથી.

આ રીતે આ નબળી કૃતિના કર્તૃત્વનુ સમાધાન મળી જાય છે જ્યાં
સામ્ય આવે ત્યા પ્રેમાનંદની વલ્લભ ઉપર છાયા છે તે કારણભૂત છે એ લક્ષ્યમા
રાખવુ જોઇયે

( તેમ વલ્લભ અભાભક્ત છે, જ્યારે પ્રેમાનંદ અભાભક્ત હોય એવુ એની
કોઈપણ સિદ્ધ કૃતિમાથી આપણે મેળવી શકતા નથી )

પ્રા કા. માળામા ગ્રંથ ૧૪મામા આ ઉપરાત "રુક્મિણીહરણ" ૨૫ કડવાનું
કાવ્ય છપાયુ છે આ કાવ્ય જૂનું છે એ નિર્વિવાદ છે એની સ. ૧૯૦૮ ની એક
હાથપ્રત ગુ વ. સો ના સગ્રહમા ( ન. ૧૦૪૨ ની ) છે. છપાયેલા અને લખેલા
કાવ્યમા કેટલોક ફેર છે, મુખ્યત્વે પ્રયોગોના જ વિષયમા દા ત કે (=No sooner
than પૃ ૧૦૧, ૧૧૪ ), વળી (૧૦૪), માટે ( વાક્યારભે ૧૦૪, ૧૨૧, ૧૪૮, ૧૬૮ ),
આમ=આ પ્રમાણે (૧૦૫), કરામતી (૧૧૦), જવલ્લે (૧૪૫), અતનુ (=કામદેવ
-૧૮૦) આ પ્રયોગો હાથપ્રતમા પ્રાપ્ત નથી આમ જેમને આ કાવ્યની અર્વાચીનતા
લાગેલી તે આપોઆપ નષ્ટ થઈ ગઈ છે

મુદ્રિત કાવ્યમા કડવા ૩, ૬, ૯, ૧૨, ૧૩, ૧૮ ને અતે વલણમા પ્રેમાનંદની
છાપ છે, આ વલણો હાથપ્રતમા સમૂળગા નથી. માત્ર છેલ્લા કડવામા જે ૪૮ મી
અને ૫૬ મી કડીમા છાપ છે તે જ હાથપ્રતમા છે પેલા વલણો હાથપ્રતમા રહી
ગયાં છે કે મૂળમા નહિ જ હોય એ કહેવુ મુશ્કેલ છે પણ આ કૃતિ પ્રેમાનંદની
હોવા વિશે ખાસ શકા નથી લાગતી

આ કાવ્યમા સપાદકોએ એક સ્થળે મહત્ત્વનો ફેરફાર કર્યો હોય એમ લાગે
છે એ ભાગ આ પ્રમાણે છે :

"સતીએ ભરી સિંદૂરની ટાક શાત, ઉપર અક્ષર લખ્યા નહિ ભ્રાત. ૩૦
સ્વામીને મન નવ આવે વ્યગ, માટે લખિયો છદ ભુજગ

વલણ

છંદ ભુજંગ કન્યા તણો, આરજી કરી અચ્યુત રે;
ભામિની એ ભાવે ભલો, પત્ર લખ્યો માનૂતને રે. ૩૧

કડવું ૬ ઠું

છંદ ભુજંગ

પ્રભુ સ્વસ્તિશ્રી દાસી શી પેર ભાખે, વિભુ આપને કોણ પત્રેથી દાખે;
કદા ના રમા દેવદેવેશ રાખે, સદા સર્વદા પ્રેમી તો પ્રેમ ચાખે. ૧

રાગ મારૂની ચાલ

શુભ નગર દ્વારામતી, યદ્ય કોટિ ત્રિભુવનપતિ;
નિગમ અગમ મુજ શિરમણિ, છું જગજીવન તમ તણી.
તે પ્રીતિ કેમ ગયા વીસરી. ૨"૪૨

જ્યારે હાથપ્રતમાં આ પ્રમાણે પ્રાપ્ત થાય છે :

"સતિયે તોલિ સિંદૂરનિ ટંક વિકતે ભરયો વિધાતાયે અંક;
ઉપર અક્ષર લખિયો અભગ પછે લખિયો છંદ તોરંગ.

વલણ

એમ અરજ અચ્યુતનિ કરે ઘણિ
પછે ભાવ લખ્યો ભામિનિયે ઘણો.

ઇતિશ્રી ભાગવતે માહાપુરાણે દશમસ્કંધે શ્રીહરિ વિપ્ર સવાદોનામ પંચમોધ્યાયઃ ૫

રાગ છંદ તોરંગ

શુભ નગર દ્વારામતિ જ્યો કેટિ તારિ ત્રિભોવનપતિ
તે પ્રીત્ય કયમ ગયા વિસરિ છુ જ્યુગજ્યુગજિવન તમ તણિ."૪૩

ઉપર ઉમેરેલા છંદ ભુજંગમાંના "પ્રેમી તો પ્રેમ ચાખે" એ શબ્દો પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓમાં આવે છે તેવાને મળતા છે; એ પ્રથમ વાચને જ ખૂચતા હતા તે આમ નીકળી જતાં પાઠ જૂનો આવી જાય છે.

આ કાવ્યમાં વધુ વિગત પ્રાપ્ત થતી નથી, એટલે એ ક્યારે ક્યાંનું એ કહેવું મુશ્કેલ છે; સંભવતઃ ઓખાહરણ નાટકની એ કૃતિ જણાય છે. અને તેથી જ પોતાના નામની છાપનું બાહુલ્ય આમાં નહિ હોય.

---

૪૨. પૃ. ૧૧૬–૧૭.

૪૩. હાથપ્રત, પૃ. ૧૦–૧૧.

## ૧૭. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૯

આ સોપાનમાં પ્રાપ્ત દ્વારકાદાસ વિશે ખુલાસો ઉપર આવી જાય છે. હવે હરિદાસના વિષયમાં ખુલાસો કરવો અવશિષ્ટ રહે છે.

હરિદાસનાં કાવ્યોમાં પણ સિદ્ધ અને અસિદ્ધ એવા બે પ્રકાર માલૂમ પડી આવે છે. એનાં જે ચાર કાવ્ય પ્રસિદ્ધ થયાં છે તેમાં માત્ર શામળશાનો વિવાહ (સં. ૧૭૨૬) એ એક સિદ્ધ કૃતિ છે. આમાં કોઈપણ સ્થળે પ્રેમાનંદને વિશે સીધો કે આડકતરો કોઈપણ નિર્દેશ નથી; જ્યારે "ભારતસાર" (સં. ૧૭૩૭ અધિક શ્રાવણ) માં અંતે

"સંવત્ સત્તર સાડત્રીશાજી, કયમ કહું વિપ્ર ગુરૂનો શિષ્યજી." (પૃ. ૮૯)

"કૃપા કવિવર કેરી હોય જી, હરિદાસ તો આ દિન જોય જી. ૧૧"
(પૃ. ૮૯)

સીતાવિરહની ચાતુરી (સં. ૧૯૨૨) માં—

"વિપ્ર કેરો શિષ્ય હું, ગાજી બોલો શ્રી નરહરિ. ૧૦" (પૃ. ૧૦૨)

અને "શ્રાદ્ધ" (સં. ૧૯૨૭—માઘનો મગળવાર) માં આરંભમાં જ "નમી ગુરૂદેવને હુ પેલોજી" (પૃ. ૯૧) આટલો નિર્દેશ મળે છે. આ પાછલી ત્રણે કૃતિઓમાં વર્ષ વગેરે અપૂર્ણ છે, એટલે ગણિતથી એના સાચા-ખરાનો નિર્ણય લાવવો મુશ્કેલ છે, છતાં સ. ૧૭૩૭ના અધિક શ્રાવણવાળો "ભારતસાર" નો નિર્દેશ કરી શકાય એમ છે. એ વર્ષમાં તો અધિક આશ્વિન હતો, કેમકે હરિદાસના વર્ષ કાર્તિકાદિ છે. છતાં એ વિશે મને આગ્રહ નથી. પણ આ પાછલાં ત્રણે કાવ્યોમાના શબ્દપ્રયોગ તો જતા કરાય એમ નથી.

| | |
|---|---|
| તેમને પૃ. ૬૬ | જૂઠું પૃ. ૭૦, ૯૨ |
| ધર્વ પૃ. ૭૨ | વગર પૃ. ૭૪, ૭૬, ૯૭ |
| ભીતું પૃ. ૭૫ | કબૂલ પૃ. ૭૯ |
| સ્વેચ્છ પૃ. ૮૭ | ગરક પૃ. ૮૭ |
| આમ ત્રણ=નિમ ત્રણ પૃ. ૧૧૦ | |
| ખામી પૃ. ૧૧૩, ૧૨૪ | કમી પૃ. ૧૧૭ |
| ગર્વીયો પૃ. ૧૨૦ | માટે (વાકયારંભે) પૃ. ૧૨૭ |
| કે=યત્ પૃ. ૧૧૯, ૧૨૩ | |

અત્યાનુપ્રાસોમાં તે તો...એ તો (પૃ. ૭૦), મોટી...ખોટી (પૃ. ૭૭), મચ્યો...પચ્યો (પૃ. ૧૦૭), મેરો...તેરો (પૃ. ૧૦૮), મોટું...ખોટું એ જાણીતા છે.

આ ઉપરાત શંકાસ્પદ એક અંગ્રેજી નીડ=need શબ્દનો પ્રયોગ ધ્યાન ખેંચે છે :

"એમ થ૦ રહી કામની ભીડ, રૂપિયાની થી છે નીડ" (પૃ ૧૨૭)

ટીકાકારે "નીડ (નીડ)—ઓછાપણુ કે નડતર" અર્થ કર્યો છે. આ શબ્દને માટે એમ છતા મને આગ્રહ નથી નીડ જ હોઈ શકે!

અહી હરિદાસના "શામળશાના વિવાહ"મા બે સ્થળે પ્રેમાનંદ કે **પરીમાનંદ** અને એક સ્થળે 'ગુરૂકૃપા' આવે છે તે વિશે ખુલાસો આવશ્યક છે:

(૧) "તે લીલા પ્રભૂ નયણે નીરખૂ શ્રવણે સુણૂ મૂખે ગાઉ ।
લીલા કૃષ્ણ સુધારસ શાગર તે મ પે નીત્યે નાહૂ ॥ ૨૦ ॥
તે માટે ત્રીકમજી સુણીએ પૂરણ **પરીમાનંદ** ।
મંન ઈછા છે હરીકીરતંનની ગાવા ગુણ ગોવંદ ॥ ૨૧ ॥
સુણી વચન શામળીયા હરક્ષા સુંદરવર એમ બોલે ।
*ધન્ય ધન્ય રે નરસહીઆ નહી કે અવર ભગત દ્રઢ તેટલે" ॥ ૨૨ ॥*
(કડવુ ૪ થું)

(૨) "સંકર ગુરૂ સભારવા પ્રગટ્ટ ગ્નયાન રસાલ રે ।
પછી નરસહીઆ કેશ માનથી રીઝા દીનદયાલ રે ॥ ૪૪ ॥
તે માટે શ્રોતા સુણો સુંદર ગુરૂ કરવો શીશ ।
ગુરૂકૃીપા વના નવ મને જગતપીતા જગદીશ ॥ ૪૫ ॥
(કડવુ ૬ ઠુ)

(૩) "આરતિ ઓવારણા કરીને, રહ્યો બેઉ કર જોડી ।
માહારાજ ઈછા દાસને છે પ્રભુ પૂરો કોડ ॥ ૧૯ ॥
હા બહ્યો જો દરશ થાયે પૂરણ **પરીમાનંદ** ।
લીલા નીરખૂ નાથની તે ગાઉ ગુણ ગોવંદ ॥ ૨૦ ॥
ત્યારે પૂસ્પ આપ્યૂ શીશથી સનમૂખથી જદૂરાયે ।
એટૂલી કીપા દીઠી નાથની ત્યારે ભક્ત આશ્ચર્જ થાએ ॥ ૨૧ ॥
પછે આ જગી ઉદકે ભરીને ભક્ત કેહે મૂખ વાત ।
સવાલક્ષ કીરતન પ્રભૂ તમ્પો પૂરણ કરજો નાથ ॥ ૨૨ ॥
પછે મેહેતે કરયો મારસ મીચે કીરતન જાણ ।
અસોમ વાલ્પો નરસહીઆનો સ્વામી શારંગપાણ ॥ ૨૩ ॥"
(કડવુ ૮ મું)

૧ લા ખડમાં નરસિંહ પ્રભુલીલાનું ગાન કરવાની ઇચ્છા રાખી પૂર્ણ પરમાનંદ શ્રીમને પ્રાર્થના કરે છે. હરિદાસ પોતે પ્રભુલીલાગાન કરવા પ્રેમાનંદની પ્રાર્થના કરે છે એવું આમાથી નીકળી શકતુ નથી.

૨ જા ખડમાં નરસિંહને જેમ શંકર જેવા ગુરુ મળ્યા અને એની કૃપાથી નરસિંહે કીર્તન ગાઈ ભગવાનને રીઝવ્યા, તે પ્રસગે કવિ સામાન્ય લોકોક્તિ રજૂ કરી ભગવાનને મેળવવામાં, અને નહિ કે કવિતા ગાવામા, ગુરુની કૃપા અનિવાર્ય છે એવું માત્ર કહે છે.

૩ જા ખડમાં ફરી નરસિંહ પૂર્ણ પરમાનંદ પ્રભુને પોતે ગુણગાન કરે તે માટે દા ભણાવવા માગે છે. આમા પણ એ કથન માત્ર નરસિંહને જ લાગુ પડે છે અને પરિણામે લાખ પદો કરવાનો પેલા પુષ્પની ભેટથી આરભ કરે છે

આમ આ ત્રણે પ્રસંગમાં ગર્ભિત રીતે હરિદાસ પ્રેમાનંદને જ ઉદ્દેશી કાંઈ કહે છે એ કોઈપણ રીતે પુરવાર થઈ શકતુ નથી. અને પ્રેમાનંદનો પણ કવનકાળ તો આ જ સમયનો છે, જ્યારે હજી એ કાચી કૃતિઓ જ આપી રહ્યો છે, તે વખતે હરિદાસ "વિવાહ" પ્રેમાનંદની કેટલીએક કૃતિઓથી જરા પણ ઊતરે નહિ એવો રચી આપે છે.

"વિવાહ" સિવાયની બાકીની ત્રણે કૃતિ પણ પેલા જાણીતા "મિથ્યા" શબ્દથી વચિત નથી :

"અભિધાન એ મિથ્યા જાણોજી, હરિદાસ હરિજન વખાણોજી."

(ભા. સા. પૃ. ૮૯)

"હરિદાસનું શું ગજુ છે, અભિમાન મિથ્યા ધારેજી."

(શ્રાદ્ધ પૃ. ૧૨૯)

હરિદાસની આ ત્રણે કૃતિઓમા કવિતા નથી.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે સોપાન ૧૭ માના પહેલા ત્રણે મુદ્દાઓને કોઈપણ વજૂદ મળી શકતું નથી

ચોથો મુદ્દો પ્રેમાનંદને પર શિષ્યો હોવાનું બતાવનો પેલો "છે નવ દાસ" વગેરે સવૈયો છે[૪૪] આ પૂર્વે એમાંના વીરજી, પુત્ર વલ્લભ, રત્નેશ્વર, દ્વારકાદાસ એ ત્રણેના વિષયમા સ્પષ્ટતા કરવામા આવી છે અને હરિદાસ વિશે ઉપર જ સ્પષ્ટતા થઈ ગઈ છે, એટલે એ વિશે અત્રે વિશેષ કાંઈપણ કહેવાનું રહેતુ નથી.

૪૪. સ્વ કે. હ. ધ્રુવે "પ્રેમાનંદના જીવનના પાચ પ્રસ્તાવ" (ની ત્રીજી આવૃત્તિ) મા આ શિષ્યો કોણ એ વિશે ચર્ચા કરી છે. ઉપરના પાચ ઉપરાંત બીજું

૫, ૬ અને ૮ મા મુદ્દાની દ્વારકાદાસની હકીકત પણ પ્રમાણભૂત સિદ્ધ થઈ શકતી નથી.

૭ મા મુદ્દામાં ગુરુનું નામ ગુપ્ત રાખવાનું હરિદાસની કૃતિઓમાં સૂચિત છે એનો એ કૃતિઓ જ અસિદ્ધ થતાં ખુલાસો મળી જાય છે.

## ૧૬. સ્વ. કાંટાવાળા : પ્રા. કા. માળા ગ્રંથ ૮

આ પૂર્વે વીરજીની કૃતિઓના વિષયમાં ખુલાસો કરવામાં આવ્યો છે. "બલિરાજાનું આખ્યાન" અને "દશાવતારની કથા" એની કૃતિઓ તરીકે સિદ્ધ થઈ શકવાની સ્થિતિમાં નથી. એનાં વિશેષ કારણ નીચે પ્રમાણે છે :

૧. નીચેના શબ્દ તેમજ વાકયના પ્રયોગ અને અંત્યાનુપ્રાસના દાખલા પ્રેમાનંદના જેટલા જૂના નથી, તેથી ઊલટું પ્રેમાનંદની અસિદ્ધ કૃતિઓમાં જેવા પ્રાપ્ત થાય છે તેવા પ્રકારના છે :

| | |
|---|---|
| સાફ પૃ. ૧૩૦ | સાજ=સાહિત્ય પૃ. ૧૩૨ |
| કાર=મોભો પૃ. ૧૩૪ | રારા=ઘણાં પૃ. ૧૩૬ |
| ખુશી પૃ. ૧૩૬, ૧૪૩, ૧૪૭, ૧૫૨ વગેરે | તમામ પૃ. ૧૩૭, ૧૬૮, ૧૮૫, ૧૮૯, ૧૯૧, ૧૯૬ વગેરે |
| જૂદો પૃ. ૧૪૪ | મતવાલા પૃ. ૧૪૮ |
| ગેબ પૃ. ૧૫૦ | મોહું...ખોટુ પૃ. ૧૫૪ |
| કાજ (?) પૃ. ૧૫૯ | નાદાન પૃ. ૧૬૦ |
| કબૂલ પૃ. ૧૬૨ | કાણ...ઓણ પૃ. ૧૬૬, ૧૬૨ |
| મોરો...જોરો પૃ. ૧૬૮, ૧૯૮ | ધર્વ પૃ. ૧૭૬ |
| મુકામ પૃ. ૧૫૮, ૧૯૪, ૨૧૦ | વખત પૃ. ૧૮૫ |

વાહન આખ્યાનનો અને કદાચ ભારતનો કર્તા ભાઈશંકર? દાસમાં (દ્વારકાદાસ અને હરિદાસ ઉપરાંત) [૪થી આવૃત્તિમાં રત્નોદાસ પણ], દેસાઈ શંકરદાસ (રઘુવંશમાં સૂચિત), ધનદાસ (પાંડવી ગીતાવાળો), ધનદાસસુત સુંદર (દશમસ્કંધ પૂર્ણ કરનાર), રત્નદાસ (હરિશ્ચંદ્રાખ્યાન લખનાર), ઓલપાડની નાની બાઈ (વિવેક વણઝારો વધારનારી), રતનજી (ભાગલાણનો વિપ્રશી આખ્યાનનો કર્તા) એમ કેટલાંક નામોનો ખુલાસો આપે છે. પણ કોઈની કૃતિઓમાં પ્રેમાનંદનો મક્કમ કે ઉઘાડા ગુરુ હોવા વિશેનો નિર્દેશ મળતો નથી. સુંદરે દશમ પૂરો કર્યો છે ત્યાં પણ પ્રેમાનંદ ગુરુ હતો અને એમની આજ્ઞાથી મેં આ કાર્ય પૂર્ણ કર્યું છે એમ લખ્યું જ નથી.

૨. પ્રેમાનંદનાં શંકાસ્પદ કાવ્યોમાં સૂચક રીતે આવતા પેલા "મિથ્યા" શબ્દનો પ્રયોગ આવે છે તેવો "દશાવતારની કથા"ના આરંભમાં જ છે:

"ગુરુકૃપાથી કંઈ ભાખું, કરે સંત જે સાર;
કવિ વીરજી નામ માત્ર છે, મિથ્યા વહેતો ભાર. ૫" (પૃ. ૧૫૫)

૩ બળિરાજાના આખ્યાનમાં આપેલી સંવત્સરની પદ્ધતિ એનાં બીજાં કાવ્યોમાં નથી; જેમકે

"સંવત અષ્ટેતસાગર સાતે બીગુણ ને આકાશ રે;
આદિમતમ ગ્રંથ પૂરણ કીધો, શ્રાવણ એકાદશી ઉતાર રે
શુક્રવાર તો સારો ભાઈ    ×    ×    ×    ×    " (પૃ. ૧૯૪)

"દશાવતારની કથા"માં વર્ષ આપ્યું છે ત્યાં "આદિમતમ આ ગ્રંથ કીધો" એ પંક્તિ આવે છે. સ્વ. કાંટાવાળાએ સંપાદિત "સુરેખાહરણ"માં પણ વર્ષ સાથે "આદિમતમ ગ્રંથ છે ખરા" એવું મળે છે; પરંતુ સં. ૧૭૫૫ ની જૂની હાથપ્રતમાં આવું કશું નથી:

"સંવત ૧૭૨૦ માહાં ગ્રંથ સંપૂરણ થાએ ॥ અવલા૦ ॥
વૈશાખ શુદે પંચમી વાર ગુરુ તાંહાં કેહેવાએ ॥ અવલા૦ ॥
(ગુ. વ. સો. ઇ. હ. લિ. પુ. નં. ૬૫૫)

તેથી સંભવિત તો એ જ છે કે "સુરેખાહરણ"માં કયાંય નવી પ્રતોમાં "આદિમતમ" શબ્દ હશે તેની સાથે સરખાઈ બતાવવા આ શબ્દપ્રયોગ થયો હોય.

૪. કવિતાની દૃષ્ટિએ સુરેખાહરણ અને કામાવતીની સાથે પેલી બે કૃતિઓને કાંઈ મેળ નથી.

આમ એ બે કૃતિઓમાં આવતી હકીકત પણ તેથી સ્વીકાર્ય રહી શકતી નથી.

"કામાવતી"માં અંતે "કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધો પાવન." (પૃ. ૧૨૬)"થી પ્રેમાનંદનો નિર્દેશ શક્ય નથી, કેમકે સં. ૧૭૨૫ સુધીમાં પ્રેમાનંદે રઘુવંશ કે સૂર્યવંશ વિશે કાંઈ લખ્યું જાણવામાં નથી આવ્યું, માત્ર આ જ કારણે સ્વ. દી. બ. કે. હ. ધ્રુવે પ્રેમાનંદે સં. ૧૭૨૫માં રઘુવંશ રચી કાઢયો હતો એવી કલ્પના કરી છે. શ્રી નરહરલાલ દેસાઈ "માર્કંડેયપુરાણ"માં જ "સૂર્યવંશ"નું વર્ણન આવી જાય છે એમ કહે છે. આ સામે કાલવિરોધ સ્પષ્ટ છે; એટલે કવિ અહીં "સરખા" શબ્દથી કાલિદાસનો જ નિર્દેશ કરે છે.

' પાવન પ્રેમાનંદ (?) " વિશે તો ખુલાસો ઉપર આવી જ ગયો છે.

"કામાવતી "ની હાલ એક પણ પ્રત જાણવામાં નથી; છતાં કવિતા, કાવ્યબંધ અને ભાષાની દૃષ્ટિએ એ કૃતિ જૂની છે, એટલે વીરજીની સ્વીકારવામાં મને લેશ પણ સંકોચ નથી. એમાં ક્વચિત્ યા (પૃ. ૩), વાસ્યારમે માટે (પૃ. ૩૪), જાણે કે (પૃ. ૩૬-૩૮), કે=ihat (પૃ. ૧૭) એવા અર્વાચીન ચાર જ પ્રયોગ જણાય છે, પણ જેમ હરિદાસના 'વિવાહ"માં બન્યું છે તેમ આ માત્ર સંપાદકીય ભૂલો જ હશે એમ મારું દૃઢપણે માનવું છે.

વસ્તુસ્થિતિએ વીરજી બુરાનપુરથી આવી વડોદરાના બુરાનપુરામાં આવીને રહ્યો હોય એવું સિદ્ધ કરવા જ એને નામે ચડેલી નવીન બે કૃતિઓમાં પ્રયત્ન થયો જણાય છે. એને કોઈપણ રીતે સાબિત કરી શકાય એવું લાગતું નથી; અને તેથી વીરજી પ્રેમાનંદની કૃપાએ કવિ થયો એમ કહેવું વાજબી નથી. શામળની હોડમાં કામાવતી લખી એમ કહેવું તો તેથી સંભવિત જ નથી

## ૧૫. સ્વ. કાંટાવાળા : દુઃશાસનરુધિરપાનાખ્યાન

જ્યાં વલ્લભનું જ અસ્તિત્વ ટકી શકતું નથી ત્યાં વલ્લભના ચરિત વિશે કાંઈ કહેવું એ વદતોવ્યાઘાત જ છે. એથી જ પ્રેમાનંદની પત્નીનું નામ હરકોર હતું, પ્રેમાનંદની ૩૨-૩૩ વર્ષની ઉંમરે વલ્લભ જન્મ્યો હતો, વલ્લભને સંસ્કૃત તથા હિંદી ભાષાનો પ્રેમાનંદે અભ્યાસ કરાવ્યો હતો, પ્રેમાનંદના મિત્ર માધવની સ્તુતિમાં વલ્લભે માધવકાવ્ય લખ્યું એનાથી પ્રેમાનંદ ગુસ્સે થયો હતો, વલ્લભના બનાવેલા "વલ્લભઝઘડા" પ્રમાણે પ્રેમાનંદ-શામળ વચ્ચે વાદ થયો હતો, એ વગેરે મૂળમાથા વિનાની વસ્તુઓને ક્યાંય સ્થાન નથી. પ્રેમાનંદે પાઘડી ન પહેરવાનું પણ લીધા પછી છેક સં. ૧૭૮૧ આસપાસ વલ્લભે કૃષ્ણવિષ્ટિ લખી પિતાને સંતુષ્ટ કર્યા ને વીરજીએ પાઘડી આણી આપી તે એકવાર પ્રેમાનંદને બંધાવી વગેરેની અસિદ્ધતા તો આ પૂર્વે જ બતાવવામાં આવી છે, તો પછી વલ્લભે પિતા પાસેથી વારસામાં પુસ્તકોની માગણી કરી એ વસ્તુને પણ ક્યાં અસ્તિત્વ જ છે?

"પ્રેમાનંદકથા" વલ્લભે લખી કહેવું એ પણ તેથી નિર્મૂળ છે, તો પછી દુઃશાસનરુધિરપાનાખ્યાનના આરંભમાં પ્રેમાનંદના ગુરુનું નામ રામચરણ અને મિત્રનું નામ માધવ હતું, એ વાત કયા બળ ઉપર ટકી શકે એમ છે, એ સ્પષ્ટ થઈ જ જાય છે. "શામળશાના મોટા વિવાહ"ને અંતે

"કાવ્યચરણમકરંદ લેવા, શ્રોતા વક્તા ઇચ્છે મન રે;
પણ રામચરણ-મકરંદ છે આમાં, આ રસે જશે વિઘન રે."

(પૃ. ૧૪૦)

—એમાં દેખાતા રામચરણ ગુરુનું સ્થાન તો એ ગ્રંથની અસિદ્ધતાથી જ સ્પષ્ટ થઈ ચૂક્યું છે. "દશમસ્કંધ"માં આવતો 'રામચરણકમળ-મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ" એમાંના રામ તો ભગવાન રામચંદ્રજી છે એ દશમસ્કંધમાં આવતી પ્રેમાનંદની આરૂઢ રામભક્તિથી જ સ્પષ્ટ છે.

## ૧૪. સ્વ. કાંટાવાળા : દ્રૌપદીહરણ

પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૧ લા તરીકે "દ્રૌપદીહરણ" નામનું ખંડકાવ્ય પ્રેમાનંદ-રચિત કરી છાપવામાં આવ્યું હતું તેની પ્રસ્તાવનામાં આપેલા કવિચરિતના ચર્ચ્ય મુદ્દાઓ વિશે કહેતાં પહેલાં એ કાવ્યના કર્તૃત્વ વગેરેના વિષયમાં પ્રથમ કહેવું યોગ્ય થઈ પડશે.

આ કાવ્ય દેશીઓના ઓઠા નીચે અક્ષરમેળ તેમજ માત્રામેળ છંદોમાં રચાયેલું છે. કડવાંનાં કડવાં કોઈ એક દેશી રાગને મથાળે વિશિષ્ટ છંદમાં પ્રયોજાયેલાં છે. આ પદ્ધતિ આપણને "અષ્ટાવક્રાખ્યાન"માં જોવાં મળી છે. આ કાવ્ય ખરેખર પ્રેમાનંદનું છે કે નહિ એ કવિતા કાવ્યબંધ અને ભાષા એ ત્રણે દૃષ્ટિએ જોવું આવશ્યક છે.

કવિતાની દૃષ્ટિએ આ કાવ્ય કાવ્ય તરીકે ઊભી શકે એવું છે. પ્રસાદ અને માધુર્ય એ ગુણોનો પ્રાયઃ અભાવ છતાં એકંદરે અર્થગ્રહણનામાં કષ્ટ ઓછું પડે છે. રસવ્યક્તિ પણ ક્યાંક ઝાંખા સ્વરૂપમાં તો ક્યાંક સ્પષ્ટ સ્વરૂપમાં થાય છે. અર્થાલંકારોનો મોટો ભાગ પણ પકડી શકાય છે. એમાં સૌંદર્ય પણ છૂટુંછવાયું અત્રતત્ર છે; પણ શબ્દાલંકારોનો ખડકલો આવી નાટકોનાં પદ્યોની અને વલ્લભનાં કાવ્યોની જેમ કૃતિને કર્કશ બનાવી મૂકે છે:

"એવું સાંભળી નાર તેજ હૃટવા લાગી ઇચ્છા પોકરો,
બોલ્યા બધુ વિચારો તો મન થકી આ શોધ છાપો કરો.
સોપો ભીમ ભણે બળે મુમુનિને કે કર્મ છાપો કરો,
આ માર્ગે પણ એહ તો હર ભણ્યો વેગે જ છાપો કરો. ૧૦

(પૃ. ૨૫૩)

"રક્ષા ઇચ્છો નવ જવ થઈ અગરક્ષા તમારી,
પક્ષા દૂરે નહિ કદિ કરે કોઈ પક્ષા સમારી;

કક્ષા છૂટા નર નહિ મરે જેમ કક્ષા પડેથી,
દક્ષા પામો જઈ ગ્રૂ મળો રે અદક્ષા વઢેથી. ૨૪"

(પૃ ૧૭૨ ૩)

"વારૂ વા'ર તો વદે ન બે હુદે વિચાર રે,
ધાર ધ્યાનમા સુપાય આય આણી માર રે,
ન્યાર ના કહી પડુ તડુ મળી જ સાર રે,
હાર શે પછે ગછે વદી ધમે સવાર રે ૧૬"

(પૃ ૨૧૫)

"કવીંદ્ર ન ઇંદ્ર ન ચંદ્ર સમુદ્ર, ન મૂક ન રંક, ન તુત્ત અતુત્ત,
ન પ્રેમ ન નેમ ન વેમ ન રેમ, હરે રે! હરે રે! અમારા બિચારા! ૩૧"

(પૃ ૨૨૨)

"વાઘને હાથ તીરે કરી, નાગને પાગ શીરે ધરી,
આગને ભાગ ધીરે જરી, સાગને હાથ વીરે વરી! ૩૫'
"નરવરા તન પાહુતણા ભલા, કરવરા થઈ રે' જવ ગૈ ખલા,
તરવરા નવ કોઈ ખરે ખરી, હરવને ભજતા હરિ હે હરિ! ૨૦"

(પૃ ૨૬૨ ૩)

આ નમૂના જોવાથી કવિને શબ્દપસંદગીમા થયેલુ કષ્ટ અને છતા ડગરે ને પગલે ભાષાને મચડવામા પરિણામરૂ ફળ મૂર્ત થાય છે અનુપ્રાસો અને યમકની બેહાલી કોઈપણ ભાષાના સાહિત્યમા કદાચ આટલી નહિ મળે.

"કાવ્યપ્રકાશ"નુ દોષપ્રકરણ સામે રાખી દોષો વીણવામા આવે તો એક પણ શ્લોક નિર્દુષ્ટ નહિ નીકળી શકે! આનું હાર્દ તો પ્રાચીન પદ્ધતિનો કાવ્યશાસ્ત્રી જ સમજી શકે!

કાવ્યબંધની દૃષ્ટિએ વિચારતા પણ આપણને આ કાવ્યથી લેશ પણ સંતોષ મળતો નથી આ પૂર્વે ચર્ચામા સમાવિષ્ટ થઈ ચૂકેલા કાવ્યોમા છંદોદોષ માટે આ કાવ્ય મોખરે આવી જાય એવુ છે લઘુને સ્થાને ગુરુ અને ગુરુને સ્થાને લઘુને વિશે કાઈ જ કહેવાપણુ નથી એ નભાવી જ લેવુ જોઈએ પરતુ હ્રસ્વ અક્ષરને દીર્ઘ કરવો પડે યા થડકાતા જોડાક્ષરની પૂર્વના સ્વરને લઘુ કરીને એ પણ અક્ષરમેળ વૃત્તમા સાંભળતા જે કષ્ટ શ્રોતાને અનુભવાય તેનો ખ્યાલ તદ્વિદો જ કલ્પી શકે.

'ઋષિ મુને સુણાવી પૂર્વજ કરી વિધિ લઘુ
વિસ્તારી તે ભાખો હરણ મમ માતા તણું બધુ,
જદા દુષ્ટે સાહી દ્રુપદ તણી પુત્રી નરવપૂ,
તદા ત્યાં શું પામ્યો જયદ્રથ તહીં જે કહું મથુ નૃપ" (પૃ ૧૧)

આવા ઘણા ઉદાહરણ છે, એવા જ અક્ષરો તોડી નાખવાના વિકલ્પ, વસ્તા, કરતા જેવા

યતિભંગની ભયાનકતા પણ અપૂર્વ જ છે ઉપરના જ શિખરિણીના ઉદાહરણમાં એ સ્પષ્ટ છે, છતા વિશેષ નમૂનો જોઇતો હોય તો ૧ લો જ શ્લોક જોઈએ

"ગુરુ ઉમોદરો એ એન્ક ધરનધર તે વર્ણિને હુ કહુ છું
રિદ્ધિ સિદ્ધિ વિબુધે અહીં જેમ તેમ ગુન્ર પ્રતિ તો લહું છુ
સેવાએ હસ્કરી જે વિધિ ગણપતિ ક્રુન્ટયા મહાદેવ જેવા,
તે વિધે હુ ગુરુને નમોં નમોં છઉં છું સારો વિધિયો સેવા૧" (પૃ ૧)

પ્રાય સર્વત્ર આ સ્થિતિ છે છંદોના માપમા ક્વચિત્ કચાશ છે તે નાટકો પહેલા આ કૃતિ રચાઈ હોય એવો ખ્યાલ આપે છે પૃ ૫૭ ઉપર પદ્યગ્રાર્ધ વૃત્ત આપ્યુ છે તેના પૂર્વાર્ધમા આર્યાર્ધ છે, જેવુ કે—

"મુજ કે'વા ગુણ ખોટા, ભય જ તેને વિધવિધના રોટા"

—આ છઠ્ઠા ગણમા ચાર લઘુ છે, છંદશાસ્ત્રના નિયમ પ્રમાણે પૂર્વ ગણના ગણના રોક તરીકે લઘુ એક આવી શકે પડતા નબળુ લેખવું. "અજાવકાખ્યાન"માં આવતી આર્યાઓમા પણ આ દોષ કેટલેક સ્થળે છે પણ ખાસ ધ્યાન ખેંચે છે તે તો અનુષ્ટુપ છે

"નકુલ ને સહદેવ વિલપતા તે પગાપણા
રડતા કૂટતા કર્મ, રે ધન જન હામણા. ૬૯
મોટાને કર્મ ના છોડે શું ભોટા ત્યાં કહો કરે
કદા કૃષ્ણ થઈ નાટ? તો પણ તું વિલપે અરે ૬૬"

મોટા અક્ષર છાપ્યા છે તે જોવાથી તરત સમજી જશે. નામો વિસ્તાર કરવા ચાહતો નથી.

ભાષાની સુશ્લિષ્ટતા વિષે સ્વ. નારસિંહરાવભાઈએ જે કહ્યું છે તે વાજબી છે અને આ સ્થળ અર્વાચીન છે

ચિત્રકાવ્ય અને એકાક્ષરીની કુરૂહતા વિશે માત્ર સૂચન જ કરી વિરમું છું.

ગુજરાતી પદ્ધતિએ અંત્યાનુપ્રાસની કચાશ વિશે પ્રેમાનંદની અસિદ્ધ કૃતિઓ વિશે વાત કરતાં અત્રતત્ર ધ્યાન દોરવામાં આવ્યું છે. એ સ્થિતિ આ કાવ્યમાં પણ પ્રવર્તે છે. એના નમૂના આ છે :

મોટું...ખોટું (૪-૫ વગેરે), મોટેરાં...ખોટેરાં (૪), મોટાં...વિખૂટાં (૧૧), ચંચૂ જે...વચૂં તે (૩૭), ખોટા...ટોટા...જોટા...મોટા (૫૦-૫૧), મોટા...જોટા (૭૬), ભટ્ટ...જટ્ટ (૨૧૭) ભટ્ટ..હટ્ટ (૧૯૭), તે તો...ચેતો (૫૩, ૭૮), વસ્તા...કસ્તા (૫૫), આપના ..માપના (૬૮), આપમાં...માપમાં (૨૨૬), મંથે...વંથે (૧૬), બચિયો...પચિયો (૯૭), દ્રૌપદીને...મદીને (૧૦૮), કુકષ્ટા...ખષ્ટા (૧૫૪), મર્દંતા...ગર્દંતા (૧૮૬).

વર્ણોનું નકામું બેવડાપણું. જેવું કે

> " અરે તિ ભટ્ટ જટ્ટરો જ ગ્રટ્ટ ગ્રટ્ટ હોય રે,
> નટ્ટ કાળ! રટ્ટ દ્રુ જ ઘટ્ટપટ્ટ સોપ રે;
> કવિ કથે ઉચ્ચારી એમ ભટ્ટ ભીમ કટ્ટ રે—
> પડે, તડે, ચડે અરિયોં તેહ ત્યાહીં ભટ્ટ રે. ૪૦" ( પૃ. ૧૨૫ )

"અરર ! શું ૈમયા માહરી નથી, ચરર ચિત્ત તો લાગશે કથી" વગેરેમાં અરર, ચરર, ખરર, ઝરર વગેરે મૂળાક્ષરના વર્ણોની અરેરાટી, અને અભંસોળા તેમજ સાનુસ્વાર શબ્દોવાળાં વૃત્ત વલ્લભના "દુઃશાસનરુધિર-પાનાખ્યાન"માં છે તેવાં વિશે તો મૌન જ સેવું છે.

આ રીતે કાવ્યખાધથી તો પ્રેમાનંદની સિદ્ધ કૃતિઓ સાથે ઊભી શકે એવી આ કૃતિ જોવામાં નથી આવતી. હવે ભાષાની દૃષ્ટિએ જોઇયે. આના શબ્દના અને વાક્યના પ્રયોગ એમ બે પ્રકારે આપણે જોઈ લઇયે.

, નીચેના શબ્દોના પ્રયોગ ધ્યાન ખેંચે છે :

| | |
|---|---|
| ગુજરે ( =રીતે ૧૩ ) | નમેરા ( ૪-૫ ) |
| કયાસ ( ૧૫, ૨૦ ) | ગદ ( =કથન ૧૬, ૧૭ ) |
| સ્વપ્ન ( ૧૬, ૬૨, ૯૯, ૨૪૨ વગેરે ) | દસે ( =દૃષ્ટિએ ૨૦ ) |
| ખુલખુલ ( ૨૪, ૩૨ ) | શેખ ( ? ૨૪ ) |
| મુકામ ( ૩૮ ) | દશ્ન ( ? ૪૭, ૧૨૪ વગેરે ) |
| સંદેશો ( ૫૮ ) | બરોબર ( ૫૪ ) |

હોણું (=હોવાનું ૫૮)
રૈચ (=લગાર ૬૯)
નિધિ (=સમુદ્ર ૧૮૨, ૨૪૬)
ઐન (૨૩૩)

પસાર (=Pass વટાવવું ૨૫)
ખુશી (૨૮, ૨૮, ૩૨, ૩૫ વગેરે)
બિચારા (૩૭, ૧૫૭, ૨૦૯, ૨૨૦ વગેરે)

વગર (૪૧, ૭૭, ૧૦૭)
ગરક (૮૩)
મુદ્દો (૮૯)

સુ-સોગનો (૧૨૨)
કમી (૧૬૬, ૨૬૧)
ઈજારો (૧૯૧)
તમામ (૧૯૯, ૨૦૧, ૨૩૦)
રે'મ (૨૨૨)
આપ (=તમે ૩૫, ૫૨, ૫૬, ૬૮, ૮૫, ૮૬ વગેરે અનેકવાર)
કંચણુ—ચમકું (૩૫)

ગુપચુ (૮૦)
તાર (? સો ૮૭)

વિમોરયા (=વિમારયા ૧૬૯)
બીત્યું (=બીધું ૧૮૨)
રૂજા (=રુચિ ૨૨૪)
ખુની (૨૫૨)

ન્યારા (૬૭)
બક્ષી (૧૧૦)
અનાયઆસ (૨૨૭)
મિત્ર (૨૫, ૩૧, ૩૩, ૩૬, ૫૨ વગેરે)

વેરો (૨૭)
જનાવર (૩૨)

જરૂર (૭૭, ૯૧)
જુદા (૮૯)
સાફ (૯૨)
બાજુ (૧૦૬)
ભોગદારી (૧૩૬)
ફિકર (૧૭૧)
ખરેખર (? ૧૯૫)
સલાર્ (? ૨૧૫)
કારવાઇ. (? ૨૨૯)

નમૂઈ (=નમીને ૪૧)
ઊભ (ક્રિયાપદ ૬૭, ૧૪૬)
બીજુ (૮૨, અબીજુ ૨૨૦)
અછે (=અય ૧૧૧, ૧૮૭, ૨૦૮, ૨૧૫)

હાલે (=હમણાં ૧૭૦)
પુહ્ન (=પુષ્પ ૨૨૪)
બસા (૨૫૧, ૨૬૨)
એમના (૧૦)

તેણીએ (૫૪) સાહ્ય (=ચર્ય ૨૬૩)
દીવાદાંડી (૨૩૯) આમ (=આ બાજુ ૨૩૦)

આ શબ્દો પ્રેમાનંદનાં સિદ્ધ કાવ્યોમાં નથી મળતા. વાક્યપ્રયોગોનાં નીચેનાં ધ્યાન ખેંચે છે

૧. કે = No sooner than :

"સર્પ ગરુડ દેખી ગભરાયા, કે હરે હરતે સાંધ્યા." (પૃ. ૯)
"કળે શુદ્ધ કે ચઢનો ત્યાંય." (પૃ. ૧૧)
"પુર પોળ હલકથી કે ત્યામ, આવી ખાઇએ સાત રે." (પૃ. ૨૫)

(આ ઉપરાંત પૃ. ૯૭, ૧૮૫, ૨૦૭ જોવાં.)

૨. કે = That :

"તિનું ઇક જ કારણ કે ગન તેણીએ;
મારૂં હરી લીધે, દુઃખી અતિ રહુ પુ. ૯" (પૃ. ૫૪)

૩. માટે વાક્યારંભે :

"મોરા સાથે મળિશું માટે, આ લાગ્યુ રત્ન રે;" (પૃ. ૫૬)

૪. તોપણ :

"તોપણ રામજી લાજી ગયા જવ, ક્ષત્રિપણે રઘુનંદન રૂપે." (પૃ. ૯૮)
"કદા દુઃખ્યા થઇ નાશ? તોપણ તુ વિરપે અરે!

૫. કેમકે :

"ક્ષેમકુશળ જતી તબનું ભીમ નેમ રે,
કેમકે અનેક એક તો હણે ન વે' મરે. ૧૩" (પૃ. ૨૧૬)

૬. હોઈ (મ. હોઊન=being નો એક જ વાક્યમાં જુદા કર્તાના કારણે પૂર્વ વાક્યમાં જુદા જ કર્તાથી) :

"હે ભીમ આવ્યુ અરિ જમ અપાર આપો,
પોકાર પૂર કરતો મુનિ હોઇ બાધો;
જોઇ શુર ઝટપટ થઇ પાસ આવ્યા,
માંહુ સૌને સુહરખે પડી પાય લાવ્યા. ૨" (પૃ. ૧૫૬)

ઉપર બતાવ્યું છે તેમ 'આપ'-તમે નો પ્રયોગ, બહુવચનમાં એમને-તેમને વગેરે નવા પ્રયોગ છે. પણ "આપ"નો તૃતીય પુરુષે અ-ગુજરાતી પ્રયોગ પણ હાથ લાગ્યો છે; જેવો કે—

"શાગ્યો જ સારૂં ભણી આપ ઉભા રહ્યા ત્યાં." (પૃ. ૧૫૯)

એવો એક દ્વિ. પુ એ. વ. મા "કરીશ"ને સ્થાને "કરશે"નો અપપ્રયોગ પણ મળે છે : "વા હરી હુ તેમ કરશે,' (પૃ. ૭૩)

આ પ્રયોગો અપ્રેમાનંદીય છે.

આ કાવ્યનું રચનાવર્ષ બૃ કા. દો. ભાગ ૫ માંમા સં. ૧૭૩૨ છે, જ્યારે પ્રા. કા. માળા, ગ્રંથ ૧ લામા સં. ૧૭૫૫ છે, આ ઉપરાંત કયા રચાયુ એ વિશે જુદું જુદું વિધાન બંનેમા છે.

બૃ કા દો "હરકાજ રચ્યુ દિન આઠમે, કવન આ કરિ રીઝવુ નાથને
તિ હરમાગ જ ન દંપતિ ભણી, હર વનેo (પૃ ૨૫૫)

પ્રા. કા. મા : "હરકાજ વશી દિન આઠમા,
કવન આ કરિયુ ધરી પાઠગા
દીરધ કે લઘુ ભેદ લહે હરિ,
હરજને ભજતા હરિ દે હરિ !" (પૃ. ૨૬૪)

પણ બંનેમા વર્ષ જ મળે છે માસ-પક્ષ-તિથિ-વાર હોત તો આ વિશે નિર્ણય કરવાનુ શક્ય થાત.

આ બેઉ વર્ષ સાચા તરીકે સ્વીકારિયે તોયે એક મુશ્કેલી ઊભી થાય છે તે શામળને અનુલક્ષીને થયેલો મક્સમ નિર્દેશ, જેવો કે—

(૧) "(તો) હવે હવોગ હિમાયતી, કરશે કવણ ઉપાય,
કર્મ ખરૂ કે'લુ પડે, નિ સશય મન માય ૪૧" (પૃ. ૧૬)

(૨) "કવિઓ નૃપના કે શ્રીના, હળધર બળધર ત્રાસ,
જગદીસુર હુ લોભી તો, પણ્ વટપત્તન વાસ. ૨૯' (પૃ. ૨૬૫)

આમા પહેલામા શામળના "ઉદ્યમકર્મસવાદ"ને અનુલક્ષી અને બીજામા રખીદાસના શામળના આશ્રયને અનુલક્ષી ટકોર છે એવી સ્થિતિમા કાળવિરોધ ઊભો થાય છે અને આખી કૃતિ મોડે રચાયેલી હોવાનુ તરી આવે છે.

પ્રેમાનંદના અસિદ્ધ કાવ્યોમા મળે છે તેવા કવિતા-સવિતા અને કોવિદ શબ્દોથી પણ આ કૃતિ વંચિત નથી

"કવિતા-સવિતા શી વસી, તન મન ધન ધન રાસ."
"દ્વિજ હુ ચાતુરવિંશી વડોદરે, વિનતિ કોવિદને વસતો ડરે," (પૃ. ૨૬૫)
(કવિકોવિદ માટે પૃ. ૧૮૮, ૧૬૪, ૨૦૧ પણ જુઓ.)

પ્રેમાનંદ ચતુર્વિંશી ચોવીશો હતો. એના કાવ્યોની કેટલીક હાથપ્રતોમાં ચતુર્વેદી પણ લહિયાઓને હાથે લખાઈ ગયેલુ મળે છે. તેમ "દ્રૌપદીહરણ"મા

એક સ્થળે ચાતુરવેદી મળી આવે છે, પણ અહીં એ ભૂલથી લખાયુ લાગતું નથી, પણ અનુપ્રાસની સ્થિતિ જોતા મૂળ લેખકથી જ લખાયુ છે :

"વદી ઇમ દોડી ગયો નરનાથ, કહે કવિ કોક જ કોવિદ ભ્રાત!
મધે દ્વિજ ચાતુરવેદી જૂથાય, ધરે અભિમાન મળે જ વ્યથાય" (પૃ. ૨૦૧)

ટીકાકાર પણ વિનાસંકોચ "ચાતુર્વેદી દ્વિજ (હુ-પ્રેમાનંદ)" એવુ નોધે છે. ચોવીશાઓ ચતુર્વેદી છે? ચતુર્વેદી તો ચોર્યાશી મેવાડાઓ છે, અથવા મોઢ બ્રાહ્મણોનો એક પ્રકાર છે. લેખકને આનો ખ્યાલ નથી રહ્યો લાગતો; જો કે કાવ્યાતે તો પાછુ એક ખંડ ઉપર બતાવ્યા પ્રમાણે ચાતુરવિંશી મળે જ છે. આવી રીતે એક ગફલતી બીજી પણ થઈ છે. આ કાવ્ય પહેલેથી જ કડવામા સ્પષ્ટ છે તે પ્રમાણે "વૈશંપાયન અને જનમેજયના સંવાદ"મા છે (પૃ. ૧૧), છતાં (પૃ ૪૧ ઉપર) "જૈમિનિ વાણી વદે સુણો, જનમેજય પ્રતિપન્ન" એમ મળે છે (પૃ. ૬૪) વળી "વૈશંપાયન વદતા મુનિવર, તનુ-પરીક્ષિત સાભળિયે" અને (પૃ. ૨૫૯ ઉપર) "જૈમિનિ રાયને ભાખિયા ભાવશું" મળે છે આમ કેમ થયુ છે એ સમજાય નહિ એવુ છે!

આ કાવ્યમા ઉપર નોધાયો છે તે પસાર (to pass) શબ્દ યોજાયો છે, તેનાથી જ આ કૃતિની અર્વાચીનતા સ્પષ્ટ થઈ જાય એવી છે

"એવા આડંબર સાથે કીધી, પસાર પુરપોળ એક તે" (પૃ ૨૫)

આ શબ્દને સ પ્રસાર સાથે કશો સંબંધ નથી. એનો અર્થ "વગાવવુ" થતો જ નથી એ અહીં લક્ષ્યમા રાખવુ જોઈયે.

શંકાસ્પદ બધી કૃતિઓમા કોઈ અને કોઈ રીતે, ઠેર ઠેર તત્સમ અકારાતને સ્થળે શોધકા-બોધકા-જૂકોદરો વગેરે આ-ઓકારાત શબ્દો, સોઇ (-સગવડ), યત્ન-રત્ન, 'જ'ના નકામો પ્રક્ષેપ, કોવિદ, કવિતા-સવિતા, ઉભવું (ક્રિયાપદ), વીશ વધા, હૃદ્ય, સ્વય, મકલાવુ, અમુઝાવુ, શલવુ (-સાચવવુ), જાહરુ-જાહરી (-જાહેર), ઉજેહ-ઉજાહ (-ઉજાસ) એ વગેરે ખૂબ પ્રયોજાયેલા મળે છે આની પ્રેમાનંદની કૃતિમા બહુલતા તો નથી, પણ હ્રદ્ય સ્વય ઉજેહ જાહરુ જેવાની તો સેરો પણ શક્યતા નથી, જેવી પેલા શોધકા-બોધકા-જૂકોદરા-દેવા જેવા શબ્દોની નથી.

આવાં આવા અનેક કારણોએ શંકાસ્પદ કૃતિઓને પ્રેમાનંદાદિની સ્વીકારતા આપણે અચકાઈયે છિયે, અને એમ કરવામા આપણે કાઈપણ ખોટું કરતા નથી; ઊલટું ગુજરાતી સાહિત્યના વિકાસની સ્વાભાવિકતાને જેવારપર્શવામા સરળતા જોઈયે છિયે.

આ સોપાનના હવે એક એક મુદ્દાની સ્થિતિ લઈએ :

(૧) પહેલા મુદ્દામાં સાધુ રામચરણદાસવાળો કિસ્સો નોંધ્યો છે તેના ઉદ્ગમસ્થાન વહીના શબ્દો અને શામળભટ્ટનો વિવાદ એનું નિરાકરણ થઈ ચૂક્યું છે, એટલે આ પહેલો મુદ્દો અસિદ્ધ ઠરે છે. પ્રેમાનંદે આખા હિંદુસ્તાનની યાત્રા કરી હતી અને પ્રથમ હિંદી સુંદરદાસનું અનુકરણ કર્યું હતું એ વગેરે "પ્રેમાનંદકથા"ની વાતો પાયા વિનાની જ છે, તો "પાઘડી" પહેરવા ન પહેરવાને પણ વિશે તો શું જ કહેવું ? આ મુદ્દામાં "મરતાં સુધી પાઘડી પહેરી જ નહિ !" એમ કહ્યું છે, ને પાછું ન્યાયપ્રશ્નોત્તરને અનુસરી એક વાર પાઘડી પહેર્યાનું પણ કહ્યું છે, આ વગેરે વાતો પાયા વિનાની છે એ સ્પષ્ટ થઈ ગયું છે.

(૨) બીજા મુદ્દામાં કવિતાની વહેચણી વિશે સૂચન છે સંસ્કૃત અને પ્રાકૃત સર્વ ભાષાની ખૂબીઓ આવે એવી કવિતા પ્રેમાનંદે લખવા લીધેલી. એનું નિરાકરણ જેમ થઈ ચૂક્યું છે તેમ વહીમાંની હિંદીપદ્ધતિની કવિતા વિશે પણ ખુલાસો થઈ ચૂક્યો છે.

આ વાંટામાં રત્નેશ્વરને ભાગે મરાઠી ધાટીની કવિતા આવી હતી, પણ રત્નેશ્વરના કોઈપણ કાવ્યમાં મરાઠી ધાટીની કવિતા નથી. એણે અક્ષરમેળ સં. વૃત્તોમાં થોડી કવિતા આપી છે આત્મવિચારચંદ્રોદય (વૈરાગ્યબોધ વગેરે) અને એના ભાગવતના અનુવાદમાં અધ્યાયને આરંભે આ તો સંસ્કૃત પદ્ધતિ છે અને નહિ કે મરાઠી; એટલે એ વાત પણ ટકી શકતી નથી. મોરોપંત જેવી આર્યાઓ રત્નેશ્વરે ઘણી કરી છે એ પણ તેથી અસિદ્ધ વાત છે

વીરજીને ઉટંગ વાતો લખવા સોંપાયેલી, છતાં એણે "બલિ રાજાનું આખ્યાન" અને "દશાવતાર કથા" પણ લખી અને સુરેખાહરણ તેમ કામાવતી તો શામળની હોડમાં રચાયેલી. પરંતુ વીરજી અને શામળની હોડની શક્યતા જ નથી. આ પૂર્વે તે તેના સમય વિશે ચર્ચા કરતા આ સૂચવાઈ ગયું છે

સુંદર શિષ્ય હતો એનું કરામકંધની એની પૂર્તિમા ક્યાંય પણ નથી મળતું

(૩) ત્રીજા મુદ્દામાં નર્મદ–નવલરામની યાદીને અનુલક્ષી પ્રેમાનંદે ભાગવત સ્કંધ ૧ થી ૧૦ (તુ.) સુધી રચવાની સંભાવના કરવામાં આવી છે. નર્મદ-નવલરામની યાદી વિશે તત્સંબંધી સોપાનમાં ખુલાસો આપવામાં આવશે. અહીં ભાગવતની રચના પ્રેમાનંદે કરી છે કે નહિ, કરી તો કેટલી કરી છે, એનો ખુલાસો મેળવવા પ્રયત્ન કરિયે.

પ્રેમાનંદનાં કાવ્યોની હાથપ્રતો મળે છે તેમાં ભાગવતના સ્કંધનો સ્પષ્ટોલ્લેખ હોય તેવો માત્ર દશમસ્કંધ ( અને એ પણ પર અધ્યાયે ટૂંક ) નાનો-મોટો મળે છે. એ સિવાયનો એક પણ સ્કંધ મળતો નથી. સ્વ. કાંટાવાળાએ "પ્રહ્લાદ કથા" મળી આવી એમ કહી એના આરંભમાંના "ષષ્ઠમસ્કંધ પૂરણ હવો. હવે કહું સપ્તમસ્કંધ" ( પૃ. ૧ ) એ વાક્ય ઉપરથી આખો સપ્તમસ્કંધ હોવાનો નિર્દેશ કર્યો છે; અને એની બે હાથપ્રત હોવાનું પણ કહ્યું છે. ( પ્રસ્તા. ૪ )

આ કાવ્ય ખરેખર પ્રેમાનંદે રચેલું છે એ કહેવું મુશ્કેલ છે. કાવ્યને અંતે—

"શ્રી ભાગવત ભાવાર્થમાં, શ્રીધર થયા દીપ;
તે અનુસારે કહ્યું, હરિ કરતા યદિપ. શુક." ( પૃ. ૫૯ )

—એ શ્રીધરની ભાવાર્થદીપિકા ઉપરથી આ કાવ્યાનુવાદ કર્યાનું કવિ કહે છે. આ વસ્તુ જ મને શંકાસ્પદ લાગે છે. પ્રેમાનંદે માત્ર સાદો અનુવાદ જ કર્યો હોય એ ગળે ઊતરે એવી વાત નથી. બીજા કવિઓનાં પ્રાયઃ બધાં પ્રહ્લાદાખ્યાન રસિક છે, ત્યારે કવિ આવું સાદુ જ ચમત્કૃતિ વિનાનું લાંબુ કાવ્ય અર્પે એ પ્રેમાનંદના વિષયમાં બને એવું નથી. પેલા મહાભારત પર્વોની જેમ કાંઈક થયું હોય એમ મને લાગે છે. જેશક ફર્ક ( પ. ૩૯૧ ) નામદાર ( પં. ૫૦૦ ), જાન ( =નુકસાન, પં. ૫૭૭ ), આપ ( =તમે, પ. ૮૮૨ ), વાકચારએ માટે (પં. ૧૧૦૯) કસ્તા...વસ્તા ( પં. ૧૩૮૪ ), એ વગેરે પ્રયોગ નવા છે. એ ગાળી કાઢવામાં આવે તો કૃતિ અવશ્ય જૂની લાગે. આ કાવ્યને તેથી "દ્રૌપદીસ્વયંવર"ની જેમ અર્ધશંકાસ્પદ કૃતિમાં મૂકું છું.

"વામનકથા" ખરેખર સારું અને પ્રેમાનંદનું જ કાવ્ય છે. આ કાવ્યની પ્રા. કા. ત્રૈ. ની છાપેલી વાચનામાં અંતે "અષ્ટમસ્કંધ હવો પૂરણ કરવો, સંક્ષેપે કથા વખાણી" ( પૃ. ૨૫ ) એ મળે છે, એ ઉપરથી ટીકાકારે નીચે પ્રમાણે સંભાવના કરી છે કે—

"આ પરથી એમ જણાય છે કે મહાકવિ પ્રેમાનંદે જેમ સપ્તમસ્કંધ અને દશમસ્કંધ કર્યા છે તેમ અષ્ટમસ્કંધ પણ કર્યો હશે, અથવા પ્રથમસ્કંધથી તે દશમસ્કંધ સુધીના બધા સ્કંધ કર્યા હશે." ( પૃ. ૨૫ )

સ્વ. કાંટાવાળાને મળેલી ચાર પ્રતોમાં છેલ્લી ૧૨-૧૪ કડીઓમાં ગડબડાટ એમને જણાયેલો છે, અને એમણે પાઠ ક ઝ પ્રત પ્રમાણે રાખ્યો છે ( પૃ. ૨૫ ). હું અહીં આવશ્યકતાનુસાર ઠેઠ ૭ માથી ૧૪ મા સુધીની કડીઓ ઉતારું છું :

"એવું કહી બલિ બાંધીઓ, પણ બંધાયા ગોપાળ,
લોક કહે બલિ બાંધીઓ, પણ બંધાયા ગોપાળ ૭
*ચતુર્દશરત્ન તે ચૌદ કહ્વે, આપ્યાં પ્રેમાનંદ પ્રભુએ
અષ્ટમસ્કંધની શાખા કાઢી જવ કૃપા કીધી વિષ્ણુએ ૮
પછે ઈંદ્રાસન આપ્યું ઈંદ્રને અમર સહુ સુખી થયા,
બલિદ્વારે ભક્તવત્સળ પોળિયા થઇ પોતે રહ્યા ૯
*હરિકથા વિસ્તારતાં, નહિ પાર પામતું પ્રાણી,
*અષ્ટમસ્કંધ ઘણો પૂરણ કાંતો (માટે) સંક્ષેપે કથા વખાણી ૧૦
કથા શ્રીવામન તણી, તે શીખે ને જે સાંભળે
લહે ફળ તીરથ તણું, કોટિક પાતિક પરજળે ૧૧
*હરતાં ફરતાં કારજ કરતાં, લીજે નારાયણનું નામ
*બેસતાં ઉઠતાં જેહ સમરે તે પામે મહા ધામ ૧૨
*પ્રેમાનંદ પ્રભુ ભક્તિ આપે ને સુખે ભજે ભગવાન
*ગુરૂ ગોવિંદનું ધ્યાન રાખ્યું, (તેણે) ભાખ્યું વામન આખ્યાન. ૧૩

વલણ

*આખ્યાન શ્રી વામનતણું વાંચી સુણી સમરો હરિ રે
*નંદદરબારે કષ્ટ વેઠી, અષ્ટમસ્કંધ કથા કરી રે ૧૪"

(પૃ ૨૪-૨૫)

બૃ કા દો ભાગ ૨ જામાં વામનચરિત ૧૬ કડવાનું છપાયું છે (જ્યાં આરંભમાં ૧ કડવાનો પ્રક્ષેપ છે) તેના અંત ભાગમાં *આ નિશાનીવાળી પંક્તિઓ નથી બાકીમાં પાઠભેદ છે, અને છેલ્લી છ લીટીઓને સ્થાને આ પ્રમાણે મળે છે

પ્રહલાદ બલિને કૃપા કીધી ભક્તની રક્ષા કરી
જો ઇચ્છો હરિપદ પામવા, તો સુખે જપો શ્રીહરિ
સુતાં બેઠાં કારજ કરતાં લીજે હરિનું નામ
પ્રેમાનંદ પ્રભુ ભક્તિ આપે પામે વૈકુંઠ ધામ" (પૃ ૨૭૧)

ગુ. વ સો. ના સંગ્રહમાં ત્રણ હાથપ્રત નં ૨ ૮૭૫ અને ૧૦૩૪ની છે, તેમાંની ૧૦૩૪ની સં ૧૮૬૯ની હપ્રમાં ૭ થી ૧૪ને સ્થાને આ પ્રમાણે મળે છે, જેને રા ગુ સ હ. લિ પુ નં ૧૧૨ નો સંપૂર્ણ ટેકો છે [૪૫]

---

૪૫. ફા ગુ. સ. હ. લિ પુ યાદી ભાગ ૨ જો પૃ ૨૪૨.

"એટલું કહી બલીરાજાને મોકલ્યો પાતાળ ।
લોક કહે બલી આપીઓ પણ બંધાયા ગોપાળ ॥ ૭ ॥
ઇંદ્રાસન રાખ્યું ઇંદ્રનું દેવતા સુખીઆ થયા ।
બલીદ્વારે ભક્તવછલ પોળીઆ થઇને રહ્યા ॥ ૮ ॥
એ કથા શ્રી વામન તણી જે ભણે પ્રેમે સાંભળે ।
તપે ફલ તીરથ તણ કોટીક પાતીક પરજળે ॥ ૯ ॥
સુતાં બેઠાં ને કારજ કરતાં લીજે હરીનું નામ ।
પરમાનંદ પ્રભુ ભજી આપે રામજી સીતારામ ॥ ૧૦ ॥"

બાકીની પ્રતોમાં પણ નહિ એવી જોડણીભેદે કે પાઠભેદે આ જ કાગળો છે, નં. ૨ની પ્રતમાં અંતે આટલો વિશેષ છે :

"શ્રી ગુરુ ગોવિંદનું ઉરમાં રાખું ધ્યાન
શ્રી વામનજીનું ભાખું આખ્યાન ॥"

આ સ્થિતિમાં સ્વ. કાકાવાળાની કહેવાતી ૭ પ્રતના * આ નિશાનીવાળા ઉમેરાને વિશ્વાસપાત્ર ગણી શકાય એમ નથી ઊલટી એવી શંકા જાય છે કે ભાગવતના સ્કંધ પ્રેમાનંદે રચ્યા છે એવું સિદ્ધ થાય એ ઉદ્દેશે આ ઉમેરો પાછળથી થયો જણાય છે એટલે અષ્ટમસ્કંધ પૂરો કર્યાનું અને એ ઉપરથી ભાગવતના નવમસ્કંધ સુધીના સ્કંધ રચ્યાનું તેમ આ કાવ્ય નંદરબારમાં રચ્યાનું વગેરે સ્વીકાર્ય બની શકતા નથી

આ કાવ્યમાં 'પ્રેમાનંદ પ્રભુ રામ રીઝયા ઘણું" (કડવું ૧૪, કડી ૭) એ વગેરે વાક્યોથી એમ પણ સમજાય છે કે આ કૃતિ નળાખ્યાન પછીની છે. એની ખાતરી કવિતાની પ્રૌઢિ અને રસની જમાવટ જ કહી આપે છે એથી આ કાવ્ય સં. ૧૭૩૦માં થયું હશે એવી સ્વ. જાનીની કોઈ કારણે જે સંભાવના થયેલી તે પણ મને ઠીક નથી લાગતી

(૪) ચોથા મુદ્દામાં બતાવ્યા મુજબ કવિના અપ્રસિદ્ધ ગ્રંથ હાથ લાગ્યા છે અને હજી મળવાનો સંભવ છે એવી મતલબના વિધાનમાં પણ કશું વજૂદ મને જણાતું નથી

(૫) આ મુદ્દામાં "લક્ષ્મણાહરણ'નું અઢી ઘડીમાં લખાય તેવડું કાવ્ય એક દિવસમાં સં. ૧૭૨૦ ની શરદપૂર્ણિમાને દિવસે રચ્યાનું કહેવામાં આવ્યું છે, એની ખાતરી સ્વ. કાકાવાળાએ સામે ઘડિયાળ મૂકી એક કલાકમાં પાઠ પૂરો કરી ગયાથી થયાનું કહ્યું છે એ અઢી ઘડીમાં થઈ શકાયું હોય એ સામે

-કરો વાંધો નથી; પરંતુ આ કૃતિ ખરેખર પ્રેમાનંદની છે કે નહિ એ જોતું જોઈએ

આ કાવ્યની એક પણ હાથપ્રત હાલ મળતી નથી; છતાં એ કાવ્ય જૂનું છે એમ મને એનો અભ્યાસ કરતાં લાગ્યું છે. માત્ર એ પ્રેમાનંદનું છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે.

"રણયજ્ઞ"ના કવિચરિતમાં જણાવ્યા પ્રમાણે "આગળ પાછળનાં ઘણાં પાનાં ફાટી ગએલાં છે" એવા ચોપડામાં "લખમણાહરણ" છે. તેમાં એ કાવ્યના ૧લા કડવામાંથી ત્રણ લીટી ઉતારી છે, જેવી કે—

> "મોટા કવિજન આગળ થયા, આઈ તે તારો પ્રતાપ,
> વ્યાસમુની પરાશર સરખા, પ્રહ્લાદ વિભિષણ સાર,
> નરસિંહ મેહેતો વિપ્ર પ્રેમાનંદ, કોઈ નવ પામ્યા પાર" (પૃ ૫)

આ નીચે સ્વ. ચોપડાવાળાની નોંધ એવી છે કે—

"કર્તાનું નામ પુસ્તકમાંથી બરાબર માલમ પડતું નથી, પણ એક ઠેકાણે "પ્રાકૃત કથા વીરક્ષેત્રમાં, કહી" આ પ્રમાણે પાનાને છેડે અધુરું રહી ગયું છે. મારા ધારવા પ્રમાણે એનો કર્તા પણ વીરજી હશે.

[નોંધ] ૧-લખમણાહરણ કવિ પ્રેમાનંદે પણ બનાવ્યું છે. ગુટકામાં આપેલું ખરેખર કોણે બનાવેલું હશે, એ વિષે મને શક છે. એ પ્રેમાનંદનું હશે તો તેનું નામ છપાવી પોતાનું ઘાલવાનો કોઈએ પ્રયત્ન કર્યો હશે એવો શક રહે. × × સારા કવિનું નામ ગેરવાજબી રીતે ખસેડવાનો જો કોઈએ તાલમેલ કર્યો હોય, તો તે ભારે નિંદાને પાત્ર છે."

આ "લક્ષ્મણાહરણની તરક એક પ્રત વિશેનો ઇતિહાસ છે. હવે "લક્ષ્મણાહરણ" છપાયું ત્યારે એની પ્રસ્તાવનામાં ગાંધીની દુકાનેથી એ તરક કાવ્ય મળી આવ્યું અને "તજવીજ કરતાં તે પ્રેમાનંદકૃત લક્ષ્મણાહરણ નીકળ્યું" —આ તે જ પહેલી નકલ કે જેમાંથી "રણયજ્ઞ"ની પ્રસ્તાવનામાં એમણે પેલું ઉપરનું અવતરણ લીધું હતું ઉપર જોયું તેમ ત્યાં જ પાદટીપમાં પ્રેમાનંદે લક્ષ્મણાહરણ બનાવ્યું છે એવું જણાવ્યું છે, જ્યારે લક્ષ્મણાહરણમાં આપેલા તરક ચોપડાની ઉપર ત-વાળી નોંધ લખી નવા વાક્યખંડમાં લખ્યું છે કે "કવિ પ્રેમાનંદે લક્ષ્મણાહરણ નામનું પુસ્તક કરેલું છે એમ આજ-

સુધી માલમ નહોતું. એક પ્રત હાથ લાગવાથી તેની બીજી પ્રતો મેળવવા તજવીજ કરી પરંતુ ઘણા પ્રયાસે તેની બીજી એક જ પ્રત મળી શકી " (પૃ. ૩)

આમ લખવામાં કાંઈક સ્મૃતિભ્રંશ થયો હશે એટલું જ માનવું રહ્યું। ખેર, પણ એમના જણાવ્યા પ્રમાણે બે પ્રત "લક્ષ્મણાહરણ"ની મળી હતી.

હવે કાવ્યની જે વાચના છાપવામાં આવી છે ત્યાં ઉપર છપાયેલી એ કાવ્યના ૨ લા કડવાની ત્રણ લીટીઓમાંના પ્રેમાનંદને બદલે વિષ્ણુદાસ પાઠ છે, ને "પ્રેમાનંદ પ્ર ૨" એમ પાદટીપમાં નોંધ થઈ છે. એ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે "રઘુવંશ"ની પ્રસ્તાવનામાંની પંક્તિઓ પૈકી ઘણીક પ્રતની છે અને એની સંજ્ઞા સંપાદનમાં પ્ર. ૨ રાખવામાં આવી છે.

છપાયેલા કાવ્યને અંતે ૬૨૩ મી લીટી આ પ્રમાણે છાપવામાં આવી છે:

"પ્રાકૃત કથા વિરક્ષેત્રમાં, કરી (પ્રેમાનંદે) એક દિવસ માય રે."

અને પાદટીપમાં 'એક દિવસ માય રે"ને સ્થાને પ્ર. ૨ નો "કૃપાએ ત્યાંહે" પાઠ નોંધ્યો છે "પ્રેમાનંદ" શબ્દ કૌંસમાં આપવામાં આવ્યો છે. એની મતલબ સ્પષ્ટ જણાય છે કે એ સંપાદકોએ ઉમેરી લીધો છે, માપમાં તો વધી જ પડે છે. ૪૬

એ પછી ૬૨૮ થી શરૂ થતી "મિત્ર રિઝાવા કારણે"થી ૬૩૯ "શરદ પૂર્ણિમાની શર્વરિયે, પદબંધ રે" ત્યાંસુધીની ૧૨ લીટીઓને સ્થાને પ્ર ૨ માં—

"ચોપાઈઓ બ્રહ્માને સ્નાન કડવાં છે કંઈ સોળ,
રાજ દશ (માર્જિન પર દશ કર્યા છે) ચાલ જુજવી,
કવિ પ્રેમાનંદદાસે"

એમ અંત મળે છે. આમાં ત્યાં સૂચન છે કે—

"પ્રેમાનંદ શબ્દની આગળ મંછા ને ઉપલી બાજુએ કૃપા શબ્દો છે." આવો ગડબડાટ પૂરો થયા આગળ આવી રીતે લખેલું છે "અતી સરીરમ પુરણ સમાપત અસતુ કલાણ નમસતુ શ્રી કરણદેવ કુવર પણ, પાછલુ પાનુ ફાટી ગયુ હતુ માટે બરાબર ઉતરાયુ નથી માટે દોષ દેશો નહી"—"

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે "મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદિક સાર રે। અઢી ઘડીમાં વાચે એટલું એક દિવસમાં કર," ને

૪૬. બૃ. કા. દો. ભાગ ૨ જામાં તો "પ્રાકૃત કથા કરી પ્રેમાનંદે, એક દિવસ-માય રે" પાઠ આપવામાં આવ્યો છે. (પૃ. ૧૭૨, ૧લી આવૃત્તિ)

"'હાથ સળમણુ" કૃતિ "પ્રેમાનંદ પૂર્ણ પ્રયાસે, સત્તરસે વીશમા કર્યો મેર રે, શરદ પુર્ણિમાની શર્વરિયે" એ વગેરે બારે પંક્તિઓને પણ ટેકો નથી અને પ્રત ૨ ના અંતભાગની કડીના પૂર્વાર્ધના "સોળ" સાથે અંત્યાનુપ્રાસ તરીકે ઉત્તરાર્ધના "પ્રેમાનંદદાસે' નો મેળ નથી. એ જોતા એ ભાગ પણ શ્રદ્ધા ઉપજાવતો નથી કાવ્યમા બીજે તો ક્યાય 'પ્રેમાનંદ"ની કર્તા તરીકે છાપ નથી, અને પ્ર ૨ ના પુરાવાએ તો કર્તા 'પ્રેમાનંદ"ને નમસ્કાર કરે છે એ ઉપરથી જ પહેલા આ કૃતિ વીરજીની હોવાનો સંભવ સ્વ. ભાગવાળાએ માનેલો ઉપર બતાવાનો છે આવી શંકાસ્પદ સ્થિતિમા આની ભલના ફેરફાર વિશ્વાસપાત્ર બની શકતા નથી આમ આ હાથસળમણુ કૃતિ સ. ૧૭૨૦ની શરદ પૂર્ણિમાએ પ્રેમાનંદે બનાવી હોય એવુ સ્વીકારી શકાય એમ નથી. એ કૃતિ કોની છે એ કહી શકવાની સ્થિતિમા આજે આપણે નથી. એથી હુ એને એ કૃતિ પ્રાચીન જણાય છે એટલા માત્રથી જ અર્ધસંશયાસ્પદ કૃતિના વર્ગમા મૂકુ છુ.

"પ્રેમાનંદકથા' તો અસિદ્ધ જ છે એમ્રે એની લક્ષ્મણાહરણ એ વિષયક વાત અગ્રાહ્ય છે કદાચ એ જ કારણે પ્ર ૧ મુજબનો પાઠ જન્મ પામ્યો હશે!

(૬) છઠ્ઠા મુદ્દામા નંદરબારના રાજા સાથેની મિત્રાચારી વગેરે જે હકીકત છે તે વલ્લભના જણાવ્યા પ્રમાણેની છે વલ્લભનું અસ્તિત્વ જ્યા અસિદ્ધ છે ત્યા એ વિશે કાઈ કહેવાપણુ નથી માત્ર સત્ય એટલુ જ કહે છે કે એ હરપોરસાથે નંદરબાર વગેરે ગયો હતો જ્યા દેસાઈ શંકરદાસનો આશ્રય હોય તેવુ "રસલહ' અંતેની હકીકતથી જાણી શકાય છે.

(૭) પ્રેમાનંદે માગો પાછળ પૈસા ખૂબ ખર્ચ્યા હતા અને મિથ્રકના ભાગ પાડવા વખતે વલ્લભે પુસ્તકો પસંદ કર્યા ને ત્યાગ રૂપિયા લીધા, એ વાત હકીકત પણ મૂળમાથા વિનાની છે એની છાયા ચંપપ્રશ્નોત્તરના પૈસા પાઘડીવાળા પ્રસંગમા આપણે જોઈ છે એનો ખુલાસો આ પૂર્વ થઈ ચૂક્યો જ છે

(૮) આઠમા મુદ્દામાનું ૧૦૦ શિષ્યોનુ મંડળ વગેરે અને પ્રેમાનંદે "દ્રૌપદી હરણ"મા શિષ્યના સારા અભ્યાસનું ફળ આપ્યુ તે, તે કૃતિ જ પ્રેમાનંદની સિદ્ધ થઈ શકતી નથી, ત્યા ટકી શકવાની સ્થિતિમા ન હોય એ સ્પષ્ટ છે

(૯) આ મુદ્દામા 'કવિ અને કાવ્યપ્રશંસા" દ્વારા છપાયેલા પત્રોમા પ્રેમાનંદે નવીન નાટકો અને કાવ્યો રચ્યા હતા અને એના વલ્લભ વીરજી રત્નેશ્વર અને સુંદર એ ચાર શિષ્યો હતા એ વિશે આ પૂર્વે જ ખુલાસો થઈ ચૂક્યો છે

આમ આ ૧૪ મા સોપાનનું નિરાકરણ થઈ જાય છે.

## ૧૩. સ્વ. કાંટાવાળા : વીરજીનું સુરેખાહરણ

આ સોપાનમાની પ્રધાન વસ્તુ "વીરજી" વિશે આ પૂર્વે નિરાકરણ થઈ ચૂક્યુ છે "સુરેખાહરણ"ની પ્રસ્તાવનામા એને "બુરાનપુરનો રહીશ" કહ્યો , જ્યારે "રહયજ્ઞ"ના કવિચરિતમા વડોદરાનો વતની અને બુરાનપુરનો એમ કહ્યુ છે વીરજીના સિદ્ધ કાવ્યોમા એ "બુરાનપુર"મા રહીને કવિતા કર્યાનું જ કહ્યુ છે, એ સ્પષ્ટ થઈ ગયું છે વડોદરામા એ આવ્યો હોય એ વસ્તુ સિદ્ધ થઈ શકતી નથી, તો પછી પ્રેમાનંદના કાવ્યોની એ નકલ કરતો, "શેષદર્શિકાસત્યભામાખ્યાન" એના હાથની નકલ ઉપરથી છાપવામા આવ્યુ છે એ વગેરે વાતોને ક્યા સ્થાન જ રહી શકે છે ?

શામળ સાથેની હોડની અશક્યતા પણ આ પૂર્વે બતાવાઈ ચૂકી છે. આમ અહીના બને મુદ્દા ઊડી જાય છે

## ૧૨. સ્વ. કાંટાવાળા : રત્નેશ્વરકૃત સ્વર્ગારોહિણી

રત્નેશ્વર પ્રેમાનંદનો શિષ્ય હતો એ સિદ્ધ થઈ શક્યુ નથી દશમસ્કંધને અને નૃસિંહભક્ત "પરમાનંદ"નુ ગુરુ તરીકે નામ છે તે આપણો પ્રેમાનંદ હરી શકતો નથી, એ કહેવાઈ ચૂક્યું છે

બીજા મુદ્દામા જણાવ્યા પ્રમાણે રત્નેશ્વરને પુરાણીઓ સાથે ઝઘડો હતો તેથી એને સંકટો સહન કરવા પડ્યા હતા અને એ કૈલાટ ચાલ્યો ગયો હતો એ વગેરે હકીકત અપાઈ છે, પણ "સ્વર્ગારોહિણી"માના એ "તજ્યુ નગર કે કારણઅતિ" વગેરે ભાગને હાયપ્રતનો ટેકો નથી એ વિશે ચર્ચા આ પૂર્વે જ થઈ ચૂકી છે. આમ આ સોપાન પણ નિરાકૃત થઈ જાય છે.

## ૧૧. સ્વ. કાંટાવાળા : ઋષ્યશૃંગાખ્યાન

આ સોપાનમા "ઋષ્યશૃંગાખ્યાન" જેવુ સરસ કાવ્ય આપણને મળ્યુ છે. એના કર્તૃત્વના સબધમા એ માટે પ્રથમ નક્કી કરવુ આવશ્યક થઈ પડે છે. એ માટે આપણે એની કવિતા કાવ્યબધ અને ભાષા એ ત્રણ રીતે કસોટી પ્રથમ કરિયે

કવિતાની દષ્ટિએ આ કાવ્ય સારુ છે 'દ્રૌપદીહરણ"ના જે દોષ હતા તે આમા નથી એનુ કારણ પણ સ્પષ્ટ છે કે આ કાવ્યમા દેશીબધનો જ પ્રયોગ કરવામા આવ્યો છે કડવા ૧૧ મામા હરિગીત ૧૨ મામા ત્રિભગી અને

૧૯ આમાં ભુજંગી છે. આમાં દુરૂહતા કે ક્લિષ્ટતા જોવામાં નથી આવતી. એકંદરે પ્રસાદ અને માધુર્ય ઠીક જળવાઈ રહ્યાં છે. કવિતા અને કાવ્યમધનો સુભગ મેળ એ શંકાસ્પદ કૃતિઓમાં નાટકો કરતાં પણ આ કાવ્યમાં વધુ ઉચ્ચ રીતે સચવાયેલો છે. રસવ્યક્તિ પણ સ્પષ્ટ છે; એટલે કે "નાટકો" માં જે ખામી માલૂમ પડે છે તે આમાં નથી, કે જેવી સ્વ. છોટાલાલ ભટ્ટનાં પોતાના નામે બહાર પડેલા "શાંતિસુધા" અને "કામકટાક્ષ" માં નથી.

જે કાંઈ ખામી છે તે માત્ર કેટલાંક અન્ત્યાનુપ્રાસોમાં છે,૪૭ મોટા..જોટા (૨૯૦, ૩૩૦ ૩૩૮,) જોડું..મોડું (૨૯૩), ખોડું...મોડું (૨૯૨, ૩૩૮), મોડું...ખોડું (૨૯૪, ૩૦૮), મોટાં...ખોટા (૩૦૨), મોટી..ખોટી (૩૨૬), મોટા...જોટા (૩૨૭), મૂકી...ઢૂકી (૨૯૧, ૩૦૫), મૂકે...ઢૂંકે (૩૩૮), ઢૂકી...મૂકી (૨૯૮), દાતા...મખ્યાતા (૨૯૧), રાજા...માઝા (૨૯૧, ૩૧૧), અને કોણ...ઓણ (૩૪૭) એ અસિદ્ધ કૃતિઓમાં કાચે હાથે આવે છે તેવા છે. ત્રિભંગી છંદમાં તેમ છતાં કષ્ટાન્ત્યાનુપ્રાસ થોડા છે. ભુજંગીના કડવામાં ક્વચિત્ છંદોભંગ છે, પણ એ "ચાલ" હોવાને કારણે ખટકતો નથી. પણ તેથી આ કૃતિ પ્રેમાનંદકાલીન થઈ શકતી નથી. જે શૈલી "દ્રૌપદીહરણ" વગેરે કાવ્યોમાં છે તે જ આમાં છે. એનું મંગલાચરણ જ જુઓ :

"નાયક વિઘ્નના દાયક અભિનવું,
ગણનાયક ગુરુવાયક સ્તવું;
વળિ સાયક લાયકનું વર્ણન કરું રે. ૧
ધરું ધ્યાનમાં વરું વર જોઈ,
કરું સ્તવન દરું નહિ કોઈ,
સોઇ લેઇ ચર્ણામૃત શિર ધરું રે. ૨"

(પૃ. ૨૮૯)

અને કાવ્યને છેક અંતે—

"દાસનો દાસ મન મંછ આણ્યો, કવિમતિ શી કરી રે;
નરહરભાર આરો વસ્યો, કૃષ્ણસુત પ્રેમાનંદ અરિનો અરી રે. ૨૫"

(પૃ. ૩૫૩)

પ્રા. કા. માસિક વર્ષ ૪, અંક ૪ માંના છેલ્લી પંક્તિ આ પ્રમાણે છે:—

"વીરક્ષેત્ર(નો) વાસી પ્રેમાનંદ, પૂરે આશા જેની હરિ રે."

(પૃ. ૯૫)

---

૪૭. સર્વત્ર પૃષ્ઠો ગુ. કા. દો. ભાગ ૪ માંનાં છે.

સોઇ, નહરી, તક, તર્કતુરી, અહીં નોંધ્યા છે. અગાઉની શંકાસ્પદ કેટલીક કૃતિઓમાં છે, જે મે ત્યાં ત્યાં નોંધ્યા નથી. તેવી રીતે "નાયકો (=નાયક), ગુંસાયકો (=સાયક) વગેરે જેવા પ્રયોગ પણ જતા કર્યા છે.

વાક્યપ્રયોગોમાં કે=no sooner than અને વાક્યારંભે માટે મળે છે:

(૧) "ટગમગ જૂએ વરાંગીને, કે થાય સમાધાન. ૨" (પૃ. ૩૨૧)
"દોડી તે કે મુનિ દોડયા ચેહેવા રે." (પૃ. ૩૨૮)
"શીતોપચાર કર્યા ઘણા પણ, શૃગી સાવધ નવ થયા;
કે મૃગમદ વાટી મૃગાક્ષીએ, અંગ ઉલટ સારા કર્યા. ૨૨"
(પૃ. ૩૪૧)
"નયન જળ તેવું રે, કે પડતી અગનકણી." (પૃ. ૩૪૬)

(૨) "વાડવ વડવાગ્નિથી અધિક, માટે ચાલો સહુ ધરી બીક." (પૃ. ૩૦૦)
"માટે નમન ઘટે મુનિ અમને." (પૃ. ૩૨૬)
"માટે કો ઉ કરીએ કેમ," (પૃ. ૩૪૬)
"તું મિત્ર મારો પરમ પુનિત, માટ માંગુ એક." (પૃ. ૩૪૯)

પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓમાનો સૂચક રીતે પ્રયોજાયેલો પેલો "મિથ્યા" શબ્દ અહીં દેખાય છે:

"કહેવા માત્ર પ્રેમાનંદ હું, દુઃખી હરિવિયોગે મન રે." (પૃ. ૨૯૫)
"દાસ કવિનો વર્ણવે જે મિથ્યા પ્રેમાનંદ રે;" (પૃ. ૩૨૦)
"વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, વડ ઉદર નિમિત્ત કામ રે." (પૃ. ૩૪૩)

"વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વેશી, મિથ્યા નામ છે તેહ રે. ૧૭
કૃષ્ણસુત કહે સહુ કોઈ, પણ કંચન નામ કથીર રે;
× × × ×
તેમાં કાળ પડેરો કુળો. ધન્ય ભાગ્ય નહિ મહાકાળ રે;
× × × ×

તદપિ ઓગણત્રીસો[૪૮] સુણતાં, કંપે ધાવણાં બાળ રે. ૧૯"

( પૃ. ૩૫૩ )"

અને "ધન્ય ભાગ્ય નહિ મહાકાળ રે" એમ આપણા દેશમાં મહાકાળ નહોતો એમ બતાવે છે જ. સં. ૧૯૨૮ ની આખરમાં વરસાદ તરફ અતિવૃષ્ટિને લીધે દુકાળ જેવું થઈ ગયું હતું ( દુકાળ વિષે નિબંધ પૃ. ૩૦ ), પણ એ અન્યત્ર દુકાળરૂપે નહોતો.

[ પરંતુ સં. ૧૭૨૯-સને ૧૬૭૩ માં કદી ક્યાંય દુકાળ નોંધાયો નથી. વિક્રમના અઢારમા શતકમાં સં. ૧૭૭૪, સં. ૧૭૮૭-૮૮ના કાળ નોંધાયા છે. આ બંને રાજકીય જુલ્મ અને વરસાદનો અભાવ એ બેઉ કારણે થવા પામ્યા હતા, અને એમાં ભારે પાયમાલી થઈ હતી. ][૪૯]

આ કાવ્ય સં. ૧૭૨૯માં રચવામાં આવ્યું હતું. (1) બૃ. કા. દો. ભાગ ૪ થા પ્રમાણે નંદરબારમાં જઈ કર્તા વસ્યો હતો ને આ કાવ્ય રચ્યું હતું; પ્રા. કા. ત્રૈ. પ્રમાણે એ વડોદરામાં જ હતો એમ લાગે છે!

આ કાવ્યની સ્વ. ઇચ્છારામ દેસાઈને હાથપ્રત—એક અપૂર્ણ પ્રત મળી હોવાનું[૫૦] એ કાવ્યની પાદટીપોમાં જણાય છે, જ્યાં ક્યાંક ક્યાંક વડોદરાની પ્રા. કા. ત્રૈ. ની સ્વ. કાંટાવાળાની વાચનાના પાઠ ને ક્યાંક અપૂર્ણ પ્રતના પાઠ

---

૪૮. આ વર્ષ જો સં. ૧૯૨૯ હોય તો ઈ. સ ૧૮૭૩ ની અંગ્રેજી સાલ આવે. આ વખતે હિંદનો વાઇસરૉય લૉર્ડ નૉર્થબ્રુક ( ઈ. સ. ૧૮૭૨-૧૮૭૬ ) હતો. ઇતિહાસમાં નોંધાયું છે કે અયોધ્યા બંગાળ અને બિહાર પ્રાંતોમાં ઈ. સ. ૧૮૭૩ની સાલમાં મોટો દુકાળ પડયો હતો. આનું આડકતરું સૂચન તો લેખકને હાથે નહિ થયું હોય ને? અને આ બધા શંકાસ્પદ કાવ્યોના કર્તા તરીકે જે મહાનુભાવનું નામ બોલાય છે તે સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટનું "શાંતિસુધા" નામનું કાવ્ય તો છેક સં. ૧૯૨૫ની સાલમાં લખાયેલું હતું એવું એ જ ગ્રંથની પ્રસ્તાવનામાં સ્વ. ભટ્ટે જ લખ્યું છે (પૃ. ૨), જે ૨૬-૨૭ વર્ષ પછી રચ્યા પછી સં. ૧૯૫૨-સને ૧૮૯૬ માં પ્રસિદ્ધ થયેલું.

૪૯. દુકાળ વિષે નિબંધ, પૃ. ૪. બૉમ્બે ગૅઝેટિયરમાં પણ સં. ૧૭૨૯ નો દુકાળ નથી.

૫૦. મદનમોહના-ભ્રમરગીતની પ્રસ્તાવનામાં પૃ ૧૩ નીચે પાદટીપમાં વના શાહને ત્યાંથી હાથપ્રત નહિ, પણ નાશ મળ્યાનું નોંધ્યું છે. ( ૨૦ આવૃત્તિ )

નોંધ્યા છે એમ 'માર્કંડેયપુરાણ'ના વિષયમાં બન્યું છે તેમ આ કાવ્યના સંપાદનમાં વડોદરાની મુદ્રિત વાચનામાં મળતી કેટલીક કડીઓ પાદટીપમાં આપવામાં આવી છે, જે સ્વ. દેસાઈને મળેલી અપૂર્ણ પ્રતમાં નથી હોતી. 'ઋષ્યશૃંગાખ્યાન'ના ૧૩ મા કડવાની પેલી 'બનિયા પુરાણી પુનપુના'-વાળી બે કડી એમ (પૃ. ૩૨૨ નીચે) પાદટીપમાં વડોદરાની પ્રતના વધારા તરીકે નોંધાયેલી છે.

પ્રા. કા. ત્રૈ. માં પ્રાય હાથપ્રતો વિશે સૂચન કરવાનો નિયમ હતો, અને એ પ્રમાણે હાથપ્રતોની નકલવર્ષ વગેરેનું સૂચન મળે છે, ત્યારે ઋષ્યશૃંગાખ્યાનની મૂળ નકલના વિષયમાં આ પ્રમાણે નોંધ મળે છે :

'આ ગ્રંથની મહા પ્રયત્ન કર્યા છતાં પણ બીજી પ્રત ન મળ્યાથી, અને મળેલી પ્રત કવિના શિષ્યે લખેલીનો પ્રથમ ઉતારો હોવાથી, ઘણી શુદ્ધ જણાઈ, તેથી એક પ્રત વડે જ આ અંક નિરૂપાયે પ્રકટ કરવામાં આવ્યો. તો પણ બે ત્રણ મહિના પ્રેમાનંદના શિષ્યે (કોણે? વીરજીએ?) લખેલી જીર્ણ પ્રત કઢાવી લેવામાં આવ્યા હતા. જો તે પ્રત પરથી નકલ કરવાનો પ્રસંગ મળ્યો હોત તો, આથી પણ વધારે ખુલાસાવાર ટીકા આપી શકાત, પણ તેમ કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયાથી, જેટલું બન્યું તેટલું કરી આ આખ્યાન પ્રકટ કરવામાં આવ્યું છે.

ઘણી અણુધારી હરકતોને લીધે તથા પુસ્તક આપનારને ત્યાં જઈ તેને સ્વેચ્છા પ્રમાણે ઉતારવાના કારણે આ અંકને પ્રકટ થતાં વાર લાગી છે.''

(પૃ. ૧-૨)

નાટકોની નકલ વીરજીના હાથની નોંધાઈ છે તેવી જ કોઈ શિષ્યના હાથની આ મૂળ પ્રત હશે! અને એ ''કવિશિરોમણિના શિષ્યની વૃદ્ધ અને ગુણજ્ઞ પુત્રીએ'' ઉપયોગ કરવા આપી હતી તે જ છે.

આ ગુણજ્ઞ પુત્રી (જમના) પાસેથી જ મોટા ભાગના પ્રેમાનંદના શંકાસ્પદ કાવ્ય મળ્યા હતા. ૧૮૮૨-૮૫માં નાટકો વગેરે પણ પ્રસિદ્ધ થઈ ચૂક્યા હતા. એ બધાની નકલ થઈ ત્યાંસુધી તે ડોશી જીવતી હશે. ક્યારે મરી ગઈ એ વિશે પ્રા. કા. ત્રૈ. અને પ્રા. કા. માળાવાળા નોંધ કરતા ભૂલી ગયા છે, એટલે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. છતાં ઈ. સ. ૧૮૯૫ (સં. ૧૯૫૧) સુધી જીવતી હતી એમ સ્વીકારવામાં બાધ નથી, અને એ પણ 'દ્રૌપદીહરણ'ના પેલા એકાક્ષરી શ્લોકોનો અર્થ બરાબર સમજાવી શકે એવી આ વાર્ધક્યમાં અંદાજે આપણે ડોશીને ૧૦૦ વર્ષની ગણીએ તો સં. ૧૮૫૧માં એનો જન્મ થાય. એ વખતે એના

કવિરત્ન પ્રેમાનંદને મોટામાં મોટું અપમાન કર્યા બરોબર નથી શું ?"
(બૃ. કા. દો. ભાગ ૭ મો, પ્રસ્તા. પૃ. ૬)

હવે આ ૧૧ મા સોપાનના મુદ્દાઓને લેઈ વળિયે :

૧. પહેલા મુદ્દાની અશક્યતા ઉપર સ્પષ્ટ છે, વસ્તુસ્થિતિએ જેમ તૈયાર થતા ગયા તેમતેમ ગ્રંથ પ્રકટ થતા ગયા છે. અપ્રસિદ્ધ એમ્બે ગ્રંથ એ ભાઈએ આપ્યા તેનું નામ જાહેરમા મૂક્યું હોત તો હજી કાંઈક પ્રતીતિ પડત.

૨. બીજા મુદ્દામા પ્રેમાનંદે આ કાવ્યમા પ્રયોજેલા શુદ્ધ છંદો વિશે સૂચન છે, પણ એવો તો માત્ર ત્રિભંગી એક જ છે; હરિગીત અને ભુજંગી તો "ચાલ" તરીકે ખપી જાય એવા છે એટલે આનાથી પ્રેમાનંદના નામ ઉપર આ કૃતિ ચડાવતા ખાસ વિશેષ ગૌરવ વધે નહિ, જેવું દ્રૌપદીહરણ અષ્ટાવક્રાખ્યાન કે નાટકોના કર્તૃત્વથી વધે.

૩ ત્રીજા મુદ્દામા નિર્દિષ્ટ પ્રેમાનંદ વિશેની ઘણી નવીન હકીકત પછી પછીના પ્રસિદ્ધ ગ્રંથોની પ્રસ્તાવનામા અપાઈ છે તે વિશે આ પૂર્વે ખૂબ કહેવાઈ ચૂક્યુ છે.

આમ આ અગિયારમુ સોપાન પણ નિરાકૃત થઈ જાય છે

## ૧૦. સ્વ ઇચ્છારામ દેસાઈ : આર્યજ્ઞાનવર્ધક

સને ૧૮૮૭-૮૮ મા સ્વ ઇચ્છારામ દેસાઈને પ્રેમાનંદની કૃતિઓની મોટી યાદી મળી હતી તે એમણે "આર્યજ્ઞાનવર્ધક" માસિક અને બૃ કા દો. ભાગ ૩ જામાં જાહેર કરી. આ યાદી જોતા જ જણાય છે કે માત્ર એમણે એ વિશે માહિતી મેળવી હતી એમની યાદીને હુ ત્રણ ખડમા વિભક્ત કરી નાખુ છું :

| (અસલ ગ્રંથો) | (અર્ધશંકાસ્પદ) | (શંકાસ્પદ) |
|---|---|---|
| દશમસ્કંધ | રાસસગરસ્કંધ (પ્રહ્લાદાખ્યાન) | +મહાભારત |
| અષ્ટમસ્કંધ (વામનકથા) | સુભદ્રાહરણ | ×રામાયણ |
| મામેરૂ | લક્ષ્મણાહરણ | ×વ્રજવેલ ચંદ્રિકા |
| શ્રાદ્ધ | હારમાળા | ×+દ્રૌપદી(વસ્ત્ર)હરણ |
| હૂંડી | | ×ડાંગવાખ્યાન |
| શામળશાસનો વિવાહ | | +ઋષ્યશૃંગાખ્યાન |
| નળાખ્યાન | | +બભ્રુવાહનાખ્યાન |
| ઓખાહરણ | | ×નરકાસુર આખ્યાન |
| દાણલીલા | | ×કર્ણચરિત્ર |
| રણયજ્ઞ | | ×ભીષ્મચરિત્ર |

*ચંદ્રહાસ આખ્યાન
વિવેકવણજારો
સુદામાચરિત્ર
મદાલસા આખ્યાન
અભિમન્યુ આખ્યાન
સુધન્વા આખ્યાન
બાળલીલા-વ્રજવેલ
સ્વર્ગની નિસરણી

+ત્રણ નાટકો
×અશ્વમેધ
×ભાગવત

* "દ્રૌપદીવસ્ત્રાહરણ" નામ એમને મળ્યું હતું, પણ પછીથી એ "દ્રૌપદીહરણ" નીકળી પડ્યું.

× આ નિશાનીના કાવ્ય હજી મળ્યાં જ નથી.

+ આ નિશાનીવાળામાંથી કોનું શું થયું એ આ પૂર્વે ચર્ચાઈ ગયું છે

સ્વ. દેસાઈએ પ્રહ્લાદાખ્યાન અને વામનકથા જુદાં પણ છપ્યાં છે, પણ હું મુદ્રિત થયાની સ્થિતિનો ખ્યાલ કરી ત્યાં ત્યાં અંતર્ગત ગણી લઉં છું.

આમાં ત્રીજા કોઠામાંની કૃતિઓના નામોથી જ સ્પષ્ટ થાય છે કે સ્વ. ઇચ્છારામ દેસાઈને એ વિશે માત્ર માહિતી જ મળી હતી અને તેથી જ આ પાછળ કોઈ વ્યવસ્થિત યોજના હતી એમ અનુમાન થાય છે, જેનો સ્વ. ઇચ્છારામ દેસાઈ ભોળાભાવે ભોગ બન્યા, અને પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓને પણ બૃ. કા. દો. માં સ્થાન આપી ચૂક્યા. એમને શંકા પડી તે છેક સં. ૧૯૫૩ પછી, જ્યારે નાટકોની હાથપ્રતો બતાવનારને રૂ. ૫૦૦)નું ઇનામ એમણે જાહેર કર્યું હતું.

દશમ સ્કંધ ભાગવતની પ્રસ્તાવનાની પાદટીપમાં એમને જે કાવ્યોની નોંધ મળી હતી તેમાં "સપ્તમસ્કંધ" (અપૂર્ણ), "કપિલગીતા" (પંચમસ્કંધ ? તૃતીયસ્કંધ), "કર્ણચરિત્ર" (અપૂર્ણ), "ઝાંઝરીઆખ્યાન," "હરિવંશ" (અપૂર્ણ) અને "વિવેકચૂડામણિ" (અપૂર્ણ) પ્રેમાનંદનાં હોવાનું જણાવ્યું છે આમાંથી "સપ્તમ સ્કંધ" અને "ઝાંઝરીઆખ્યાન" બહાર આવ્યાં છે, બાકીનાં છપાયાં નથી કે હાથ એઓની ક્યાંય હાથપ્રત પણ નથી. સ્વ ઇચ્છારામભાઈને અહીં પણ છેતરવામાં આવ્યા છે એમ મારું દૃઢ મંતવ્ય છે અને સમય પણ સં. ૧૯૪૭-૧૯૪૮ જ છે. વડોદરાથી કે કપાસી વડેની મૂકેલી વાતો અને નાના કાવ્યોની હાથપ્રતોની નકલો છે તેવી માહિતી પર આ વિધાન અવલંબેલું મને જણાય છે. વના સાદે દશમ સિવાયનાં બાકીનાંની નકલો જ કેમ મોકલાવી હશે? વડોદરા નડિયાદ વચ્ચે

પ્રેમાનંદનાં શંકાસ્પદ કાવ્ય અસલમાં ખપાવવાનો પણ એક સબળ પ્રયત્ન થયો હશે એ આ ઉપરથી જાણી શકાય છે. કોઈ પણ બીજા પુરાવાને અભાવે આ પાદટીપની હકીકત પ્રત્યયજનક નથી લાગતી.

## ૯. સ્વ. કાંટાવાળા : વામનકથા ને હૂંડી

## ૮. સ્વ. કાંટાવાળા : સપ્તમસ્કંધ

આ બંને સોપાનોનો ખુલાસો આ પૂર્વે થઈ ચૂક્યો છે.

## ૭. સ્વ. કાંટાવાળા : લક્ષ્મણાહરણ

૧. "લક્ષ્મણાહરણ" વિશે આ પૂર્વે ખુલાસો થઈ ચૂક્યો છે એની "પ્રસ્તાવના"માંના મુદ્દાઓમાં પહેલા મુદ્દાની અસિદ્ધતા આ પૂર્વે બતાવાઈ છે. એની પાછળ જે "પ્રેમાનંદકથા"નો આધાર હતો તેની જ કદી ભાળ નથી મળી તો પછી એ માહેની હકીકત વિશે તો શું જ કહેવાનું હોય ?

૨. બીજા મુદ્દામાં સં. ૧૭૨૦ થી પ્રેમાનંદનો કવનકાળ "લક્ષ્મણાહરણ"થી પુરવાર થયાનું અને એ જ વર્ષમાં વીરજીએ "સુરેખાહરણ"માં પ્રેમાનંદને મલ્લમ ગુરુ તરીકે યાદ કર્યો હોવાનું બતાવાયું છે, પણ એની પણ ઉપર મુજબ ચોખવટ થઈ ચૂકી છે. બેશક, પ્રેમાનંદનો કવનકાળ સં. ૧૭૨૦ લગભગમાં શરૂ થાય છે, પણ એ જુદી રીતે એ, આ પૂર્વે જ આરંભમાં બતાવવામાં આવ્યું છે.

૩. "લક્ષ્મણાહરણ" અને "ઓખાહરણ"ની કેટલીક પંક્તિઓ સમાન હોય તેથી એકકર્તૃત્વ કાંઈ પુરવાર ન થઈ શકે.

એમણે એક બીજી સંભાવના કરી છે કે "લક્ષ્મણાહરણ" સં. ૧૭૨૦ થી મોટી કૃતિ હોય, "ઓખાહરણ" "મામેરું" વગેરે એ પૂર્વેના ગ્રંથ હોય; અથવા "લક્ષ્મણાહરણ" સં. ૧૭૨૦ માં જ રચાયું હોય, પણ "ઓખાહરણ" વગેરે એ પૂર્વે રચાયાં હોય.

"ઓખાહરણ" સં. ૧૭૨૨-૨૩ માં અને "મામેરું" સં. ૧૭૩૯ માં સિદ્ધ છે. "ઓખાહરણ"નું અનુકરણ "લક્ષ્મણાહરણ"માં સ્વીકારતાં "લક્ષ્મણાહરણ"ને સં. ૧૭૨૦ માં નહિ, પણ મોડું સ્વીકારવું જોઈયે પણ એના આરંભમાં એ પ્રત ર મુજબ તો "પ્રેમાનંદ"નું સ્મરણ કરાયું છે, એટલે એવી સ્થિતિમાં એ કૃતિ પ્રેમાનંદની જ રહી શકતી નથી.

૪. ચોથા મુદ્દામાં "શામળશાનો મોટો વિવાહ" બે દિવસમાં રચ

કાઢવાનું રહ્યું છે અને એ માટે "પ્રેમાનંદકથા"નો ઉતારો કર્યો છે, પણ મેં "વિવાદ"ની અસિદ્ધતા આ પૂર્વે બતાવાઈ છે જ. વલ્લભનું તો અસ્તિત્વ સિદ્ધ નથી થઈ શકતું, ત્યાં "પ્રેમાનંદકથા"ની ઉત્પત્તિનો જ પ્રશ્ન ક્યાં ઉભો થઈ શકે એમ છે?

૫ પાંચમા મુદ્દાનો જવાબ ઉપર જુદે જુદે પ્રસંગે વિસ્તારથી અપાઈ ગયો છે

## ૬. સ્વ. કાંટાવાળા : હારમાળા

સ્વ કાંટાવાળાએ છપાવેલી હારમાળાની સંપાદનામાં પ્રત નં ૧ તરીકે વપરાયેલી હાથપ્રતમાં કેટલાક પદોમાં પ્રેમાનંદની છાપ નથી છે જેવા પદ નં ૧, ૨, ૪, ૧૨ ૭૨, ૭૬, ૮૮, ૧૪૨, ૧૪૩ ૧૫૧, ૧૫૨ અને ૧૬૧ એ પદો જૂની હાથપ્રતોમાં મળે છે, પણ એમાં પ્રત નં ૧ સિવાયનીના એ પદોમાં "પ્રેમાનંદ"ની છાપ નથી મળતી ઉપરાંત પદ નં ૭૮, ૭૯ ૯૩, ૯૪, ૧૫૦, ૧૫૩, ૧૫૫, ૧૫૬ અને ૧૬૨ એ 'પ્રેમાનંદ'ની છાપવાળાં પદ બીજી કોઈ પણ પ્રતમાં મળતાં નથી આ હકીકત સ્વ કાંટાવાળાએ જ નોંધી છે

(હારમાળ, પ્રસ્તા પૃ ૧)

નર્મદાશંકરને અને દલપતરામને વાદ થયા હતો તેમાં પ્રત નં ૧, જે વડોદરાના નૃસિંહ મહારાજની હતી તે, રજૂ થયાનું સ્વ કાંટાવાળાએ નોંધ્યું છે (એજન પ્રસ્તા પૃ ૧) માત્ર આ એક જ પ્રત ઉપર આધાર રાખી સમગ્ર હારમાળા પ્રેમાનંદની છે એ કહેવું વાજબી નથી

વળી પેલી નામનિર્દેશ વિનાની ૮૪ પદોની હારમાળા (નરસિંહ મહેતાના આખ્યાનમાં) છપાયેલી છે તે વલ્લભના કહેવા પ્રમાણે પ્રેમાનંદે નામનિર્દેશ વિના જ રચી છે એ સ્વીકાર્ય બની શકે એમ નથી કેમકે પ્રેમાનંદકથા અને એનો કર્તા વલ્લભ એ બંને અસિદ્ધ વસ્તુ છે

આ કાવ્યને અંતે સ્વ કાંટાવાળાની વાચનામાં —

'સંવત સત્તર ચોતરીશ માહે ચૈત્ર સુદી એકાદશી દન રે
હારમાળા સંપૂરણ કીધી, હરિ સાથે રહી એક લગન રે'

(પૃ ૭૯)

—એમ સં ૧૭૩૪ ચૈત્ર સુદિ ૧૧ આપેલ છે વાચના નથી એટલે એની કસોટી ઈ શકે એમ નથી

પ્રેમાનંદના "ઓખાહરણ" જેવી "હારમાળા"ની સ્થિતિ થઈ છે

"હારસમેનાં પદ" અગત્ય નરસિંહ મહેતાના હોવા વિશે હવે શંકા ખાસ નથી રહી. મૂળ એ "હારસમેના પદો"મા વધારો થયે ૫૦ પદની, ૬૫ પદની, ૭૮ પદની એમ ઉત્તરોત્તર વૃદ્ધિ થયે છેક ૨૧૭ પદો સુધીની બની ગઈ છે. એમા પ્રેમાનંદે અમુક વધારો કર્યો હતો કે નહિ એ કહેવાનું એક પણ સાધન નથી. આ સ્થિતિમા આપણે આ કૃતિ પ્રેમાનંદને નામે ચડાવી શકવાની સ્થિતિમા નથી. અને માત્ર એક જ પ્રત અને એ પણ શંકાસ્પદના આધારે એ વસ્તુનો નિર્ણય ન જ આપી શકિયે સ્વ કાંટાવાળાની નં. ૧ની હાથપ્રત ઉપરથી જ સ્વ નર્મદાશંકરે નકલ કરી હતી, એ નર્મદાશંકરના શબ્દોમા હજી સુધી મને જોવા મળ્યુ નથી આવી સ્થિતિમા હુ આ કૃતિને એગ્યે કે હારમાળાની શોધિતવર્ધિત આવૃત્તિને અર્ધશંકાસ્પદ કૃતિઓના વર્ગમા મૂકુ છું.

અહી એટલો ખુલાસો આવશ્યક છે: હારસમેના પદોની ૭૮ પદ સુધીની વાચના પ્રેમાનંદના સમય પહેલાની છે, એગ્ગે વાચનાના ૮૦ સુધીના પદોનું કર્તૃત્વ કોઈ રીતે પ્રેમાનંદનુ નથી

આમ "હારમાળા" વાળા સોપાનના અંગે મુદ્દા દત્તોત્તર થઈ જાય છે.

## ૫. કાંટાવાળા : રણયજ્ઞનું કવિચરિત

૧. સ્વ કવિ નર્મદાશંકરને પ્રેમાનંદના વંશજ મનસુખરામ તરફથી મળેલી હકીકતથી આગળ જઈ પેઢીનામુ મળ્યાની હકીકત સ્વ કાંટાવાળાએ કહી છે. નર્મદાશંકરે પ્રેમાનંદનો એક જ પુત્ર રઘુરામ નોંધ્યો હતો ત્યારે આ પેઢી-નામામા એને સ્થાને જીવણરામ નામ મળે છે અને વલ્લભરામ નવો ઉમેરાય છે. આ સિવાયની બીજી હકીકત વિશે કાંઈ શંકા ઉપજે એમ નથી. પાચ જ પેઢીમા મનસુખરામ પોતાના પરદાદાનું નામ ભૂલી જાય એ જરા નવાઈ ઉપજાવે એવી વાત છે! અથવા વહેમ થયો હતો એ બતાવવા આ ફેરફાર પેઢીનામાને ઓઠે કરવામા આવ્યો વધુ સંભવે છે.

આ વિષયમા નર્મદાશંકરથી આગળ વધી વિશેષ કહેવામા આવ્યુ છે તે બહુ શ્રદ્ધા ઉપજાવે એવુ નથી.

૨. બીજા મુદ્દામા ચોવીશા બ્રાહ્મણો નાહોરાઓમાથી ઉત્પન્ન થયા છે એ બરોબર નથી લાગતુ પ્રેમાનંદે નળાખ્યાનને અંતે "મેવાડો ચોવીશો ન્યાતજ" કહ્યુ છે. આ ચોવીશા મેવાડા બ્રાહ્મણોના સેવક હતા એવુ "મેવાડા જ્ઞાતિના ઇતિહાસ"મા સૂચવાયુ જ છે, જેમકે

"ભટ્ટ મેવાડા તથા ત્રવાડી મેવાડા બ્રાહ્મણ જેવા બીજા ચોરાશી આમની

વૃત્તી કરનારા તથા ચતુર્વેદી એટલે ચાર વેદનું અધ્યયન કરનારા છે તેથી ચોરાશી મેવાડા છે. × × × ભટ્ટ મેવાડા, ત્રિવેદી (ત્રવાડી) મેવાડા, ચતુર્વેદી (ચોરાશી) મેવાડા એ ત્રણ જ્ઞાતિનું હિત કરનારો એક ચોથો જ્ઞાતી ભેદ થયેલો છે. એ ત્રણ જ્ઞાતિઓમાં (૨૪) ચોવીસ ગોત્રના બ્રાહ્મણ છે તેમાં પ્રત્યેક ગોત્રની જુદી જુદી વૃત્તિ કરનારા સેવા કરવાને અર્થે નિશ્ચિત થયા માટે તે ચોવીસા બ્રાહ્મણ એવા નામથી વિખ્યાત થયા અને પોતાના બંધુત્વ થકી જે વિખ્યાત થયા તે બંધુલક જ્ઞાતિ પચીસા બ્રાહ્મણ કહેવાયા." (પૃ. ૨૮)

આ ઉપરથી તો એમ સંભવે છે કે નાદોરાઓ સાથે ચોવીશાઓને સંબંધ નથી. મેવાડાનો સંબંધ પ્રાચીન હોવાથી ચોવીશા મેવાડાની શાખા જેવા છે. તેથી જ પ્રેમાનંદે પોતાને મેવાડો કહ્યો હશે. સં. ૧૭૫૬ જેટલી જૂની પ્રતનો એ પાઠ છે. તેથી એમાં શંકાને ખાસ કારણ નથી. "મેવાડા"નું પછી "વાડવ" થઈ ગયું છે, નળાખ્યાનમાં.

૩. કવિના જન્મસમય વિશે આ પૂર્વે વિચાર થઈ ચૂક્યો છે અને સં. ૧૭૦૦ લગભગમાં એ સંભવે છે; સં. ૧૬૯૨ વધુ વહેલું વર્ષ છે. વીરજીનો પુરાવો આપી સં. ૧૬૯૨ ની સિદ્ધિ કરવામાં આવી છે તે વાજબી નથી એ બતાવાઈ ચૂક્યું છે; એ જ પ્રમાણે "સંક્ષેપાદરણ"ની ત્રુટક હાથપ્રતની પેટી "પ્રેમાનંદ" નામ ધરાવતી લીટીઓ વિશે પણ.

૪. પ્રેમાનંદનાં બચપણ અને ગુરુના બે પ્રકારના પ્રસંગ વિશે નર્મદાશંકરે કહ્યું છે તેટલું પૂરતું છે; વિશેષ પ્રત્યયજનક લાગતું નથી.

૫ આ મુદ્દો પણ પ્રત્યયજનક નથી લાગતો. પેલી ચોવીશી ટોળી (જમના)—કવિશિરોમણિના શિષ્યની ગ્રહ પુત્રીની શાખના કેટલી છે એ સૂચવાઈ ગયું છે.

૬. પ્રેમાનંદે ઘણા ગ્રંથ રચ્યા છે એ વિષયનો નથુરામભાઈનો પેલો હૂંડીવાળા સાત ગ્રંથો વિશેનો જે ખુલાસો છે તે વિશે 'નવગ્રામ'વાળા સોપાનમાં નિર્ણય આપીશ. આ ઉપરાંત બીજા ચાર ગ્રંથ કવિના બનાવેલા સ્વ. કાંટાવાળાએ નામ વિના નિર્દેશ્યા છે. નામ આપ્યું હોત તો કંઈક ઠીક થાત.

મારી સંભાવના છે કે આ ચાર ગ્રંથ તે ૧. ઋષ્યશૃંગાખ્યાન, ૨. દ્રૌપદી-હરણ, ૩. અંબરીષાખ્યાન અને ૪. માર્કંડેયપુરાણ હશે. અને ૧૮૮૪ માં આ ચારે ગ્રંથ કોઈ અને કોઈ રચન-અવસ્થામાં હતા એવું મને લાગ્યા કરે છે. ઋષ્યશૃંગાખ્યાન કદાચ રચાઈ જ ચૂક્યું હતું, એ સને ૧૮૭૩ ના નોંધનુસાર કારણ.

સાથે એનો મેળ હોય તો. એ સારી કૃતિ "શાંતિસુધા"ના નમૂના ઉપર રચાયેલી લેખકે રચી રાખી મૂકેલી સમય આવતાં "પ્રેમાનંદ"ને નામે છપાવવામાં આવી।

૭. આ મુદ્દામાં પુરાણીઓ સાથેના ઝઘડાનું મૂળ છે; પણ પ્રેમાનંદની સિદ્ધ કૃતિઓનો એને લેશ પણ ટેકો નથી. આ બધી બાબતો વિસ્તારથી આ પૂર્વે ચર્ચાઈ ગઈ છે.

૮. કવિ નંદરબાર અને સૂરતમાં, તેમ છેક બુરાનપુર ગયા હતા, એ સ્પષ્ટ છે. એમાં ઉદ્દેશ ઉદરપૂર્તિનો હતો એ પણ સ્પષ્ટ છે. પણ સ્વ. કાંટાવાળાએ સ્વ. નવલરામનો હવાલો આપી શામળને રખીદાસનો આશ્રય હતો તેવો પ્રેમાનંદને કદાચ હોય એવો પૂર્વપક્ષ મૂકી પછી એ સંભાવનાને તોડી છે અને માણભટપણું નહિ, પણ શેઠશાહુકારની ગુમાસ્તાગીરી કે મુનીમગીરી કરતો હશે એવી સંભાવના કરી છે. કવિ તરફના માનાશયનું જ આ પરિણામ છે. બાકી આ પૂર્વે બતાવાઈ ગયું છે તેમ "ઉદરપૂર્તિ" માટે જ એ ત્યાં ત્યાં ગયો છે. રાજાનો આશ્રય સ્વ. કાંટાવાળાને ગળે નથી ઊતર્યો એ વાજબી છે, પણ એમનાં કારણોથી મારાં કારણ જુદાં છે. "શ્રાદ્ધ"ની મુદ્રિત વાચનામાં નંદરબારના રાજાના આશ્રયનો જે સ્પષ્ટ ઉલ્લેખ છે તેને જૂની એક પણ પ્રતનો ટેકો નથી. અને પ્રેમાનંદની અન્ય કોઈ પણ કૃતિની જૂની હાથપ્રતોમાં પણ આ હકીકતનું સમર્થન કરે એવું એકપણ વિધાન થયેલું જાણવામાં નથી આવ્યું.

૯. સ્વ. કાંટાવાળા પ્રમાણે, માનો કે રાજા કે કોઈનો આશ્રય હોય છતાં ગુણગાન કોઈનાં નથી ગાયાં એ સાથે બધાની સંમતિ છે. માત્ર કવિના ખાતાદાર રૂવનાથદાસ ભગવાનદાસ પારેખનો કિસ્સો લખ્યો છે તેને કોઈ પ્રાચીન પ્રમાણને ટેકો નથી. એથી ઊલટું કોઈ પણ રાજાનો નહિ, પણ દેસાઈ શંકરદાસની મિત્રતા તો સ્પષ્ટ સિદ્ધ થઈ ચૂકી છે.

૧૦. દંતકથા પ્રમાણે શામળ-પ્રેમાનંદ વચ્ચે વાદ થયો અને શામળની "પદ્માવતી" (સં. ૧૭૭૪)ની હરીફાઈમાં પ્રેમાનંદે "સુરેખાહરણ" (?) રચ્યું એવી જે સંભાવના કરી છે તે તદ્દન નિરર્થક છે: એ વિશે વિશેષ કાંઈ કહેવાનું નથી.

૧૧. સં. ૧૮૨૯માં પ્રેમાનંદની મિલકતની વહેંચણીના દસ્તાવેજની વાત પણ એના જ બીજા કિસ્સાઓ જેવી કદાચ ઉપજાવી કાઢેલી વાત છે; એ પ્રત્યય-જનક નથી દીસતી. પ્રેમાનંદના મકાન ને ખડકી પડી ગયાનું એના પાડોશી

જણાવે છે તેટલાથી એ વાત પ્રત્યયજનક નીવડતી નથી છતા આ વિશે આગ્રહ-અનાગ્રહ મને નથી

૧૨ પ્રેમાનંદનો સ્વર્ગવાસ નુમારે સં ૧૯૭૦મા સ્વ. ડાગાવાળાએ માન્યો છે, પણ આ પૂર્વે બતાવ્યુ છે તે પ્રમાણે સ ૧૭૬૦-૬૫ થી આગળ જઈ શકે એમ નથી આ વિશે સપૂર્ણ ખુલાસો આ પૂર્વે થઈ ગયો છે

૧૩ "મામેરા" થી નામેરા આફરીન થઈ ગયા તે સ્વ નર્મદાશકરવાળી હકીકત વિશે આગ્રહ-અનાગ્રહ કર્યું નથી દતકથાની ગરિમા એ છે અને કવિના બચપણ અને ગુરુકૃપાની દતકથાઓની જેમ એ પણ જૂની હોઈ શકે છે

આ પ્રમાણે પ્રેમાનંદના ચરિતના જે કમિક વિકાસના બે વિભાગ સૂચવવામા આવ્યા હતા તેમનો બીજો સને ૧૯૮૦-૮૪ મા સ્વ ડાગાવાળાથી શરૂ થયેલો વિભાગ પૂર્ણ થાય છે કવિના ચરિતમા એક પછી એક આવતી બારતીની છાબો ટળી ગઈ એમ છે એનો ખ્યાલ આપવાનો પ્રયત્ન, પુરાવાઓની જે કસોટી છે તેનો ઉપયોગ કરીને જ, લેશ પણ કલ્પનાનો આશ્રય કર્યા વિના કર્યો છે હવે પ્રથમ વિભાગને જોઈએ

## ૪. સ્વ. નવલરામ : મામેરું

૧ પહેલા મુદ્દામા નર્મદાશકરવાળી દતકથાનો હવાલો આપી લોગી ઉમરે કવિતા શરૂ કરવાનુ, પ્રેમાનદ પોતે ન્યાયશાસ્ત્રી સારો હોઈ સભા જીત્યાનું અને પોતાના કાવ્યોમા કેટલાક કાવ્યશાસ્ત્રના સાકેતિક શબ્દ પ્રયોજ્યા હોવાથી કાવ્યશાસ્ત્રનો થોડોઘણો પણ અભ્યાસ કર્યાનુ સ્વ નવલરામે કહ્યુ છે. આમાની બે હકીકતને દતકથાનો જ માત્ર ટેકો છે, ત્રીજી હકીકત કાવ્યશાસ્ત્રના થોડાઘણા અભ્યાસની છે આ અસ્વીકાર્ય છે નળાખ્યાન તેમજ દશમસ્કધમાની એની શક્તિ વિશે, એને સસ્કૃતનું પુરાણીઓને હોય છે તેટલુ જ્ઞાન હશે, એમ સ્વીકારવામા બાધ નથી પણ સ કાવ્યશાસ્ત્રનો એનો પરિચય એની કવિતામાથી સ્ફુટ થતો નથી એ જે કાઈ મહાન બન્યો છે તે તો એની નૈસર્ગિક શક્તિએ જ એમા સ કાવ્યશાસ્ત્રના જ્ઞાનની જ અસર અપેક્ષિત નથી પ્રતિભા એ સ્વયસિદ્ધ વસ્તુ છે શાસ્ત્રાભ્યાસ એ તો માત્ર એમા ઉપકારક વસ્તુ છે

૨ બીજા મુદ્દામા પુરાણીઓના ગાગરનુ મૂળ છે સાગનો પ્રસગ અહી સ્વ કવિ નર્મદાશકરના કથનને અનુસરી છે પણ આ પાછળ કહ્યો પ્રામાણિક પુરાવો પ્રેમાનદના શબ્દોમા પ્રાપ્ય નથી

પહેલી જ કૃતિ કરી એ સારું કમાયો એ માની ન શકાય એવી વાત છે, કેમકે પહેલી કૃતિ તો "સ્વર્ગની નિસરણી" હોવાનું પ્રેમાનંદ કહે છે. કમાવી શકે એવી કૃતિઓ તો ચંદ્રહાસાખ્યાન આમેરુ સુદામાચરિત્ર નળાખ્યાન અને દશમસ્કંધ વગેરે છે, અને એ બધાં તો મોડાં રચાયાં છે, "લક્ષ્મણાહરણ" એણે રચ્યું હોય (?) તોયે એ "સ્વર્ગની નિસરણી" પછી જ!

૩. શામળને રખીદાસના આશ્રયની જેમ પ્રેમાનંદને નંદરબારના રાજાનો આશ્રય હતો એવી સ્વ. નરભેરામને મળેલી હકીકત પાયમાં સુદામાના * કૂદડીવાળા ગ્રંથોની માહિતી જે સાધનદ્વારા મળી હશે તે સાધનદ્વારા મળેલી લાગે છે. એની નીચેની જ ખૂબ કમાયાની અને પ્રેમાનંદ પોતાની પાછળ આઠ દસ હજારની હવેલી મૂકી ગયાની વાત સ્વ. નર્મદાશંકરે કહેલી તે જ કહી છે. આ સત્ય હોવા ન હોવા વિશે ખાસ આગ્રહ નથી

સને ૧૮૯૪ થી પ્રેમાનંદ અને શામળ વચ્ચે મોટું કોણ એ ચર્ચાઓ "બુદ્ધિપ્રકાશ" "શાળાપત્ર" વગેરેમા જોરશોરથી જામી હતી, વડોદરાપક્ષે પ્રેમાનંદ મોટો અને અમદાવાદપક્ષે શામળ મોટો એમ સાબિત કરવાના સબળ પ્રયત્ન થયા હતા. આ પછી જ પ્રેમાનંદને નામે નવી કૃતિઓ રચવાના કોડ જાગ્યા હોય. ૫૧

૪. કેટલામે વર્ષે કવિ મરણ પામ્યો એ વિશે આ પૂર્વે ચર્ચા અપાઈ ગઈ છે.

૫. આ સુદામાં પ્રેમાનંદની અનેક કૃતિઓમાંથી સ્વ. નવલરામભાઈના "જાણવા પ્રમાણે"ની "સંપૂર્ણ ટીપ" મા ૨૩ ગ્રંથ છે, જેમાના નં. ૧૭ થી ૨૩ "છ કે નહિ તેને વિશે" એમને "શક" હતો. આ શક હોવાનું કારણ સ્પષ્ટ જ છે કે એ એમના "જોવામા આવ્યા" નહોતા

આ ગ્રંથોમા ડાંગવાખ્યાન, સંપૂર્ણ ભાગવત, રામાયણ, મહાભારત, રેવાખ્યાન કવિએ રચેલા અદ્યાપિ જાણવામા નથી આવ્યા, અશ્વમેધ તો શ્રી. ભાનુસુખરામે તુલસીનાંનો જ પ્રેમાનંદના તરીકે છપાવેલો હતો, એ વિશે પણ

---

૫૧. સ્વ. છોટાલાલ ન. ભટ્ટની સૌથી પહેલી ૧૯ મે વર્ષે રચાયેલી "શાંતિસુધા" નામની કૃતિ સં. ૧૯૨૫ (સને ૧૮૬૯) મા ન છાપતા કોઈ કારણે છેક સં. ૧૯૫૨ (સને ૧૮૯૬) મા ૨૭ વર્ષે છાપવામા આવી હતી. આ અગમ્ય કારણ શું હશે? બેશક, કોટાવાળા વડોદરામા સને ૧૮૭૪-૭૫માં આવ્યા, પણ એ પૂર્વે જ કોઈ વ્યક્તિને પ્રેમાનંદ માટે મમત્વ જાગ્યું હતું એ નવલરામભાઈને સને ૧૮૭૧માં મળેલા અજાણ્યા ગ્રંથોની માહિતીથી સમજાય છે.

ખુલાસો થઈ ચૂક્યો છે. "વલ્લિભગવંડો" અહીં પ્રેમાનંદની કૃતિ તરીકે અપાયો છે તે પછીથી સ્વ. કાંટાવાળાએ વલ્લભનો રચેલો કહ્યો છે. આ "વલ્લિભગવંડો"નું સ્વ. નવલરામને નામ મળ્યું હતુ, એ જ બતાવે છે કે પ્રેમાનંદચરિતની તેમની કેટલીક હકીકત સંભવતઃ વડોદરાથી મળી હશે, જ્યાં પ્રેમાનંદને મહાન સાબિત કરવાના પુરાવા એકત્રિત કરી ચલણી કરી દેવાના પ્રયત્ન શરૂ થઈ ચૂક્યા હશે!

આમ સ્વ. નવલરામભાઈવાળું સોપાન સંભવતઃ વડોદરાની અસરથી મુક્ત નહોતુ એમ સ્વીકારવુ એ વધુ પડતુ નથી. જેમ સ્વ ઇચ્છારામ દેસાઈને ભ્રાંતિમાં નાખવામાં આવ્યા હતા તેવું જ સ્વ. નવલરામભાઈના વિષયમાં પણ બન્યું હશે, એમ મને લાગે છે.

આમ સ્વ. નવલરામભાઈએ આપેલી કેટલીક હકીકત પ્રમાણ તરીકે સ્વીકારી શકાય એવું જણાતુ નથી.

## ૩. સ્વ. પં. ડાહ્યાભાઈ : કવિચરિત

સ્વ. પં. ડાહ્યાભાઈથી લઈ પૂર્વના સ્વ. નર્મદાશંકર અને સ્વ. દલપતરામના પ્રયત્ન કોઈ પણ જાતના પક્ષાગ્રહવાળા નથી. તે તે સમયમાં મળેલી સ્વતંત્ર માહિતીનો એમણે ઉપયોગ કર્યો હતો.

૧. પ્રેમાનંદ ચોવીશો મોઢ, સં. ૧૬૯૨માં જન્મ્યો હતો અને પિતાનું નામ કેશવ હતું, એ માહિતી એમની ઠીક નહોતી, એ વિરુદ્ધ આ પૂર્વે બતાવાઈ ચૂક્યું છે. બીજી હકીકત વિશે કાંઈ કહેવાનું નથી. એ દંતકથા લેખે સ્વીકાર્ય છે.

૨. આ મુદ્દો સ્વીકાર્ય છે. કવિ નિર્વાહ માટે નંદરબાર સૂરત અને બુરાનપુર ગયો હતો એ એની કૃતિઓથી જ સ્પષ્ટ છે. એની સાચી કૃતિઓ પણ જાહેર થઈ ચૂકી છે.

૩. એ ૮૫ વર્ષ લગભગ જીવ્યો, પણ એણે લાંબી મુદત પ્રમાણે ઘણા અને સ્વકલ્પિત ગ્રંથ લખ્યા નહોતા, એવા પ્રકારના વિધાન વિશે હવે કાંઈ કહેવાનું રહેતુ નથી, શામળ જેવી તર્કશક્તિ પ્રેમાનંદને નહોતી, એ વિશે પણ હવે કાંઈ કહેવાનું નથી રહ્યું. આ પ્રશ્નો જૂના અને સમય બહારના થઈ ચૂક્યા છે.

૪ કવિએ દેશીબંધ સ્વીકારીને જ કવિતા લખી છે, અને એના ગ્રંથ એવા જ દેશીબંધમાં છે, એ વિશે સ્પષ્ટ થઈ ચૂક્યુ છે.

૫. અહીં એમણે ૧૨ ગ્રંથ આપ્યા છે, તેમાં "સુદામાચરિત"ની રચ્યા સાલ સં. ૧૭૩૫ (પ્રથમ ગ્રંથ) અને "નળાખ્યાન"ની રચ્યા સાલ સં. ૧૭૩૬ આપી છે, પણ આ વિશે વિસ્તારથી ખુલાસો થઈ ગયો છે.

૬. આ મુદ્દામાં પુરાણીઓ સાથેના ઝઘડાને પરિણામે દશમસ્કંધ કવિએ રચ્યાનું કહ્યું છે, પણ ત્યાં તો કવિ મરી ગયો ને એ કાર્ય અધૂરું રહ્યું.
// મરતાં પહેલાં એણે પોતાના શિષ્યને એ પૂરો કરવાનું કહ્યું અને સં. ૧૭૬૯માં એ શિષ્યે ગ્રંથ પૂરો કર્યો.

આ હકીકત સ્વ. ૫. ડાહ્યાભાઈને મળી અને એ સને ૧૮૯૯ માં એમણે જાહેરમાં મૂકી છે. સ્વ. નર્મદાશંકરવાળી શાસ્ત્રીઓ સાથેના ઝઘડાની વાતનું આ રૂપાંતર છે અને દંતકથા તરીકે એને સ્વીકારવામાં બાધ નથી; પણ પ્રેમાનંદની સિદ્ધ એક પણ કૃતિનો એને ટેકો નથી. "દશમસ્કંધ" ના પેલા "નથી વાદ વચન કીધું પ્રકાશ" નો એક અર્થ પણ આ કલ્પનામાં આભારી હોઈ શકે.

૭ કવિ ૧૧૫ વર્ષે ગુજરી ગયા કે નહિ એ વિશે ખુલાસો આ પૂર્વે થઈ ચૂક્યો છે. એનો વંશજ (મનસુખરામ) વડોદરામાં હતો, એ વિશે કાંઈ શંકા નથી.

## ૨. સ્વ. નર્મદાશંકર : નર્મગદ્ય

૧. પહેલા મુદ્દામાં પ્રેમાનંદ આશરે ૬૦ વર્ષ જીવ્યો હતો એવું ઉઘટ બતાવવામાં આવ્યું છે; પણ હવે એ વિશે કાંઈ કહેવાનું નથી. આ વિષયમાં પૂર્વે ખૂબ ચર્ચા થઈ ચૂકી છે.

સુંદર શિષ્ય હતો અને એને તાકીદથી દશમસ્કંધ પૂરો કરવાનું પ્રેમાનંદ કહી ગયો હતો, એ દંતકથાથી વિરોધ હોય એમ જણાતું નથી. સુંદરનું એ વિશે તદ્દન મૌન છે.

૨. બીજા મુદ્દાની હકીકત સંદિગ્ધ છે. એ મનસુખરામ પાસેથી મળેલી છે, એટલે સર્વથા સ્વીકાર્ય છે. અહીં એટલું લક્ષ્યમાં રાખવાનું છે કે પ્રેમાનંદના પુત્રનું નામ રઘુરામ હતું, નહિ કે જીવણરામ ને વલ્લભરામ. સ્વ. કાટાવાળાને મળેલું "પેઢીનામું" પ્રત્યયજનક નથી લાગતું.

૩-૪. આ મુદ્દા દંતકથા પૂરતા સ્વીકાર્ય છે.

૫. આ મુદ્દાનું નિરાકરણ આ પૂર્વે થઈ ચૂક્યું છે. સ્વ. ૫. ડાહ્યાભાઈને પણ આ હકીકત મળેલી હતી. આ વિશે હવે વિશેષ કહેવાનું નથી.

૬. "મામેરું" સાંભળી નાગરોએ પ્રેમાનંદને લોટા પણ બક્ષિસ કરી દીધા, એ દંતકથા તરીકે સ્વીકાર્ય છે.

૭. પ્રેમાનંદ સ્માર્ત હતો કે વૈષ્ણવ એનો નિર્ણય આપવો વિકટ છે. આખરમાં એ ચુસ્ત રામભક્ત થયો હતો એ તો માત્ર વામનકથા રચ્યાથી અને દશમસ્કંધથી જ સ્પષ્ટ છે.

૮. નદરબારના ઠાકોરનો આશ્રય પ્રેમાનંદને હતો એ પાછળ મા કથાનુ જ બળ છે આ વિશે પ્રેમાનંદનુ સર્વથા મૌન છે. ઊલટ પક્ષે "રદ અંતે તો એક મિત્ર દેસાઈ શંકરદાસનો સબધ વ્યક્ત કર્યો છે એ હતો અને એના દરોક હજારના ઘર એના વરાને પાસે છે એ તથ્ય સ્ત્રી

૯ કવિ કેટલુ ભણ્યો હતો એ વિશે નર્મદાશંકરનો મત, એ સ પ અને રસાલંકારનો ગ્રંથ ભણ્યો હશે એવો છે. મને એ વિશે ખાસ શંક છતા એને પુરાણીઓને હોય છે તેટલુ આવશ્યક સ. જ્ઞાન હશે, એથી વિશેષ એમ લાગે છે એ વિશે આ પૂર્વે કહેવાયુ છે

૧૦-૧૧ આ બને મુદ્દાઓ વિશે હવે વિશેષ કહેવાનુ રહેલું નથી સિદ્ધ બધા ગ્રંથ જાહેરમા આવી ગયા છે "બાળલીલા-વ્રજવેલ," "ર્‌ હરણનો હલેકો" "નાનો દશમ" હજી અપ્રસિદ્ધ, અને "શામળશાનો ( વિવાહ" પ્રસિદ્ધ પણ જાણ બહાર રહ્યો છે, પણ તેના કર્તૃત્વના િ શંકા નથી.

એણે ધોળ-ગીત પદો પણ બનાવ્યા હશે પણ એ વિશે હજી સ સવિષ્યના અભ્યાસી માટે બાકી છે. જુદા જુદા ગ્રંથસંગ્રહોમા સેંકડો અ પદસંગ્રહો છે તેમાથી પ્રેમાનંદના પદ મળી પણ આવે અદ્યાપિ એક પણ ર પદ જોવામા નથી આવ્યુ

## ૨. સ્વ. દલપતરામ : બુદ્ધિપ્રકાશ

૧ કવિ દલપતરામે એ જમાનામા મળી શકે એવી સામાન્ય હકીકત એ કરી હતી, ચતુર્વિંશી ને બન્ને ચતુર્વેદી પાઠ વાચીને જ પ્રેમાનંદને એ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ ગણ્યો હશે હવે તો ચોવીશો નક્કી છે રસાધકારના જોયા હોય એ વિશે કહેવાઈ ચૂક્યુ છે. એની કવિ તરીકેની ખરી આકણી દલપતરામ કરી શક્યા હતા એ વાજબી છે.

૨ આ મુદ્દામા નદરબાર સુધી ઉદરપૂર્તિ માટે ગયેલ અને ત્યા ગ્રંથર કરી હતી એ તથ્ય પ્રેમાનંદની કૃતિઓથી જ સ્પષ્ટ છે.

૩ પ્રેમાનંદના સમયમા એની અત્યારે થાય છે તેટલી કીમત નહિ હોય, સ્વ. કવિ દલપતરામનો અભિપ્રાય લેશ પણ ગેરવાજબી નથી એની એ જમાનામા જબર કીમત હતી એવુ બતાવવાનો સમગ્ર પ્રયત્ન આ પૂર્વે જ અહિ બતાવાઈ ગયો છે.